ગીતાએ નીચેના બે શ્લોકોમાં જીવન તથા સર્જનનો સિદ્ધાંત ટૂંકમાં વર્ણવ્યો છે :

"અન્નમાંથી ભૂતમાત્ર પેદા થાય છે. અન્ન વરસાદથી પેદા થાય છે, વરસાદ યજ્ઞથી થાય છે અને યજ્ઞ કર્મથી થાય છે.

"તુ જાણ કે કર્મ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે, પ્રકૃતિ અક્ષર બ્રહ્મ થકી, અને તેથી સર્વવ્યાપક બ્રહ્મ હંમેશ યજ્ઞને વિષે રહેલ છે." (૩–૧૪, ૧૫)

આ સિદ્ધાંતમાથી ગીતા જીવનનો શાશ્વત કાયદો તારવે છે — એ યજ્ઞ છે — અને મનુષ્યની કેળવણી તથા પ્રગતિ માટે નીચેનો કાયદો આદેશે છે :

"પ્રજાને યજ્ઞસહિત ઉત્પન્ન કરીને પ્રજાપતિ બ્રહ્મા બોલ્યા : 'આ યજ્ઞ દ્વારા તમે વૃદ્ધિ પામજો. એ તમને ઇચ્છિત ફળ આપો.

"તમે યજ્ઞ દ્વારા દેવોને પોષો અને એ દેવો તમને પોષે. આમ એકબીજાને પોષીને તમે પરમ કલ્યાણને પામો.'" (૩–૧૦,૧૧)

મનુષ્ય પોતાનુ કલ્યાણ કર્મ દ્વારા જ સાધે છે. એટલા માટે તે જીવનનું ધારણપોષણ કરે એવી વસ્તુઓ ઉત્પન્ન કરનારું હોવુ જોઈએ. એટલા માટે તે પરસ્પર સહાયનો અને બીજાઓ પ્રત્યે આદરનો સહકારના પાયા પરનો પ્રયાસ હોવો જોઈએ અને આવા કાર્ય દ્વારા જ — જે યજ્ઞ છે — મનુષ્ય પોતાની જાતને કેળવે છે અને બંધનમાંથી મુક્તિ મેળવે છે. આ જીવન દ્વારા મનુષ્યની કેળવણીનો નિયમ છે. એ મુક્તિ માટેની તેની સાચી કેળવણી છે. બાળકની કેળવણીને તે લાગુ પાડવાની બાબતમાં તે કહે છે કે, બાળકે પણ ક્રિયા દ્વારા તેમ જ કાર્યમાં જોડાઈને કેળવણી પ્રાપ્ત કરવી જોઈએ. એ કાર્ય સમાજજીવન સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલુ છે. આવા કાર્યને જીવનની જરૂરિયાતોથી વિખૂટું પાડવામાં આવે તો તે કરનારને માનવસમાજ માટે પરોપજીવી અથવા શાપરૂપ બનાવી મૂકશે; તે સમાજના આરોગ્યને જોખમાવશે. ગીતા કહે છે તેમ તે આપણને પાપ અને બંધનમાં ઉતારશે (૩–૧૨). આ રીતે તે બાળકની બદ-કેળવણી થશે. જીવન માટેની અથવા લોકશાહી સમાજ માટેની અથવા સૌની સાચી સ્વતંત્રતા માટેની કેળવણી આ રીતે જ સિદ્ધ થઈ

શકે. સર્વોદયને માટે એવા જ પ્રકારની કેળવણી હોઈ શકે. આ રીતે કેળવણી વિષેની ગાંધીજીની દૃષ્ટિ જીવન વિષેની તેમની ફિલસૂફીમાંથી, એટલે કે, કર્મયોગમાંથી ઉદ્ભવી છે. કેળવણીનું વાહન બનનાર ઉદ્યોગ બુદ્ધિપૂર્વક અને તેને વિષેની પૂરેપૂરી સમજ સાથે કરવો જોઈએ. તો જ તે કર્મયોગ, એટલે કે, કાર્ય અને જ્ઞાનનો સમન્વય બને ગાંધીજીએ કહ્યું છે કે શિક્ષણની આવી સમન્વિત પદ્ધતિ જ બાળકની કેળવણી માટેની સાચી અને કુદરતી પદ્ધતિ છે. એટલા માટે તે અવશ્ય શ્રેષ્ઠ પદ્ધતિ પણ થઈ પડશે. શ્રી પટેલે આ વસ્તુ પોતાના પુસ્તકમાં આધુનિક શિક્ષણ-શાસ્ત્રની ફિલસૂફીની ભાષામાં વર્ણવવાનો પ્રયત્ન કર્યો છે. એમાં તેમણે દર્શાવેલા વિચારો અને કરેલા વિધાનો તેમના પોતાનાં છે એ ઉઘાડું છે. તેમનું પુસ્તક ગાંધીજી વિષેના ઉત્તરોત્તર વધતા જતા સાહિત્યમાં એક સારા ઉમેરારૂપ થશે એ આશાથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

૧૫-૧-’૫૩

‘પ્રેમળ જ્યોતિ તારો દાખવી . . . . . .’

*   *   *

આ ધરતી પરની માનવીની કથાની સૌથી મોટી હકીકત તેની ભૌતિક સિદ્ધિઓ નથી, તેણે સ્થાપેલા તથા જમીનદોસ્ત કરેલા સામ્રાજ્યો નથી, પણ સત્ય અને ભલાઈ માટેની પોતાની ખોજમા તેના આત્માએ યુગે યુગે સાધેલો વિકાસ છે આત્માના આ સાહસમા ભાગ લેનારા માનવસસ્કૃતિના ઇતિહાસમા ચિરંજીવ સ્થાન પ્રાપ્ત કરે છે કાળે બીજા સૌને વિસારી મૂક્યા છે તે જ રીતે વીર પુરુષોને પણ અવગણ્યા છે. પરતુ સતો કાયમ રહ્યા છે ગાધીની મહત્તા, તેમની વીરતાભરી લડતો કરતા વિશેષ કરીને તેમના પવિત્ર જીવનમા, વિનાશના બળોની ચડતી કળા દેખાતી હોય એવે સમે આત્માની સર્જક શક્તિ વિષેના તથા તેના જીવનદાયી ગુણ વિષેના તેમના આગ્રહમા રહેલી છે

—સર્વપલ્લી રાધાકૃષ્ણન્

# પ્રસ્તાવના

રાજકારણ તથા સમાજસુધારાના ક્ષેત્રમાં ગાંધીજીની સિદ્ધિઓ એવી જબરદસ્ત છે કે, કેળવણીના શાસ્ત્ર તથા તેની કળામાં તેમણે આપેલા ભવ્ય ફાળા તરફ સામાન્ય રીતે, જેટલું જોઈએ તેટલું લક્ષ દોરાયું નથી. પરંતુ, ભાવિ પેઢીઓને માટે તેઓ માનવજાતના એક ઉપદેશક તરીકે તથા તેના આધ્યાત્મિક પુનરુદ્ધારના પેગંબર તરીકે સૌથી અમૂલ્ય વારસો મૂકતા ગયા છે, એ વસ્તુ ધ્યાનમાં રાખવી જોઈએ. આજની પરસ્પર વિનાશની પાગલતામાંથી તેમ જ રાજકાય-આર્થિક અધિકારવાદોના વણસાડમાંથી ઊગરવાનો એકમાત્ર ઉપાય ગાંધીજીએ ઉપદેશેલાં અને આચરણમાં મૂકેલાં જીવંત સત્યો અનુસાર વિચારપૂર્વક જીવનનું નવેસરથી ઘડતર કરવું એ જ છે. તેમણે માણસને માણસથી, જૂથને જૂથથી તથા રાષ્ટ્રને રાષ્ટ્રથી અળગો પાડનારી તથા માનવજાતને પરસ્પર શંકાશીલ અને અંધપણે વિરોધી સમૂહોમા વિભક્ત કરનારી માનસિક તેમજ ભૌતિક દીવાલો તોડી નાખી છે. એ દીવાલો તોડી પાડવાને માટે તથા વર્ગ કે દેશના કશા પણ ભેદભાવ વિના સઘળાં મનુષ્યો સુલેહશાન્તિ, સમૃદ્ધિ અને પ્રેમના પાયા પર રચાયેલી વિશ્વ સંસ્કૃતિના ભાગીદાર બની શકે તે માટે ગાંધીજીએ આપણને સત્ય અને અહિંસાનાં આયુધો આપ્યાં છે.

ગાંધીજીના ઉપદેશનું મહત્ત્વ હું આ સંદર્ભમાં જ નિહાળું છું. આ પુસ્તકમાં મેં ગાંધીજીની ફિલસૂફીનું, કેળવણીના ક્ષેત્રમાં તેના તાત્ત્વિક પાયા તથા વહેવારમાં તેના વિનિયોગ સહિત વિગતવાર અને વિવેચનાત્મક નિરૂપણ કરવાનો પ્રયત્ન કર્યો છે. ગાંધીજી અતિશય વ્યાપક પ્રતિભાસંપન્ન પુરુષ હતા અને એને લઈને ઈશ્વરથી માંડીને સંતતિનિયમન સુધીના દુનિયાના સઘળા સવાલો તેમણે સ્પર્શ્યા છે. પરંતુ આ પુસ્તકનું કાર્યક્ષેત્ર ગાંધીજીની ફિલસૂફીના નિરૂપણ અને તેમનો કેળવણી અંગેનો બોધ વ્યવહારમાં સંગીન છે અને સંગીન સિદ્ધાંતના પાયા પર — જોકે, તેમનો સિદ્ધાંત પંડિતાઈભરી રીતે નિરૂપવામાં આવ્યો નથી — રચાયેલો માલૂમ પડ્યો છે, એ બતાવવા પૂરતું જ મર્યાદિત છે.

કેટલાક શિક્ષકો એમ કહેવા તરફ ઢળે છે કે, તેમનાં પ્રત્યક્ષ કાર્યમા, કેળવણીની ફિલસૂફીની કશી જરૂર જણાતી નથી આ વહેવારુ શિક્ષકોના સિદ્ધાત તરફના વલણ કરતા કોઈ વધારે બુદ્ધિશૂન્ય વસ્તુની કલ્પના કરવી મુશ્કેલ છે તેઓ એમ વિચારતા લાગે છે કે, ખીરનો સ્વાદ તે ખાધે જ જણાય તેમ તેમના સફળ પ્રત્યક્ષ કાર્યને સિદ્ધાતના પીઠબળની કશી જ જરૂર નથી સાચી વાત એ છે કે, જેને આધારે તેઓ કાર્ય કરી રહ્યા હોય છે તે સિદ્ધાંતો સ્પષ્ટપણે સમજવાની તકલીફ જ તેમણે ઉઠાવી હોતી નથી સિદ્ધાત, સ્વાભાવિક રીતે જ, વહેવારમાથી ઉદ્ભવે છે કેમ કે, શુ ધ્યેય સિદ્ધ કરવાનુ છે તેનુ અગાઉથી કઈક જ્ઞાન મેળવી લીધા વિના તથા કયા સાધન દ્વારા તે સિદ્ધ કરવાનુ છે તેનો કઈક ખ્યાલ કરી લીધા વિના કશુ પ્રત્યક્ષ કાર્ય કરી શકાય જ નહીં. આરભમા સામાન્ય રીતે પ્રત્યક્ષ કાર્ય તરફ વધારે લક્ષ આપવામા આવે છે અને આપણા કાર્યો પાછળ રહેલા કારણોની વિચારણા પાછળના સમય માટે મોકૂફ રાખવામા આવે છે

ગાધીજીની બાબતમા પણ એમ જ બન્યુ છે આરભમા તેમણે કેળવણીના પ્રયોગો અથવા અખતરાઓ. કર્યા, પછીથી અનુભવમાથી પ્રાપ્ત થયેલા પરિણામો પર તેમણે વિચાર કર્યો અને કેટલાક નિર્ણયો તારવ્યા એ નિર્ણયોમા વધુ પ્રયોગોના પરિણામો લક્ષમાં રાખીને એ નિર્ણયોમાં સુધારાઓ કરવાને માટે અવકાશ હતો તેમનો કેળવણીનો સિદ્ધાત આ રીતે અડધી સદી દરમ્યાન વિકસવા પામ્યો હતો તેમનો સિદ્ધાત તર્કપ્રધાન કરતા વિશેષે કરીને અનુભવપ્રધાન છે, કારણ કે, તેમણે પોતાના નિર્ણયોને આધુનિક વિજ્ઞાને પારખુ કરવા માટેની અખ ત્યાર

એવો એનો અર્થ નથી વસ્તુતાએ 'હિંદ છોડો'ની ચળવળ પછીની તેમની અટકાયતમાથી તેમને મુક્ત કરવામા આવ્યા પછી તેમણે પહેલવહેલી વસ્તુ, સમગ્ર નયી તાલીમનો અથવા જીવન દ્વારા જીવનની કેળવણીનો તેમનો નવો ખ્યાલ રજૂ કરવાની કરી મારુ મુખ્ય કાર્ય, કેવળ પાયાની કેળવણીનો જ વિચાર કરવાનુ નહીં પણ ગાધીજીની કેળવણીની સમગ્ર ફિલસૂફીનું નિરૂપણ કરવાનુયે રહ્યુ છે એ ફિલસૂફી, ચિંતનાત્મક ફિલસૂફીની બીજી કોઈ પણ શાખા કરતા કોઈ પણ રીતે ઊતરતી નથી પાયાની શાળાઓનુ પ્રત્યક્ષ કાર્ય મારી ચર્ચાના ક્ષેત્રમા આવતું નથી એ ખરૂ, પરતુ તેને વિષે મૌન સેવી શકાય કે તેને પાછળ ધકેલી દઈ શકાય એમ નથી, કારણ કે, કેળવણી શાસ્ત્ર તેમ જ કળા ઉભય છે, અને તેને જો તેના વહેવારુ મૂળમાથી અળગી કરવામા આવે તો અવાસ્તવિક અને અશાસ્ત્રીય બની જાય એથી કરીને મેં પાયાની કેળવણીના ગર્ભિતાર્થોની ઠીકઠીક લબાણથી ચર્ચા કરી છે, તેના આરભથી માડીને તેની પ્રગતિની રૂપરેખા આપી છે તથા તેની આગેકૂચની શકય દિશાઓ સૂચવી છે

ગાધીજીની ફિલસૂફીનુ હાર્દ શરીરશ્રમ છે સામાજિક, રાજકીય, કેળવણીની, આર્થિક અને ધાર્મિક સહિત આપણી સઘળી પ્રવૃત્તિઓના કેન્દ્રસ્થાને તેને મૂકીને તેમણે તેને ખાસ ગૌરવ આપ્યુ છે માનવ જીવનની વિશાળ સૂર્યમાળામા તે સૂર્યને સ્થાને બિરાજે છે અને જીવનના ઉચ્ચતર મૂલ્યો સાથે સપૂર્ણ એકરાગ સાધીને આપણી ભૌતિક જરૂરિયાતો પૂરી પાડે છે આ રીતે ગાધીજીની કેળવણીની ફિલસૂફી રચવાની સપૂર્ણ એકતાવાળી એક અદ્ભુત ઇમારત છે આખીયે રચનામા કયાયે ખૂણા ખાચરા જોવા મળતા નથી એની પાસે નિશ્ચિત ધ્યેય છે, માનસશાસ્ત્ર તેમ જ સમાજશાસ્ત્રના ક્ષેત્રમા તાજેતરમા થયેલા સશોધનો તેનુ સમર્થન કરે છે તથા તેણે કેળવણીના અતિમ ઉદ્દેશો સિદ્ધ કરવા માટેની સસયોજિત

અશક્ય થઈ પડ્યુ હોત મારા નિર્ણયોના સમર્થન માટે જે અનેક લેખકોના ગ્રંથોમાથી મેં છૂટથી આધારો ટાંક્યા છે તેમનો, અત્યારના સ્વરૂપે આ પુસ્તક પ્રગટ કરવા માટે નવજીવન ટ્રસ્ટના ટ્રસ્ટીઓનો, માધ્યમિક કેળવણી કમિશનના તેમના કામ અગે તેમને કામનુ ભારે દબાણ રહેતુ હોવા છતા આ પુસ્તકનો આમુખ લખી આપવા માટે વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર શ્રીમતી હસા મહેતાનો પણ હુ આભારી છુ મારો મહાનિબધ પુસ્તકરૂપમા પ્રસિદ્ધ કરવાની પરવાનગી આપવા બદલ સૌમ્ય યુનિવર્સિટીના સત્તાવાળાઓનો પણ હુ આભાર માનુ છુ

વડોદરા નવેમ્બર ૧ ૧૯૫૨ મ૦ શિ૦ પટેલ

# આમુખ

ગાધીજીની કેળવણીની ફિલસૂફી વિષેના આ પુસ્તકનો આમુખ સદ્ગત શ્રી કિશોરલાલ મશરૂવાળા લખવાના હતા ગાધીજીની ફિલસૂફીના અભ્યાસી અને વિવેચક તરીકે એ કાર્યને માટે તેઓ યોગ્ય પુરુષ હતા પરતુ દુર્ભાગ્યે તેમનુ અવસાન થયુ અને ગાધીજીની ફિલસૂફીની આ અતિ મહત્ત્વની બાજુ વિષેના તેમના કીમતી વિવેચનથી આપણે વચિત રહ્યા છીએ

ગાધીજીની કેળવણીની ફિલસૂફીનો વર્ધા યોજનાથી અથવા તો પાયાની કેળવણીની યોજનાથી આરભ નથી થતો એમ લેખક કહે છે તે બરાબર છે કેળવણીને વિષે તેમણે દક્ષિણ આફ્રિકામા ટોલ્સ્ટૉય આશ્રમમા પ્રયોગો શરૂ કર્યા હતા તેઓ હિંદ પાછા ફર્યા અને પ્રથમ સાબરમતી આગળ અને પછીથી સેવાગ્રામમા પોતાનો આશ્રમ સ્થાપ્યો ત્યારે પણ તેમણે તેમના એ પ્રયોગો ચાલુ રાખ્યા હતા વરસો સુધી આ રીતે કરવામા આવેલા પ્રયોગોના ફળ તરીકે પાયાની કેળવણીની યોજનાને લેખી શકાય ૧૯૩૭ની સાલમા કોગ્રેસે જુદા જુદા પ્રાન્તોમા પહેલવહેલી સત્તા સ્વીકારી ત્યારે તેની સામે ખડા થયેલા સવાલનો ઉકેલ લાવવાની ઇચ્છામાથી તે ખરેખાત ઉદ્ભવી હતી એ સવાલ, પ્રચલિત પદ્ધતિને સુધારીને તેને સાર્વત્રિક બનાવવાનો હતો તે વખતે પ્રવર્તતી પ્રાથમિક કેળવણીની પદ્ધતિને વિષે સર્વસામાન્ય અસતોષ જાગ્યો હતો શિક્ષકોને બહુ ઓછા પગાર મળતા હતા અને કેળવણીના કાર્ય માટે તેઓ યોગ્ય તાલીમ પામેલા નહોતા સમગ્ર કેળવણી સર્વથા પુસ્તકિયા હતી તેને બાળકોના રોજિદા જીવન સાથે કશો જ સબધ નહોતો પરિણામે તે બાળકોનો રસ કદી પણ એકસરખી રીતે ટકાવી રાખી શકતી નહોતી અને તેઓ શાળાઓમા જે કઈ શીખતા તે શાળા છોડતાવેંત ભૂલી જતા આને કારણે સમય, નાણા અને શક્તિનો ભારે દુર્વ્યય થતો હતો દેશ આગળ ખડો થયેલો સવાલ દ્વિવિધ હતો એક તો એ કે, પ્રાથમિક શાળાઓમા આપવામા આવતી કેળવણીને જીવન સાથે વધુ સબધ રાખનારી અને તેથી ઉપયોગી

બનાવવી અને બીજું તેને સાર્વત્રિક બનાવવા માટેના ઉપાયો ખોળવા કેવળ પુસ્તકિયા જ્ઞાનનો ત્યાગ કરનાર પાયાની કેળવણીની યોજના, બાળક સમાજનો ઉપયોગી સભ્ય બની શકે તે માટે તેને સર્વાંગી કેળવણી આપવાનું તાકે છે ટૂંકમા તેને હાથ, હૃદય અને ચિત્તની કેળવણી તરીકે વર્ણવી શકાય હાથની કેળવણી કોઈક ઉદ્યોગ દ્વારા, એટલે કે, કોઈક ઉત્પાદક પ્રવૃત્તિ દ્વારા સાધવાની હોય છે

પ્રવૃત્તિના ઉત્પાદક અંગ ઉપર ભાર મૂકવાનો વિચાર, પાયાની કેળવણીને સાર્વત્રિક કરવા માટે નાણાની મુશ્કેલીનો તોડ કાઢવાને અર્થે ઉદ્‌ભવ્યો હતો ગાધીજીને લાગ્યુ કે, એ કેળવણીનો અમુક ખરચ ઉત્પાદક પ્રવૃત્તિ દ્વારા મેળવવામા આવે તે સિવાય તેને સાર્વત્રિક બનાવવાનુ મુશ્કેલ થઈ પડશે ગાધીજીના મનમા એ વાત પણ હતી કે, બાળકને એવો ઉત્પાદક ઉદ્યોગ શીખવવો જોઈએ જે તે શાળા છોડે ત્યાર પછી પણ તેને ઉપયોગી થઈ પડે ઉદ્યોગને માટે તેમણે આ વલણ લીધુ એ, દરેક સ્ત્રીપુરુષે સ્વાવલંબી બનવુ જોઈએ અને કોઈએ પણ તેની રોજિંદી જરૂરિયાતો માટે બીજાઓ પર આધાર રાખવો જોઈએ નહીં, એવી તેમની ફિલસૂફીને આભારી હતુ કેળવણીની દૃષ્ટિથી સંગીન હોય એવી સર્જક પ્રવૃત્તિ પણ જો તે ઉત્પાદક ન હોય તો તેમને આકર્ષી શકતી નહોતી પુસ્તકના લેખકે, ગાધીજીએ નિરૂપ્યા પ્રમાણેની પાયાની કેળવણીની પાછળ રહેલી સમગ્ર ફિલસૂફીની બહુ જ કુશળતાપૂર્વક સમજૂતી આપી છે કેળવણીની યોજના કદી પણ પૂર્ણ હોઈ શકતી જ નથી, અને ગાધીજી જીવતા હોત તો મજેના અનુભવને આધારે જ્યાં જરૂર જણાય ત્યા મજકૂર યોજનામા ફેરફાર અથવા સુધારાવધારા કરવાને તૈયાર થાત, એમ લેખક કહે છે તે સાચુ છે

પોતપોતાના સમયમા કેળવણીના સિદ્ધાંતોમા ફાળો આપનારા બીજા ફિલસૂફો સાથે લેખકે ગાધીજીની તુલના કરી છે, એ સારુ છે એ ફિલસૂફોના તેમણે પ્રકૃતિવાદી, ધ્યેયવાદી અને વ્યવહારવાદી એમ ત્રણ વર્ગો પાડ્યા છે ગાધીજીને વિષે તેઓ કહે છે 'કેળવણીના ફિલસૂફ તરીકે ગાધીજીની સાચી મહત્તા એ હકીકતમા રહેલી છે કે, પ્રકૃતિવાદ, ધ્યેયવાદ અને વ્યવહારવાદ વગેરે પ્રધાન વિચારસરણીઓ તેમની ફિલસૂફીમાં અલગ

અલગ કે સ્વતત્ર રીતે નથી રહેતી પણ એ બધી એકબીજીમા ભળી જઈને એકરૂપ બની જાય છે અને આજની જરૂરિયાતો પૂરી પાડે તથા માનવીના આત્માની ઊચી આકાક્ષાઓ સતોષે એવા કેળવણીના સિદ્ધાતને જન્મ આપે છે"

કેળવણીની ગાધીજીની ફિલસૂફીની ચર્ચા કરતા પુસ્તક બીજી અનેક બાબતોને સ્પર્શે છે અને રોચક તથા જ્ઞાનપ્રદ વાચન પૂરુ પાડે છે

૧૯-૧૨-૫૨ હંસા મહેતા

## ૧

# ફિલસૂફી અને કેળવણી

કોઈ કે કહ્યું છે કે, દુનિયા પોતાના મહાપુરુષોને તથા પેગંબરોને ઉવેખે છે અથવા તેમના પ્રત્યે બૂરો વર્તાવ દાખવે છે અને તે તેમનું સન્માન નથી કરતી તથા તેમને વિષે ગેરસમજ સેવે છે. તેમના મરણ બાદ જ્યારે અભિપ્રાયોની તીવ્ર ઉગ્રતા હળવી પડે છે, પરસ્પર વિરોધી સિદ્ધાંતો એકબીજાની ઊણપો સુધારે છે તથા સત્યના છૂટાછવાયા અંશો એકબીજા સાથે ઝઘડતા મટીને એકબીજા સાથે પોતાનો સુયોગ સાધવા લાગે છે ત્યારે તેમની કદર થવા માંડે છે. ગાંધીજીની બાબતમાં આ વિધાન સંપૂર્ણપણે સાચું છે એમ ન કહી શકાય. તેમના જીવનકાળ દરમ્યાન જ દુનિયાભરમાં તેમની કદર થવા લાગી હતી તથા તેમને માન્યતા લાધી હતી. મૂલ્યવાન લેખાતી ક્ષણભંગુર ઐહિક વસ્તુઓ તરફથી પોતાની દૃષ્ટિ ખેંચી લઈને શાશ્વત સત્ય ઉપર તેને સ્થિર કરનાર એકલા ગાંધીજી જ તેમના જીવનકાળ દરમ્યાન ઠીક ઠીક પ્રમાણમાં દુનિયાની પ્રશંસા અને કદર પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયા હતા. ગાંધીજી પોતાના જીવનકાળ દરમ્યાન મહાન હતા, તેમના પરમ આત્મબલિદાનને ટાણે એથીયે વધારે મહાન હતા તથા વિપથગામી માનવજાતને સત્ય, ન્યાય અને સદાચારને માર્ગે વાળવાનો પ્રયત્ન કરી રહ્યા હતા ત્યારે તેમની હત્યા કરવામાં આવી એ પછી તો તેઓ વળી વિશેષ મહાન બન્યા.

આમ જોતાં તો ગાંધીજીનું મરણ થયું છે, પરંતુ હજી તેઓ જીવે છે અને તેમના અનુપમ ઉપદેશોના રૂપમાં તો તેઓ અગણિત પેઢીઓ પર્યંત જીવતા રહેશે. ફિલસૂફીથી માંડીને સંતતિનિયમન સુધીની જીવનની હરેક બાજુ વિષે તેમણે પોતાના વિચારો દર્શાવ્યા છે તથા તેમણે લખ્યું છે. કેળવણીને વિષે તેમણે એક પીઢ કેળવણીના તત્ત્વજ્ઞની સાહજિકતા અને સુગમતાથી લખ્યું છે. તેમનાં બહોળાં લખાણોને કેળવણીની ફિલસૂફી કહી શકાય કે પછી કેળવણીના ક્ષેત્રમાં અથડાઈ પડેલા સંત અને રાજદ્વારી

# અનુક્રમણિકા

છે. આ રીતે કેળવણીના પ્રયાસમાંથી ફિલસૂફી ઉદ્ભવે છે. સર જોન એડમ્સ માનતા હતા કે, 'કેળવણી ફિલસૂફીની સક્રિય બાજુ છે.'[૧] એ તાત્ત્વિક માન્યતાની સક્રિય બાજુ છે, જીવનના આદર્શો સિદ્ધ કરવા માટેનાં વહેવારુ સાધનો છે.

ફિલસૂફી અને કેળવણી વચ્ચે રહેલા સંબંધની પ્રોફેસર જેમ્સ રૉસે સ્પષ્ટ સમજૂતી આપી છે. તેઓ કહે છે, 'ફિલસૂફી અને કેળવણી સિક્કાની બે બાજુઓ જેવાં છે. ફિલસૂફી ચિંતનાત્મક બાજુ છે જ્યારે કેળવણી ક્રિયાત્મક બાજુ છે. કેળવણી પ્રાણવાન માન્યતા ધરાવનાર વ્યક્તિની બીજી વ્યક્તિને પણ એવી જ માન્યતા ધરાવતો કરવાના ઉદ્દેશથી તેના પર અજમાવવામાં આવેલી અસર છે.'[૨]

કેળવણી તત્ત્વત. અથવા કહો કે, અનિવાર્ય રીતે, ફિલસૂફી ઉપર નિર્ભર છે એ વસ્તુ એ હકીકત ઉપરથી પુરવાર થાય છે કે, મહાન ફિલસૂફો હમેશાં મહાન કેળવણીકારો પણ હતા. કેળવણીની ચળવળો જુદી જુદી તાત્ત્વિક દૃષ્ટિઓનુ અમલી અથવા વહેવારુ સ્વરૂપ છે. ફિલસૂફ, કેવળ ગગનવિહારી ન હોય તો, સ્વાભાવિક રીતે જ કેળવણીકાર બને છે. કેળવણી ફિલસૂફી પર નિર્ભર હોય છે, એનાં સ્પષ્ટ ઉદાહરણો પશ્ચિમમાં સૉક્રેટીસથી માંડીને જોન ડ્યુઈ સુધીના અને પૂર્વમાં યાજ્ઞવલ્કયથી માંડીને ગાંધીજી સુધીના સઘળા મહાન ફિલસૂફોના જીવન અને ઉપદેશોમાંથી આપણે ખોળી શકીએ છીએ. નૈતિક નિર્ણયોની કસોટી માટેના કોઈક શાશ્વત ધોરણની જરૂર સૉક્રેટીસને લાગી. તેની એવી માન્યતા હતી કે, આ વિશ્વરચનામાં નિરપવાદ ઔચિત્યના આદર્શો મોજૂદ છે તેમણે તેમના સમાગમમાં આવનારાઓના ચિત્તમાં એ આદર્શોનુ બીજારોપણ કરવાના કાર્યને પોતાનું જીવનકાર્ય બનાવ્યુ. આમ એક તત્ત્વચિંતક ફિલસૂફ સક્રિય કેળવણીકાર બન્યો. સૉક્રેટીસ ત્રિકાળનો એક સૌથી મહાન શિક્ષક હતો એ સૌ કોઈ સ્વીકારે છે.

તેના શિષ્ય પ્લેટોના રિપબ્લિક નામના પુસ્તકને સૌ કોઈ કેળવણીના પ્રમાણગ્રંથ તરીકે લેખે છે, કારણ કે, તેમાં સીધેસીધી રીતે કેળવણીના વિષયની ચર્ચા કરવામાં આવી છે. ઈશ્વર માનવમાત્રનો પિતા છે, એ

૧. એવૉલ્યૂશન ઑફ એજ્યુકેશનલ થિયરી, પ્રકરણ ૧ લું
૨. ફાઉન્ડવર્ક ઑફ એજ્યુકેશનલ થિયરી પા. ૧૬

પુરુષના ઉદ્‌ગારો એ છે? फिलसूफी અને केळवणी શબ્દોની સ્પષ્ટ અને સમજી શકાય એવી વ્યાખ્યા આપણે આપીએ, તે વિના એ સવાલનો જવાબ આપવો મુશ્કેલ છે.

ફિલસૂફી એટલે શું? रीपब्लिक નામના પોતાના ગ્રંથમા પ્લેટો કહે છે 'જેને હરેક પ્રકારના જ્ઞાન માટે રસ હોય તથા જેને શીખવાની જિજ્ઞાસા હોય તથા જે કદી પણ સંતોષાતો નથી તેને યોગ્ય રીતે ફિલસૂફ કહી શકાય';[1] 'તે જ્ઞાનના અમુક અંશનો જ નહીં પણ સમગ્ર જ્ઞાનનો ચાહક હોય છે' તે 'જીવનને સમતાપૂર્વક અને સમગ્રપણે નિહાળવાને' ઇચ્છતો હોય છે આ રીતે જોતાં સત્ય ફિલસૂફીનો અથવા તાત્ત્વિક ચિંતનનો વિષય છે સત્યનું સ્વરૂપ, માનવીની પ્રકૃતિ, તેનો ઉદ્‌ભવ તથા તેનું ભાવિ, તેના પુરુષાર્થનું લક્ષ્ય વગેરે જેવા મૂળભૂત સવાલો પરત્વે વિચારપૂર્વકનું દૃષ્ટિબિંદુ રજૂ કરવાને તાકનાર સૌ ફિલસૂફી છે પ્રોફેસર જોન ડયૂઈના અભિપ્રાય પ્રમાણે, 'ફિલસૂફીને વિષે જ્યારે પણ ગંભીરતાપૂર્વક વિચાર કરવામાં આવે છે ત્યારે હમેશા એમ ધારી લેવામા આવે છે કે, એ શબ્દ જીવનવ્યવહાર પર અસરકર્તા થઈ પડે એવા શાણપણ અથવા જ્ઞાનની પ્રાપ્તિ, એવું સૂચવે છે'[2] તેમણે જીવનની વહેવારુ ફિલસૂફીની હિમાયત કરી છે, કેમ કે, બીજી કોઈ પણ વસ્તુ કરતા તેઓ જીવન વિષેની માણસની માન્યતાઓને વધારે મહત્ત્વની લેખતા હતા એ ડાઉઝ હક્સલેના શબ્દોમા કહીએ તો, 'માણસો તેમની જીવનની ફિલસૂફી અનુસાર, દુનિયા વિષેના તેમના ખ્યાલો પ્રમાણે જીવન જીવે છે'[3]

દરેક માણસ પાસે પોતાની નિરાળી જીવનની ફિલસૂફી હોય છે ભિન્ન ભિન્ન જીવનપ્રણાલીઓમા જીવનની ભિન્ન ભિન્ન ફિલસૂફીઓ ઉદ્‌ભવે છે જીવનની ફિલસૂફી ધરાવનાર માણસ બીજાઓ પર પોતાની અસર પાડવાનો તથા તેમને પોતાની દૃષ્ટિના કરવાનો પ્રયત્ન કરે, એ સ્વાભાવિક છે જાણુપણે કે અજાણુપણે આ રીતે બીજાઓ પર અસર પાડવાની અને તેમનામાં પલટો લાવવાની આ પ્રક્રિયા કેળવણી છે બીજા શબ્દોમા કહીએ તો, કુદરતી અથવા સ્વાભાવિક વિકાસ પરનો એ સંસ્કાર

1 रीपब्लिक, પા ૨૫૨
૨ डेमोक्रसी ॲन्ड ॲज्युकेशन પા ૩૭૮
3 ॲन्ड्स ॲन्ड मीन्स, પા ૨૫૨

છે. આ રીતે કેળવણીના પ્રયાસમાંથી ફિલસૂફી ઉદ્ભવે છે. સર જ્હોન એડમ્સ માનતા હતા કે, 'કેળવણી ફિલસૂફીની સક્રિય બાજુ છે.'[૧] એ તાત્ત્વિક માન્યતાની સક્રિય બાજુ છે, જીવનના આદર્શો સિદ્ધ કરવા માટેનાં વહેવારુ સાધનો છે.

ફિલસૂફી અને કેળવણી વચ્ચે રહેલા સંબંધની પ્રોફેસર જેમ્સ રોસે સ્પષ્ટ સમજૂતી આપી છે. તેઓ કહે છે, 'ફિલસૂફી અને કેળવણી સિક્કાની બે બાજુઓ જેવાં છે. ફિલસૂફી ચિંતનાત્મક બાજુ છે જ્યારે કેળવણી ક્રિયાત્મક બાજુ છે. કેળવણી પ્રાણવાન માન્યતા ધરાવનાર વ્યક્તિની બીજી વ્યક્તિને પણ એવી જ માન્યતા ધરાવતો કરવાના ઉદ્દેશથી તેના પર અજમાવવામાં આવેલી અસર છે.'[૨]

કેળવણી તત્ત્વતઃ અથવા કહો કે, અનિવાર્ય રીતે, ફિલસૂફી ઉપર નિર્ભર છે એ વસ્તુ એ હકીકત ઉપરથી પુરવાર થાય છે કે, મહાન ફિલસૂફો હમેશાં મહાન કેળવણીકારો પણ હતા. કેળવણીની ચળવળો જુદી જુદી તાત્ત્વિક દૃષ્ટિઓનું અમલી અથવા વહેવારુ સ્વરૂપ છે. ફિલસૂફ, કેવળ ગગનવિહારી ન હોય તો, સ્વાભાવિક રીતે જ કેળવણીકાર બને છે. કેળવણી ફિલસૂફી પર નિર્ભર હોય છે, એનાં સ્પષ્ટ ઉદાહરણો પશ્ચિમમાં સૉક્રેટીસથી માંડીને જોન ડયુઈ સુધીના અને પૂર્વમાં યાજ્ઞવલ્કયથી માંડીને ગાંધીજી સુધીના સઘળા મહાન ફિલસૂફોના જીવન અને ઉપદેશોમાંથી આપણે ખોળી શકીએ છીએ. નૈતિક નિર્ણયોની કસોટી માટેના કોઈક શાશ્વત ધોરણની જરૂર સૉક્રેટીસને લાગી. તેની એવી માન્યતા હતી કે, આ વિશ્વરચનામાં નિરપવાદ ઔચિત્યના આદર્શો મોજૂદ છે તેમણે તેમના સમાગમમાં આવનારાઓના ચિત્તમાં એ આદર્શોનું બીજારોપણ કરવાના કાર્યને પોતાનું જીવનકાર્ય બનાવ્યું. આમ એક તત્ત્વચિંતક ફિલસૂફ સક્રિય કેળવણીકાર બન્યો. સૉક્રેટીસ ત્રિકાળનો એક સૌથી મહાન શિક્ષક હતો એ સૌ કોઈ સ્વીકારે છે.

તેના શિષ્ય પ્લેટોના રિપબ્લિક નામના પુસ્તકને સૌ કોઈ કેળવણીના પ્રમાણગ્રંથ તરીકે લેખે છે, કારણ કે, તેમાં સીધેસીધી રીતે કેળવણીના વિષયની ચર્ચા કરવામાં આવી છે. ઈશ્વર માનવમાત્રનો પિતા છે, એ

૧. એવોલ્યૂશન ઑફ એજ્યુકેશનલ થિયરી, પ્રકરણ ૧ લુ
૨. ગ્રાઉન્ડવર્ક ઑફ એજ્યુકેશનલ થિયરી પા. ૧૬

મૂળભૂત વિચાર અનુસાર ઈશુખ્રિસ્તે પોતાનું જીવન ગાળ્યું ઈશ્વર અને માણસ વચ્ચેના એવા સબંધનું તેણે જીવત ઉદાહરણ પૂરું પાડયું તેને પોતાના શિષ્યોને કેળવવાના હતા ઈશુખ્રિસ્તની બાબતમાં જે સાચું છે તે ગૌતમબુદ્ધ, મહમદ અને શંકરાચાર્ય સહિત દુનિયાના સઘળા મહાન ધર્મોપદેશકોની બાબતમાં પણ સાચુ છે એ બધા અનંતતાના પટ પર પોતાની અમર છાપ મૂકતા ગયા છે એ પૈકીના દરેકે પોતાની નિરાળી ફિલસૂફી નિર્માણ કરી, તેને નક્કર સ્વરૂપ આપવાનો તથા બીજાઓને પોતાના જેવી જ માન્યતા ધરાવતા કરવાનો પ્રયત્ન કર્યો તેમણે પોત પોતાની ફિલસૂફીઓ નિર્માણ કરી તે પછી સદીઓ વહી ગઈ તેમ છતા આજે પણ દુનિયાભરમાં અસખ્ય સ્ત્રીપુરુષો તેમણે ઉપદેશેલા આદર્શો પ્રમાણે જીવન જીવવાને મથામણ કરી રહ્યા છે, એમા કશુ આશ્ચર્ય નથી ગણ્યાગાંઠ્યા આવા લોકોત્તર ફિલસૂફો અવતર્યા ન હોત તો આ દુનિયાની શી દશા હોત એની ઘડીભર કલ્પના કરો આવી દુનિયામાં આસુરી બળોનું, દ્વેષનું, અન્યાયનું અને અશુદ્ધિનુ સામ્રાજ્ય વ્યાપ્યુ હોત એ મહાન ધર્મોપદેશકોએ જોયુ કે, સારુ અને નરસુ, ઇષ્ટ અને અનિષ્ટ સઘળુ માણસની ચિત્તની ભૂમિકામાંથી જ ઉદ્ભવે છે અને તેથી વધારે સારી દુનિયાના પાયા માણસોના ચિત્તપ્રદેશમાં જ નાખી શકાય તો જ, જેમને 'મંગળ દર્શન' લાધ્યુ છે એવા નરનારીઓ 'આ હરિયાળી અને મનોરમ દુનિયામાં સ્વર્ગ' નિર્માણ કર્યા વિના જપશે નહીં

છે કે, ફિલસૂફી કેળવણીમાથી ઉદ્ભવે છે ફિલસૂફી જો વહેવારમા મૂળ શકાય એવી અને કામ આપે એવી હોય તો તે કેળવણીનો સિદ્ધાત છે અને વ્યવહારમા જે કામ દે છે તે સત્ય છે તેઓ માને છે કે કેળવણી જીવનની પ્રક્રિયા છે, ભવિષ્યના જીવન માટેની કોઈક પ્રકારની તૈયારી નથી તેમની ફિલસૂફી ઔદ્યોગિક ક્રાતિ તથા લોકશાહીની પ્રગતિનુ પ્રતિબિંબ છે તેમણે અમેરિકાની ફિલસૂફીને જર્મનોની બોધમીમાસાના વિફલ વળગાડમાથી મુક્ત કરી [૬]

અહીં આપણે ફિલસૂફી અને રાજકારણ વચ્ચે શો સબધ છે એ તપાસીએ તો તે અસ્થાને નહીં ગણાય. કેળવણી જો અમલમા મુકાયેલી ફિલસૂફી હોય તો, રાજકારણની બાબતમા પણ એમ જ છે રાજકારણ ફિલસૂફીનુ નક્કર સ્વરૂપ છે અને પોતાનો પાયો મજબૂત કરવા માટે રાજ્કીય વ્યવસ્થા પોતાને અનુકૂળ આવે એવો કેળવણીનો સિદ્ધાત તથા તેનુ અમલી સ્વરૂપ નિર્માણ કરે છે કોઈ પણ કેળવણીના સિદ્ધાતને સમર્થ રાજકીય વ્યવસ્થાનુ પીઠબળ ન સાપડે તો તે નક્કર સ્વરૂપ ધારણ ન કરી શકે, સિવાય કે, કોઈક અતિશય ઉચ્ચ કોટિના ફિલસૂફ તરફથી તે આવ્યો હોય સામાન્ય રીતે કેળવણીનુ કાર્ય રાજ્ય દ્વારા અથવા તો ધાર્મિક સપ્રદાયો દ્વારા હાથ ધરવામા આવે છે તેનુ કારણ એ જ છે રાજ્યનો ઉદ્દેશ અમુક સ્વીકાર્ય પ્રકારના નાગરિકો પેદા કરવાનો હોય છે, ધાર્મિક સપ્રદાયોનો ઉદ્દેશ પોતપોતાના સપ્રદાયના વડાએ ઉપદેશેલા આદર્શો સિદ્ધ કરવાને માટે મથામણ કરે એવા સ્ત્રીપુરુષો પેદા કરવાનો હોય છે કેળવણીનુ કાર્ય ચાહે તે હાથ ધરે, પરતુ જ્યારે અને જ્યા આગળ તે રાજ્ય દ્વારા હાથ ધરવામા આવે ત્યારે કેળવણીની પ્રક્રિયા અતિશય અસરકારક નીવડે છે એ વિષે શકાને સ્થાન નથી એથી કરીને, કેળવણી અને રાજકારણ વચ્ચે ઘનિષ્ઠ સબધ રહેલો છે

પ્રત્યેક ફિલસૂફીને તેને અનુસરતી રાજકીય તેમ જ કેળવણીની વ્યવસ્થા હોય છે ફિલસૂફી, રાજકારણ તથા કેળવણી વચ્ચે રહેલો આ પરસ્પર સબધ ઍરિસ્ટોટલના ગ્રથોમા આપણને જોવા મળે છે ઍરિસ્ટોટલ કહે છે કે, સદ્ગુણ સુખ અથવા ભલાઈ પ્રાપ્ત કરવામા રહેલો છે એમા સદ્ આચાર અને સદ્ ભાવનો સમાવેશ થાય છે તેના ઍથિક્સ નામના ગ્રથમા સદ્-ભાવ વિષે અને પૉલિટિક્સ નામના તેના ગ્રથમા સદ્ આચાર વિષે વિચાર કરવામા

આવેલો છે. તેના વૉલ્યુમમાં મોટે ભાગે તેની કેળવણીની ફિલસૂફીનું વિવરણ કરવામાં આવ્યું છે.

આપણે જોઈ ગયા કે, ફિલસૂફી કેવળ ભદ્ર લોકોમાં સીમિત થયેલી કોઈ ગૂઢ અને દુર્બોધ વસ્તુ નથી. કેવળ જ્ઞાન અથવા શાણપણ માટેનો અનુરાગ એવો પણ એનો અર્થ નથી. પ્રાપ્ત પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવાનો ઉપાય ખોળવા માટે જ્ઞાન અને અનુભવનો ઉપયોગ કરનાર કોઈ પણ વ્યક્તિ એ રીતે ફિલસૂફીના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે. આરંભકાળથી લોકો પોતપોતાના વાતાવરણમાં વસ્તુસ્થિતિના કારણ તથા તેના સ્વરૂપની ખોજ કરતા આવ્યા છે અને એ રીતે તેમણે કેટલાક સર્વસામાન્ય ખ્યાલો નિર્માણ કર્યા છે તથા તેમને પોતાના રોજિંદા જીવનવ્યવહારમાં લાગુ પાડવાનો પ્રયત્ન કર્યો છે. ફિલસૂફી પ્રસ્તુત હકીકતો અંગેની સુવ્યવસ્થિત દૃષ્ટિ વિષે એ હકીકતોના નિરૂપણ વિષે તથા જીવનના સવાલ પર થતી તેની અસરો વિષે વિચાર કરે છે. આ રીતે જોતાં આપણી પાસે કળા, આચાર, કેળવણી, સંગીત વગેરેની ફિલસૂફી છે. વ્યાપક રીતે જોતાં, વસ્તુસ્થિતિ વિષે સુવ્યવસ્થિત દૃષ્ટિ નિર્માણ કરવાનો કોઈ પણ પ્રયત્ન ફિલસૂફી છે. એથી કરીને, વિચાર કરનારા અને પોતાના જ્ઞાન પ્રમાણે પોતાની કાર્યપદ્ધતિ નક્કી કરનારા જેટલા માણસો હોય તેટલી જ અલગ અલગ ફિલસૂફીઓ પણ હોય છે.

કેળવણીની ફિલસૂફીઓ વધુ વ્યાપક સ્વરૂપમાં જીવનની ફિલસૂફીઓ જ છે. કેળવણીની ફિલસૂફી મુખ્યત્વે કરીને કેળવણીના ઉદ્દેશનો, એ ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે જરૂરી કેળવણીના કાર્યક્રમનો તથા કેળવણીનું સંગઠન, તેની વસ્તુ, તેની કાર્યપદ્ધતિ, તેના શિક્ષકો તૈયાર કરવા, તેનું માપ કાઢવું વગેરે વગેરે બાબતોનુ જીવનનાં લક્ષ્યો તથા આદર્શોને ધ્યાનમાં રાખીને મૂલ્યાંકન કરવું, ઇત્યાદિનો વિચાર કરે છે.[1]

ફિલસૂફી અને કેળવણી પરસ્પરાવલંબી છે એ આપણે આગળ જોઈ ગયા. ફિલસૂફી કેળવણી પર તેના નિરૂપણ માટે આધાર રાખે છે અને કેળવણી ફિલસૂફી પર પોતાના માર્ગદર્શન માટે આધાર રાખે છે. કેળવણીની કોઈ પણ સારી ફિલસૂફીમા નીચેનાં ત્રણ મહત્ત્વનાં તત્ત્વોનો સમાવેશ થવો જોઈએ.

૧. એફ. ડબલ્યુ. ટૉમસ અને એ. આર. લૅંગ : પ્રિન્સિપલ્સ ઑફ મૉડર્ન ઍજ્યુકેશન

પહેલી વસ્તુ એ કે, કેળવણીની ફિલસૂફી કેળવણીને વિષેની કેવળ તાત્ત્વિક ચર્ચા જ ન હોવી જોઈએ. ચાલુ સદીની વૈજ્ઞાનિક ચળવળે, કેળવણીની વિચારણા વધુ પ્રમાણમાં વિવેચનાત્મક બનાવીને કેળવણીની ફિલસૂફીના વિકાસની દિશામાં નરવી અસર કરી છે. મનોવિજ્ઞાન, સમાજશાસ્ત્ર અને જીવવિદ્યા જેવાં પાયાનાં શાસ્ત્રોની હકીકતોની સર્વસ્પર્શી સમજ, ખાસ કરીને, વિદ્યાર્થીના સ્વભાવ તથા તેની વર્તણૂકને લગતા તથા જે સામાજિક સંબંધોમાં તે ભાગ લેનાર હોય તેને લગતા કેળવણીના સવાલોના ઉકેલમાં તથા તેમને સરળ બનાવવામાં મદદરૂપ થઈ છે.

બીજું, કેળવણીના ઉદ્દેશો તથા હેતુઓ નક્કી કરવા જોઈએ. કેળવણીની ફિલસૂફી નિર્માણ કરવાની દિશાનું આ મહત્ત્વનું પગલું છે. કેળવણીના ફિલસૂફની કેળવણીના ઉદ્દેશોને વિષે નિશ્ચિત શ્રદ્ધા હોવી જોઈએ. એ શ્રદ્ધા જ આખરે કાર્યપદ્ધતિની પસંદગી, સંગઠનની યોજના, સાધન-સામગ્રીની તથા વિષયની પસંદગી કરે છે. કેળવણીનાં તાત્કાલિક તથા અંતિમ ધ્યેયો તથા હેતુઓનો તેને સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ. કેળવણીનો પ્રધાન ઉદ્દેશ વ્યક્તિનો સંપૂર્ણ વિકાસ તથા તેનું સુખ હોવો જોઈએ અથવા સમાજનું સર્વોચ્ચ હિત હોવો જોઈએ, એ બાબતમાં કેળવણીકારોમાં તીવ્ર મતભેદ પ્રવર્તે છે. એ બંને વસ્તુઓ એક જ સિક્કાની બે બાજુઓ છે, એ વસ્તુ જો ધ્યાનમાં રાખવામાં આવે તો કેળવણીની વિચારણાના એ બે પક્ષો વચ્ચેના ઝઘડાનું નિરાકરણ કરી શકાય. એ બાબતમાં પ્રાચીન કાળના ગ્રીક ફિલસૂફોના માર્ગને આપણે અનુસરીએ તો ઠીક થાય. તેમણે વ્યક્તિના દાવાઓનો રાજ્યના દાવાઓ સાથે સુમેળ સાધવાનો અથાક પરિશ્રમ કર્યો છે. તેમની દૃષ્ટિ પ્રમાણે, વ્યક્તિના સદ્ગુણો તથા જ્ઞાનનો વિકાસ થવાથી રાજ્યનું સર્વોચ્ચ હિત સધાય છે તથા રાજ્યની સેવામાં વ્યક્તિઓને પોતાનો વિકાસ સાધવાને માટે સારામાં સારો અવકાશ મળે છે. સમાજને 'તેના ભાવિ નાગરિકોના વ્યક્તિત્વનો મુક્ત વિકાસ થાય એથી લાભ જ છે,' એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. 'સૌથી શાણી અને શ્રેષ્ઠ વ્યક્તિઓના માર્ગદર્શન નીચે સૌ કોઈના દ્વારા સૌ કોઈની પ્રગતિ', એવી લોકશાહીની મૅઝીનીની વ્યાખ્યા પણ એ વસ્તુ પર જ ભાર મૂકે છે.

કેળવણીની ફિલસૂફી નિર્માણ કરવામાં ત્રીજું પગથિયું મહત્ત્વના સિદ્ધાંતોનું મૂલ્યાંકન તથા કેળવણીની કાર્યપ્રણાલીની યોજનામાં તેમને

અમની સ્વરૂપ આપવુ એ છે આ મૂલ્યાકન કરવાનુ તથા અમની સ્વરૂપ આપવાનુ કાર્ય મુશ્કેલ છે, કારણ કે, તે વ્યક્તિના ગમાઅણગમાથી રગાયેલુ હોવાનો સભવ રહે છે કેળવણીનો પ્રત્યેક વિચારક પોતાને મનગમતી હકીકતો, મનગમતા ઉદ્દેશો તથા મનગમતા મૂલ્યોને પ્રાધાન્ય આપીને જ પોતાની યોજનાઓ અને કાર્યપદ્ધતિઓ આપે છે કેળવણી કારોમા સપૂર્ણ એકમતી ન હોય તેથી નાસીપાસ થવાની જરૂર નથી, કેમ કે, કેળવણીના મૂલ્યોની કોઈ પણ પદ્ધતિ તથા કેળવણીની કાર્ય પ્રણાલીની યથાર્થતા તેના પરિણામોનું વાસ્તવિક માપ કાઢીને નક્કી કરી શકાય છે

આપણે ઉપર જે મુદ્દાઓની વિચારણા કરી ગયા તે ઉપરથી આપણે એવા નિર્ણય પર આવીએ છીએ કે, કેળવણીની ફિલસૂફીનુ મડાણ વિજ્ઞાનની જુદી જુદી શાખાઓની મૂળભૂત હકીકતોના પૂરતા જ્ઞાનના, કેળવણીની પ્રવૃત્તિ જે ઉદ્દેશો અને હેતુઓ તરફ વાળવાના હોય તેના નિરૂપણના તથા મહત્ત્વના સિદ્ધાતો અને કાર્યપદ્ધતિઓના મૂલ્યાકન અને કેળવણીના કાર્યક્રમની યોજનામા તેમને અમની સ્વરૂપ આપવાના પાયા પર થવુ જોઈએ આવી સાગોપાગ કેળવણીની ફિલસૂફીનુ મહત્ત્વ જેટલુ આકાએ એટલું ઓછુ છે, કારણ કે, એના વિના 'માણસ કા તો પડેલા ચીલાને યત્રવત્ અનુસરનારો થાય છે અથવા તો તે અવિચારી અને વ્યર્થ ફેરફારોનો શિકાર બને છે'

## ૨

# ગાંધીજીની કેળવણીની ફિલસૂફી

રાજકારણ તથા સમાજસુધારણાના ક્ષેત્રમા ગાંધીજીની સિદ્ધિઓ એટલી બધી હેરત પમાડનારી હતી તથા સત્ય અને અહિંસાના તેમના પ્રયોગો એવા અદ્‌ભુત હતા કે, કેળવણીના શાસ્ત્ર અને તેની કળામા તેમણે આપેલા મહત્ત્વના ફાળા તરફ સામાન્ય રીતે દુર્લક્ષ કરવામા આવે છે. એક અગ્રગણ્ય કેળવણીકાર તરીકેની તેમની સાચી મહત્તા અણપ્રીછી રહે છે કેળવણી એક મધ્યવર્તી પ્રવૃત્તિ છે અને કેવળ સામાજિક જ નહીં પણ નૈતિક, રાજકીય અને આર્થિક પ્રગતિ સુધ્ધા આખરે તેના પર જ આધાર રાખે છે, એ વસ્તુ તેમના જીવનના આરભકાળમા જ તેઓ સમજ્યા હતા કેળવણીના ક્ષેત્રને નવા પ્રકાશથી અજવાળનારા મહાન કેળવણીકારો અને ઉપદેશકોની પક્તિમા તેમણે અનન્ય સ્થાન પ્રાપ્ત કર્યું છે ગ્રીને કહ્યુ છે કે, કેળવણીના આધુનિક શાસ્ત્ર અને કળાનો પેસ્ટોલોઝી આદિ પ્રવર્તક છે એ વાત પાશ્ચાત્ય કેળવણીની બાબતમા સાચી હોય એમ બને ગાધીજીના કેળવણી અગેના વિચારોનો તટસ્થતાપૂર્વક અભ્યાસ કરવાથી માલૂમ પડશે કે, તેઓ પૂર્વની આધુનિક કેળવણીના શાસ્ત્ર અને કળાના આદિ પ્રવર્તક છે પેસ્ટોલોઝીએ પિતા પેસ્ટોલોઝી એવુ ઉપનામ પ્રાપ્ત કર્યું હતુ ગાધીજીને રાષ્ટ્રપિતા કહેવામા આવે છે એ વાજબી અને ઉચિત છે

ગાંધીજીની કેળવણીની ફિલસૂફીને, જે વર્ધા યોજનાના નામથી પ્રચલિત છે, તેની સાથે એકરૂપ કરી દેવાનુ વલણ સામાન્ય લોકોમા વધતુ જતુ જણાય છે કેળવણીની વર્ધા યોજના ગાધીજીની કેળવણીની ફિલસૂફીનુ અવિભાજ્ય અગ છે એ વિષે શકા નથી, પરતુ તેમાં ગાધીજીની કેળવણીની સમગ્ર ફિલસૂફીનો સમાવેશ થતો નથી ગાધીજીની કેળવણીની ફિલસૂફી તો દુનિયાભરમા માણસોના હૃદય તથા ચિત્તમા ક્રાંતિ કરવાનુ તાકે છે વર્ધા યોજના, મુખ્યત્વે કરીને, સાતથી ચૌદ વરસ વચ્ચેના બાળકોની કેળવણીનો વિચાર કરે છે

ગાધીજીની વિચારસરણીમા નજીવીમા નજીવી ક્રિયા કે શબ્દનો પણ જીવનને સત્ત્વપૂર્ણ અને મહત્ત્વપૂર્ણ બનાવનારા મૂલ્યો સાથે સુયોગ સાધવામા આવેલો હોય છે ગાધીજીની કેળવણીની ફિલસૂફી તરફ હજી દુનિયાનુ જેટલુ જોઈએ તેટલુ લક્ષ દોરવાયુ નથી, એ તેનો ઉદય તથા વિકાસ હજી હમણા જ થયો છે તેને અથવા એ વિષયના અધિકારી તજ્જ્ઞોએ હજી તેનુ યોગ્ય નિરૂપણુ અને મૂલ્યાકન નથી કર્યું એને આભારી હોય એમ બને પરતુ એથી તેની બુનિયાદી ગુણવત્તા જરાયે ઓછી થતી નથી એ પારસમણિની પેઠે પ્રકાશશે અને ભવિષ્યની અનેક પેઢીઓ સુધી માનવ જાતની કેળવણીવિષયક નીતિઓ અને કાર્યક્રમો ઘડીને તેના ભાવિને દોરતી રહેશે એવી આશા આપણે રાખીએ તો તે સકારણ છે

ફિલસૂફીમા શી શી વસ્તુ જરૂરી છે તેની આપણે આગળ કરી ગયા તે ચર્ચા ધ્યાનમા લેતા, ગાધીજીના બોધને આપણે ફિલસૂફી કહીએ એ બરાબર છે? આ સવાલનો જવાબ ઘણે અશે ફિલસૂફી શબ્દનો આપણે શો અર્થ કરીએ છીએ તેના ઉપર અવલબે છે ગણ્યાગાઠ્યા નવરા બુદ્ધિવાદીઓ જે ગૂઢ અને દુર્બોધ તત્ત્વચર્ચામા મશગૂલ રહે છે તેને જો આપણે ફિલસૂફી કહેતા હોઈએ તો ગાધીજીને બેશક કોઈ પણુ રીતે ફિલસૂફ કહી શકાય નહીં તેઓ અતિશય વહેવારુ છે અને તેમની વિચારણામા દુર્બોધ અને દૂર દૂરની વસ્તુઓને કશુ જ સ્થાન નથી ફિલસૂફીને જો પ્રસ્તુત હકીકતો અગેની સુવ્યવસ્થિત અને તર્કશુદ્ધ દૃષ્ટિ સાથે તથા એ હકીકતોના નિરૂપણો અને જીવનના સવાલો માટેના તેમના ગર્ભિતાર્થો સાથે નોસ્બત હોય તો ગાધીજી દુનિયાના સૌથી મહાન

એક જ આત્મા વ્યાપી રહ્યો છે એમ હું માનું છું.'[૧] તેમણે પોતાનાં એ પછીનાં લખાણોમાં પણ એ જ પ્રકારની માન્યતા પ્રદર્શિત કરી છે. તેઓ જીવનભર એ માન્યતાને ચુસ્તપણે વળગી રહ્યા હતા. તેમને મન ઈશ્વર એક જ છે, આપણે ભલે તેને ચાહે તે નામે ઓળખીએ. આપણે તેને રામ કહીએ કે રહેમાન કહીએ, ઈશ્વર કહીએ કે અલ્લા કહીએ, ક્રાઈસ્ટ કહીએ કે બુદ્ધ કહીએ, પણ તેથી તેની મૂળભૂત એકતામાં કશો ફેર પડતો નથી. ગાંધીજી અસંદિગ્ધ શબ્દોમાં વધુમાં કહે છે, 'હું એવી માન્યતા અથવા ફિલસૂફીમાં માનું છું કે, તત્ત્વતઃ સમગ્ર જીવન એ એક અને અવિભાજ્ય વસ્તુ છે અને સારી માણસજાત જાણ્યેઅજાણ્યે એ એકત્વનો સાક્ષાત્કાર કરવાની દિશામાં કાર્ય કરી રહી છે. આ માન્યતા માટે જે આપણા ભાવિનો અંતિમ શાસક છે એવા જીવન્ત ઈશ્વરમાં જીવન્ત શ્રદ્ધાની જરૂર હોય છે. એના વિના એક તરણું સરખું પણ હાલી શકતું નથી.'[૨] ગાંધીજીને મન ઈશ્વર નિરંતર પરિવર્તન પામતા આ વિશ્વની પાછળ રહેલું અંતિમ સત્ય છે. 'એકમાત્ર ઈશ્વર જ સત્ય છે, જગત માયા છે. પરિવર્તનની વચ્ચે એકલો તે જ પોતાને અસલ સ્વરૂપે ટકી રહે છે.' ગાંધીજી કહે છે, મારી આસપાસની સકળ સૃષ્ટિ હમેશ પલટાયા કરે છે, હમેશ નાશ પામે છે, છતા એ બધાયે વિકાર ને પલટાઓની પાછળ એક અવિકારી, સ્થિર, સર્વને ધારણ કરવાવાળી, સર્વનું સર્જન કરવાવાળી, સર્વનો વિલય કરવાવાળી અને સર્વનું ફરી સર્જન કરવાવાળી એક ચેતન સત્તા રહેલી છે એવી મને આછી આછી ઝાંખી થયા કરે છે સર્વને વ્યાપીને રહેલી એ સત્તા અથવા આત્મા તે જ ઈશ્વર છે અને કેવળ ઇન્દ્રિયો દ્વારા જેનુ મને જ્ઞાન થાય છે તે બધુય ટકવાવાળું નથી અથવા ટકવાનુ સામર્થ્ય ધરાવતુ નથી તેથી તે જ એક છે, એકમાત્ર તેની જ હયાતી છે. અને આ સત્તા પ્રેમાળ છે કે દ્વેષીલી છે, શુભ છે કે અશુભ છે? હું અનુભવું છું કે તે કેવળ પ્રેમમય છે, કેવળ શુભ છે. કારણ, હુ હરપળે જોઉં છુ કે મૃત્યુની વચ્ચે જીવન કાયમ ટકી રહેલુ છે, અસત્યની વચ્ચે સત્ય ટકી રહેલુ છે અને અંધકારની વચ્ચે પ્રકાશ ટકી રહેલો છે. એથી

૧. नवजीवन, ૭-૧૨-'૨૪

૨. गांधीजीनो सरकार साथेनो पत्रव्यवहार, પા. ૯૯-૧૦૦.

હું સમજું છું કે ઈશ્વર જીવંત છે, સત્ય છે, પ્રકાશ છે. તે જ પ્રેમ છે, તે જ પરમ કલ્યાણ છે.'[1]

ઈશ્વરની હસ્તીને માટે ગાંધીજીને તાર્કિક સાબિતીની જરૂર નથી લાગતી. તેઓ કહે છે, 'દરેકે દરેક પદાર્થમાં વ્યાપી રહેલી કોઈક ગૂઢ સત્તા છે, જેનું શબ્દોથી વર્ણન કે વ્યાખ્યા થઈ શકતી નથી હું તેને જોઈ શકતો નથી છતાં તેનો અનુભવ મને થયા કરે છે. આ અદશ્ય સત્તાનો અનુભવ થાય છે ખરો, પણ તેની સાબિતી આપી શકાતી નથી કેમ કે મારી ઇન્દ્રિયો વડે જે જે પદાર્થોનું જ્ઞાન મને થાય છે તે સર્વેથી તે સત્તા તદ્દન જુદી જાતની છે. તે ઇન્દ્રિયોથી પર છે. છતાં અમુક હદ સુધી ઈશ્વરની હસ્તી તર્કથી સમજી અથવા સમજાવી શકાય એવી છે. કોઈ બહારના પુરાવાથી નહીં પણ જેમણે અંતરમાં ઈશ્વરના અસ્તિત્વનો અનુભવ કર્યો હોય એમના પરિવર્તન પામેલા આચાર અને ચારિત્ર્યથી તેની સાચી સાબિતી મળે છે. બધાયે દેશો અને પ્રદેશોમાં થઈ ગયેલા પેગમ્બરોની અને સંતોની અતૂટ પરંપરાના અનુભવોમાંથી એવી સાબિતી મળી રહે છે. એવી સાબિતીઓને ફેંકી દેવી એ આપણી પોતાની જાતનો ઇનકાર કરવા બરાબર છે'[2]

ગાંધીજીની માન્યતા પ્રમાણે સત્ય સિવાય બીજો કોઈ ઈશ્વર નથી. ત્યારે, સત્ય શું છે? આ કપરો સવાલ છે, પરંતુ ગાંધીજી, આપણા અતરમાંથી જે અવાજ ઊઠે છે તે સત્ય છે, એમ કહીને, પોતાને માટે એ સવાલનું નિરાકરણ કરે છે. ગાંધીજી કહે છે, ઈશ્વર સત્ય છે એમ કહેવા કરતાં સત્ય ઈશ્વર છે એમ કહેવુ વધારે સારુ છે. કારણ કે, નિરીશ્વરવાદીઓ, સત્ય ખોળવાની પોતાની ધગશના માર્યા ખુદ ઈશ્વરની હસ્તીનો ઇન્કાર કરતાં પણ અચકાતા નથી 'સત્ય ઈશ્વર છે' એ વ્યાખ્યાથી ગાંધીજીને અપાર સમાધાન મળ્યુ છે.

સત્ય ઈશ્વર હોય તો પછી તેનો સાક્ષાત્કાર કેવી રીતે કરવો? ગાંધીજી કહે છે કે, સત્યનો સાક્ષાત્કાર કરવાનુ અહિંસા એકમાત્ર સાધન છે સત્ય કે જે ઈશ્વર છે, તેનો સાક્ષાત્કાર એ માનવજીવનનુ અંતિમ લક્ષ્ય છે, અને અહિંસા તે સિદ્ધ કરવા માટેનુ સાધન છે. ગાંધીજી કહે છે,

---

૧. सत्य ये ज ईश्वर छे, पा. ७–८.
૨. सत्य ये ज ईश्वर छे, ६, ८

'અહિંસા અને સત્ય એવાં ઓતપ્રોત છે, જેમ સિક્કાની બે બાજુ અથવા લીસી ચકરડીની બે બાજુ. તેમાં ઊલટી કઈ ને સુલટી કઈ? છતાં અહિંસાને સાધન ગણીએ, સત્યને સાધ્ય ગણીએ. સાધન આપણા હાથની વાત છે તેથી અહિંસા પરમ ધર્મ થઈ.'[૧]

સત્યથી ઇતર બીજો કોઈ ઈશ્વર નથી, અને સત્યના સાક્ષાત્કાર માટેનું એકમાત્ર સાધન અહિંસા છે અથવા પ્રેમ છે. એટલે જેમનું હૃદય નિર્મળ હોય તેઓ જ ઈશ્વરદર્શન કરી શકે. હૃદયની નિર્મળતા અથવા શુદ્ધિ પ્રાપ્ત કરવા માટે, રાગદ્વેષથી પર થવા માટે, વિચાર, વાણી તથા કર્મમાં વાસનાના આવેગોથી મુક્ત થવા માટે આપણા દેહની વિભ્રમતાઓ પર અને આપણા ચિત્તની ચંચળતા પર આપણે કાબૂ મેળવવો જોઈએ. ગાંધીજી કહે છે કે, શિસ્તબદ્ધ પ્રયત્ન, સંયમી જીવન અને તપસ્યા એ પ્રાપ્ત કરવા માટેનો માર્ગ છે. દેહકષ્ટ આપણા આત્માને વિશુદ્ધ કરે છે. જડ કરતાં ચેતનને આપણે ચડિયાતુ લેખતા હોઈએ તથા નીતિના નિયમની સર્વોપરિતા આપણે માન્ય કરતા હોઈએ તો અહિંસા દ્વારા આપણે અનિષ્ટ પર વિજય મેળવી શકીએ. અને અહિંસાનો અમલ કેવળ વ્યક્તિઓ જ નહીં પણ સમૂહો, સમાજો અને રાષ્ટ્રો પણ કરી શકે. એ શક્તિનો સૌ કોઈ એકસરખી રીતે ઉપયોગ કરી શકે; શરત એટલી કે, તેમને પ્રેમરૂપી ઈશ્વરને વિષે જીવત શ્રદ્ધા હોવી જોઈએ અને એટલા માટે સકળ માનવજાત પ્રત્યે એકસરખો પ્રેમ હોવો જોઈએ. અહિંસા કેવળ દેહની પ્રવૃત્તિ પૂરતી જ મર્યાદિત નથી. એ તો ચિત્તની સ્થિતિ છે. કોઈનુ બૂરું ચીતવું અથવા અસત્ય બોલવુ એ હિંસક કૃત્ય છે. 'અહિંસાનો જીવનધર્મ તરીકે સ્વીકાર કરવામાં આવે તો તે છૂટાંછવાયા કાર્યોને લાગુ ન પાડતાં આખા જીવનમાં વ્યાપવી જોઈએ ને જીવનના પ્રત્યેક કાર્યમાં પ્રગટ થવી જોઈએ.'[૨] અહિંસા ગાંધીજીને માટે નિષેધાત્મક વલણ નથી. તે વિધાયક અને ક્રિયાશીલ છે. ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન કહે છે તેમ, 'તે અનિષ્ટનો અપ્રતિકાર કે તેને વશ વર્તવાનુ વલણ નથી. એ અનિષ્ટનો પ્રેમ દ્વારા પ્રતિકાર છે. સત્યાગ્રહ આત્માની શક્તિ વિષેની, સત્યની શક્તિ વિષેની, પ્રેમની શક્તિ

૧. મંગળ પ્રભાત, પા. ૬.

૨. હરિજનબંધુ, ૬-૯-'૩૬.

વિષેની શ્રદ્ધા છે એના દ્વારા આપણે યાતનાઓ સહીને અને આત્મબલિદાન આપીને અનિષ્ટ પર વિજય મેળવી શકીએ'[1]

ગાંધીજી આપમતલબી સત્યશોધક નથી 'તમારા પાડોશીઓ ઉપર તમે તમારા પોતાના ઉપર રાખો એટલો જ પ્રેમ રાખો,' એ તેમનો મુદ્રાલેખ છે તેઓ સૌ કોઈની સ્વતંત્રતા અને સમાનતામાં માને છે તેઓ ન્યાતજાત, વર્ણ, ધર્મ, ધનદોલત અને સત્તા વગેરેના કશા પણ કૃત્રિમ ભેદભાવ વિનાનો સ્વાધીન અને મુક્ત વ્યક્તિઓનો બનેલો સમગ્ર માનવ જાતનો એક સમાજ સ્થાપવાનુ સ્વપ્ન સેવતા હતા આવા સમાજની ગતિ માનવીની બિરાદરીની અને પછીથી પરમાત્માના સાક્ષાત્કારની દિશામા હોવી જોઈએ ગાંધીજી માનતા હતા કે, વ્યક્તિએ આધ્યાત્મિક સમાજમા પોતાની પૂર્ણતા સાધવા માટે પ્રયાસ કરવો જોઈએ એવા'સમાજનુ મકાણ વ્યક્તિને તેના આધ્યાત્મિક ધ્યેયની દિશામા લઈ જાય એવા સિદ્ધાંતોના પાયા પર થવુ જોઈએ ટૂકમા કહીએ તો પ્રેમ, અહિંસા, સત્ય અને ન્યાય એ તે સિદ્ધાંતો છે

ગાંધીજીની કલ્પના મુજબની આવી સમાજવ્યવસ્થા કોઈ પણ પ્રકારના શોષણ અથવા અન્યાયથી મુક્ત હોવી જોઈએ તેઓ શ્રમ કરનારાઓનો વર્ગવિહીન સમાજ નિર્માણ કરવા માગે છે આવા શોષણ મુક્ત સમાજે નૈતિક બળ અને નૈતિક દબાણ પર નિર્ભર રહેવુ જોઈએ મૂડીવાદને ટાળવા માટે, તેઓ આર્થિક અને સામાજિક રચના વિકેન્દ્રિત ઉદ્યોગો અને ખેતીના પાયા પર કરવાનું વિચારે છે મૂડીભર માણસોના હાથમા ધનના ઢગલા થતા અટકાવવાને માટે તેઓ ગૃહ તથા ગ્રામઉદ્યોગોની હિમાયત કરે છે જેમ તેઓ ખાનગી માલિકના મોટા વ્યવસાયની વિરુદ્ધ છે તે જ રીતે તેઓ મોટી જમીનદારીની પણ વિરુદ્ધ છે આમ છતાં, ઓછામાં ઓછા અમુક પ્રમાણમા, જરૂરી સંપત્તિની માલિકીની વિરુદ્ધ તેઓ નથી સરકારી, સુઘડ અને નૈતિક જીવન માટે તે જરૂરી છે એમ તેઓ માને છે

ગાંધીજીની કલ્પના પ્રમાણેના આવા આધ્યાત્મિક સમાજમાં માનવની સેવા એ ઈશ્વરની સેવા બનશે, કારણ કે, ઈશ્વર પ્રત્યેક માણસના હૃદયમા વિરાજમાન છે તેઓ સ્પષ્ટ શબ્દોમા કહે છે કે, 'મારે એક જ

[1] महात्मा गांधी, पा ३५३

ધર્મ છે — ઈશ્વરની અને તેથી માનવજાતિની સેવા'[૧] તેમના અભિપ્રાય પ્રમાણે 'માણસનુ અતિમ ધ્યેય ઈશ્વરનો સાક્ષાત્કાર છે, અને એની સામાજિક, રાજકીય, ધાર્મિક બધી પ્રવૃત્તિઓ ઈશ્વરદર્શનના અતિમ ધ્યેયને અનુલક્ષીને હોવી જોઈએ મનુષ્ય માત્રની સેવા એ સાધનામા એક આવશ્યક અગ બની જાય છે, કેમ કે ઈશ્વરને પ્રાપ્ત કરવાનો એક માત્ર રસ્તો એ છે કે એની સૃષ્ટિમા એને જોવો ને એ સૃષ્ટિની સાથે તાદાત્મ્ય સાધવુ. એ તો સૌની સેવા દ્વારા જ બની શકે ને એ સેવા દેશસેવા વિના બની ન શકે હું સમસ્ત વિશ્વનો એક અશ છુ, ને માનવજાતિથી ભિન્ન એવી રીતે હુ ઈશ્વરને જોઈ ન શકુ'[૧] આમ ગાધીજીને માટે ઈશ્વર નથી હિંદુઓના મદિરોમા, નથી ખ્રિસ્તીઓના દેવળોમા કે નથી મુસલમાનોની મસ્જિદોમા તે માનવજાતરૂપી મદિરમા વિરાજમાન છે અને 'માણસ જેટલા પ્રમાણમા પોતાના માનવબધુઓના કલ્યાણને અર્થે કાર્ય કરે તેટલા જ પ્રમાણમા તે મહાન થઈ શકે છે'[૨]

ગાધીજી દૃઢતાપૂર્વક માને છે કે, માણસનુ અતિમ ધ્યેય ઈશ્વર સાક્ષાત્કાર છે માણસ સમાજરચનાનું એક અગ છે અને તેના દ્વારા જ પોતાના જીવનનુ આ પરમ ધ્યેય તે સિદ્ધ કરી શકે સમાજ અથવા માનવજાત માનવ વ્યક્તિઓની બનેલી છે અને તેઓ માનવજાતવ્યાપી ભ્રાતૃભાવના બધથી બધાયેલી છે માણસ તેમ જ સમાજ સત્યરૂપી ઈશ્વરનો સાક્ષાત્કાર કેવળ અહિંસા દ્વારા જ કરી શકે અને અહિંસા એટલે સર્વને માટે પ્રેમ, કોઈના પ્રત્યે પણ દ્વેષભાવ નહીં માનવમાત્રમા એક જ આત્મા વ્યાપીને રહેલો હોવાથી, આપણે જોઈ ગયા તેમ, માણસે માનવમાત્રની સેવાના આદર્શનુ પાલન કરવુ જોઈએ એવા સમાજમા સબળાઓનુ દુર્બળો પર પ્રભુત્વ નહીં હોય તેમ જ કોઈ પણ પ્રકારનુ શોષણ પણ નહીં હોય સમાજની સમગ્ર ઇમારત નૈતિક અને ન્યાયના સિદ્ધાતોના પાયા પર ચણાયેલી હશે

ઉપર અમે ગાધીજીની ફિલસૂફીનો અર્ક આપવાનો પ્રયત્ન કર્યો છે ગાધીજી વહેવારુ ફિલસૂફ નહોતા તો તેઓ કશુ જ નહોતા એમ કહેવામા જરાયે અતિશયોક્તિ નથી તેઓ હાડથી પ્રયોગકાર હતા પોતાની

૧ હરિજનબધુ, ૩૦ ૮–૩૬
૨ મહાત્મા ગાધી એથીકલ રીલીજિયન પા ૫૬

આત્મકથાને તેમણે 'સત્યના પ્રયોગો ' એવું નામ નથી આપ્યું ? તેમણે પોતાનું સમગ્ર જીવન સત્યના પ્રયોગો કરવામાં ગાળ્યું એ હકીકત તેમના સામાજિક, રાજકીય તેમ જ કેળવણીના પ્રયોગોના કરતાં વધારે મહત્ત્વની છે, કારણ કે, એ તો જીવનનું પરમ ધ્યેય સિદ્ધ કરવા માટેનાં કેવળ સાધનો જ છે

બીજા બધા મહાન ફિલસૂફોની પેઠે ગાંધીજીએ પણ પોતાની ફિલસૂફીને વહેવારમાં ઉતારવાનો અથાક પરિશ્રમ કર્યો છે એક સાચા ફિલસૂફ તરીકે અનિવાર્ય રીતે તેમને કેળવણીકાર થવું જ પડયું તેમની ફિલસૂફીમાં તેને અનુરૂપ રાજકીય તેમ જ કેળવણીની એમ ઉભય વ્યવસ્થાઓ પણ છે તેમની રાજકીય ફિલસૂફી આદર્શ સમાજનો વિકાસ તથા તેની સ્થાપનામાં રહેલી છે એ સમાજ રાજ્યરહિત લોકશાહી છે એમાં સમાજજીવન પોતે જ પોતાનું નિયમન કરે એવી પૂર્ણતાએ પહોંચ્યું હશે 'એવા રાજ્યમાં પ્રત્યેક વ્યક્તિ પોતાની શાસક હશે તે પોતાનું શાસન એવી રીતે કરશે કે પોતાના પાડોશીને તે કદી પણ વિઘ્નરૂપ નહીં થાય એટલા માટે આદર્શ રાજ્યમાં રાજકીય સત્તા નહીં હોય, કારણ કે ત્યાં આગળ રાજ્યની હસ્તી નહીં હોય'[૧] આવી આદર્શ લોકશાહી સત્યાગ્રહી ગ્રામપંચાયતોનું બનેલું સમવાયતંત્ર હશે આવા સમાજમાં પ્રત્યેક જણ અહિંસામાં શ્રદ્ધા રાખનારો હશે અને પ્રેમનું, ત્યાગનું અને સમાજસેવાનું જીવન જીવતો હશે આવા અહિંસક સમાજમાં અહિંસા વ્યક્તિની સ્વતંત્રતા અને સામાજિક નિયમન વચ્ચે સુમેળ સાધશે.

ઈશ્વર અથવા સત્યના સાક્ષાત્કારની દિશાના એક પગથિયા તરીકે આધ્યાત્મિક સમાજના પોતાના આદર્શની સિદ્ધિના ઉદ્દેશથી ગાંધીજીએ પોતાની ફિલસૂફીની ક્રિયાશીલ બાજુ તરીકે કેળવણીની પદ્ધતિ નિર્માણ કરી તેમની નક્કર યોજનાઓ અને કાર્યક્રમોમાં એકતા રહેલી છે અને એ વસ્તુ તેમની ફિલસૂફીને સર્વાંગસંપૂર્ણ બનાવે છે કેળવણીના તેમના વિચારો એક સાંગોપાંગ કેળવણીની ફિલસૂફી બની રહે છે અને તે તેમની સામાન્ય ફિલસૂફીનો મેરુ મણકો છે

તેનો સર્વાંગી વિકાસ સાધીને તેને બહાર લાવવા અક્ષરજ્ઞાન એ કેળવણીનું અંતિમ ધ્યેય નથી, તેમ તેનો આરંભ પણ નથી એ તો સ્ત્રી અને પુરુષને કેળવણી આપવાના અનેકમાંનુ એક સાધન માત્ર છે અક્ષરજ્ઞાન એ સ્વતંત્રપણે કંઈ કેળવણી નથી"[1]

આ ઉદ્દેશ ઇંગ્લંડમા બોર્ડ ઓફ એજ્યુકેશને સ્વીકારેલા ઉદ્દેશને અનુરૂપ છે તે આ પ્રમાણે છે 'કેળવણીનો ઉદ્દેશ બાળક જે સમાજમા રહેતુ હોય તેના સર્વસામાન્ય હિતને હમેશા અનુકૂળ રહીને, શાળામા ભણતા પ્રત્યેક બાળકમા રહેલી શક્તિનો પૂરેપૂરો વિકાસ કરવો એ છે"[2] સામાન્ય લોકોની માન્યતાથી વિરુદ્ધ, ગાધીજી કેળવણીની પોતાની યોજનામા અક્ષરજ્ઞાનને બહુ ઓછુ મહત્ત્વ આપે છે ગાધીજીના અભિપ્રાય પ્રમાણે ભલોભોળો પણ ચારિત્ર્યવાન ભરવાડ આધુનિક સમયની શાળામા જેણે કહેવાતી સાહિત્યિક કેળવણી પ્રાપ્ત કરી હોય તેના કરતા આ દુનિયાનો ઘણો વધારે સારો નાગરિક છે ગાધીજીના નિકટના સાથી તથા તેમની ફિલસૂફીના એક પ્રમાણભૂત ભાષ્યકાર શ્રી કિશોરલાલ મશરૂવાળાએ સાક્ષરતા વિષેના ગાધીજીના અભિપ્રાયની સમજૂતી આપી છે તેઓ લખે છે 'સાક્ષરતા (એટલે લેખન વાચન દ્વારા અનેક વિષયોની માહિતી તથા તાર્કિક કે તેના જેવી લાગતી ચર્ચાઓને સમજવાની શક્તિ) એને સેગામ પદ્ધતિમા જ્ઞાન માન્યુ નથી કે જ્ઞાનનુ સાધન પણ માન્યુ નથી, પણ જ્ઞાનને તેમ જ ઓપ ચડાવેલા અજ્ઞાનને પ્રકટ કરવાની સાકેતિક પદ્ધતિ માન્યુ છે"[3] સામાન્ય રીતે લોકો માનવાને પ્રેરાય છે તેમ સાક્ષરતા અથવા અક્ષરજ્ઞાન કેળવણીની અથેતિ કદી પણ થઈ શકે નહીં ગાધીજીની કેળવણીની ફિલસૂફીમા વિદ્યાર્થીનુ વ્યક્તિત્વ પ્રથમ મહત્ત્વની વસ્તુ છે, સાધનો અને વિષયો નહીં રૂસોની પેઠે ગાધીજીએ બાળકને કેળવણીની યોજનામા તેને ઉચિત સ્થાને ફરીથી સ્થાપિત કર્યું કેળવણીકાર તરીકેની તેમની મહત્તા, રૂસોનું અમિલ નામનુ પુસ્તક વાચ્યા વિના શિશુ કેન્દ્રી કેળવણીની ફિલસૂફી તેમણે નિર્માણ કરી, એ હકીકતમા રહેલી છે શ્રી મહાદેવ દેસાઈ લખે છે 'તેમણે અનેક વાર સમજાવ્યુ છે કે, કેળવણીએ

૧ हरिजनबंधु १-८-३७

२ हैन्डबुक ऑफ सजेशन फॉर टीचर्स, पा १२

३ हरिजनबंधु ५-१२-३७

છોકરા અને છોકરીમાંથી સમગ્ર માનવી બહાર આણવો જોઈએ અને જે કેળવણી છોકરાઓ તથા છોકરીઓને ઉપયોગી નાગરિકો, સમગ્ર માણસો ન બનાવે તે સંગીન પ્રકારની કેળવણી ન હોઈ શકે'[1] સમગ્ર માણસ એટલે શું? બેશક, તેનું વ્યક્તિત્વ એટલા માટે શરીર, હૃદય, ચિત્ત અને આત્મા એ માનવીના વ્યક્તિત્વની ચારે બાજુઓનો એકરાગભર્યો વિકાસ કરવો, એ કેળવણીનું કાર્ય છે ગાંધીજી કહે છે કે, 'સાચી કેળવણી તો એ કહેવાય જે બાળકોની આધ્યાત્મિક, બૌદ્ધિક અને શારીરિક શક્તિઓને બહાર આણે ને ખીલવે'[2] કોઈ પણ કાર્યક્રમ માનવીના વ્યક્તિત્વની આ ચાર બાજુઓ પૈકીની કોઈ એક બાજુને જ સર્વથા મહત્ત્વ આપે, તે કેળવણીના મૂળભૂત સિદ્ધાંતોનો દ્રોહ કરે છે સભ્યતાના આરંભકાળથી માંડીને આધુનિક સમય સુધીની આપણી કેળવણીની પદ્ધતિના સઘળા દૂષણો કેળવણીની એક યા વધુ બાજુઓને અણઘટતું મહત્ત્વ આપવામાં આવ્યું અને બીજી બાજુઓ તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું તેને આભારી છે, એમ આપણે જોઈ શકીએ છીએ

કેળવણીના અમુક ચોક્કસ ઉદ્દેશો નક્કી કર્યા પછી ગાંધીજી એ ઉદ્દેશો પાર પાડવા માટેની ઉચિત કાર્યપદ્ધતિ સૂચવે છે કેળવણીની હિંદની વર્તમાન પદ્ધતિમાં 'કેવળ બગાડ જ નથી પણ એથી ચોખ્ખી હાનિ પણ થાય છે ઘણાખરા છોકરા માબાપ સાથેનો સંબંધ છોડી દે છે અને માબાપના ધંધાને પણ તિલાંજલિ આપે છે તેઓ અનેક કુટેવો શીખે છે, શહેરી ઢબે વર્તવા જાય છે ને કંઈક જેવું તેવું શીખે છે જે બીજું ગમે તે હોય પણ કેળવણી નથી હોતી મને લાગે છે, એનો ઇલાજ એ છે કે, એમને ઉદ્યોગ કે હાથપગની કેળવણી દ્વારા શિક્ષણ આપવું'[3] ગાંધીજીની કેળવણીની ફિલસૂફીનું આ સૌથી મહત્ત્વનું અંગ છે ગાંધીજી વધુમાં કહે છે, 'એટલે હું તો બાળકની કેળવણીનો આરંભ તેને કંઈક ઉપયોગી હાથઉદ્યોગ શીખવીને અને તેની કેળવણીનો આરંભ થાય એ ક્ષણથી તેને કંઈક નવું સર્જન કરવાનું શીખવીને જ કરું હું માનું છું કે, આ શિક્ષણ પદ્ધતિમાં મન અને આત્માનો ઊંચામાં ઊંચો વિકાસ સાધવો શક્ય છે

---

१ धी ऑयरबुक ऑफ येज्युकेशन (१९४०) पा ४४१

२ हरिजनबंधु, १२–९–'३७

३ हरिजनबंधु, पा २७१

માત્ર દરેક હાથઉદ્યોગ આજે શીખવાય છે તેમ યંત્રવત નહીં પણ શાસ્ત્રીય રીતે શીખવાવો જોઈએ.' એટલે કે, બાળકને દરેક ક્રિયા શા માટે કરવામાં આવે છે તે સમજતાં જોઈએ.'[1] આ ગાંધીજીની કેળવણીની ફિલસૂફીનું હાર્દ છે. હાથઉદ્યોગ કેળવણી આપવાની પ્રચલિત કાર્યપદ્ધતિના એક જરૂરી અંગ તરીકે નહીં, પણ કેળવણીની કાર્યપદ્ધતિના કેન્દ્રસ્થાને હોવો જોઈએ. સઘળી કેળવણી મુખ્યત્વે કરીને ઉત્પાદક ઉદ્યોગના માધ્યમ તથા તેના અનુબંધ દ્વારા આપવી જોઈએ. જ્યાં હાલ અનેક વિષયો શીખવાતા હોય તેમાં ઉદ્યોગનો ઉમેરો કરીને શિક્ષણનું કાર્ય પણ કરે એવી શાળા ન હોવી જોઈએ; બધા જ વિષયો ઉદ્યોગ દ્વારા શીખવવાના છે. આના પરથી એવું અનુમાન તારવવું ન જોઈએ કે, શાળાને જ્યાં આગળ બાળક કામદારો ઉત્પાદક ઉદ્યોગ કરતા હોય એવા કારખાનામાં ફેરવી નાખવાની છે. ગાંધીજીએ કલ્પેલો કેળવણીનો ઉદ્દેશ કોઈ અનુકૂળ ઉદ્યોગ દ્વારા પાર પાડવાનો છે. 'છોકરા અને છોકરીઓમાં રહેલા પૂર્ણ પુરુષત્વ કે સ્ત્રીત્વનો વિકાસ ઉદ્યોગ દ્વારા સાધવાનો છે, એ હકીકત નિશાળોને કારખાનાં બની જતી આપોઆપ અટકાવે છે. કેમ કે, છોકરા છોકરીઓને જે ઉદ્યોગશિક્ષણ આપવામાં આવે તેમાં તેઓ અમુક પ્રમાણમાં નિષ્ણાત થાય, તે ઉપરાંત તેમને જે વિષયો શીખવવાના હશે તેમાં પણ તેમણે એટલી જ આવડત બતાવવાની રહેશે.'[2] એટલા માટે, કેળવણી ઉદ્યોગની તેમ જ શારીરિક પ્રવૃત્તિના કેન્દ્રની આસપાસ ફરતી રહેવી જોઈએ અને સઘળો અભ્યાસક્રમ ઉદ્યોગની કેળવણીની આસપાસ ગૂંથી લેવો જોઈએ. એ ગાંધીજીને માટે શ્રદ્ધાની વસ્તુ છે. શ્રી મહાદેવ દેસાઈ કહે છે, 'એનો એવો અર્થ નથી કે, અક્ષરજ્ઞાનની કેળવણીમાં શારીરિક કેળવણીનો ઉમેરો કરવો, પણ શારીરિક કેળવણીને સાહિત્યિક તેમ જ બૌદ્ધિક કેળવણીનું સાધન બનાવવું, એવો એનો અર્થ છે.'[3]

કાંઈક અનુકૂળ હાથઉદ્યોગ કેળવણીનું કેન્દ્ર તથા તેનો પાયો બનવો જોઈએ એ ખ્યાલનું કેળવણીના શાસ્ત્ર તથા કળામાં તાજેતરમાં થયેલી પ્રગતિ, એક મહત્ત્વના ફેરફાર સાથે, સમર્થન કરે છે. ઇંગ્લંડમાં બોર્ડ

૧. હરિજનબંધુ, ૧–૧–'૩૭
૨. હરિજનબંધુ ૩૧–૧૦–'૩૭
૩. મીયરબુક ઑફ એજ્યુકેશન (૧૯૪૦), પા. ૪૪૧

ઑફ એજ્યુકેશન સાથે સંકળાયેલી કન્સ્ટરેટિવ કમિટીના વિચારપૂર્વકના અભિપ્રાય પ્રમાણે, અભ્યાસક્રમનો 'વિચાર, પ્રાપ્ત કરવાના જ્ઞાન અને એકઠી કરવાની હકીકતોની દૃષ્ટિથી નહીં, પણ પ્રવૃત્તિ અને અનુભવની દૃષ્ટિથી, કરવો જોઈએ'[1] ગાંધીજી એક ડગલુ આગળ જાય છે અને ઉદ્યોગની હિમાયત કરે છે, જેમાથી પ્રવૃત્તિ અને અનુભવ ઉદ્‌ભવી શકે ઉદ્યોગ સમગ્ર માનવનો વિકાસ સાધવા માટેનું સાધન છે, એ હકીકત પ્રવૃત્તિને કેવળ મિથ્યા વ્યાપારની કક્ષાએ ઊતરી જતી અટકાવે છે એટલે ઉદ્યોગનુ કેળવણી વિષયક તેમ જ આર્થિક, ઉભય પ્રકારનુ મૂલ્ય છે

આ વસ્તુ આપણને ગાધીજીની કેળવણીની ફિલસૂફીના બીજા એક મહત્ત્વના લક્ષણ તરફ લઈ જાય છે એ છે, કેળવણીના માધ્યમ તરીકે પસદ કરવામા આવેલા ઉદ્યોગની સ્વાશ્રયની બાજુ ગાધીજી માને છે કે, ઉદ્યોગ બાળકના વ્યક્તિત્વનો વિકાસ સાધવા ઉપરાત કેળવણીને સ્વાશ્રયી બનાવે એવો હોવો જોઈએ પસદ કરવામા આવેલો ઉદ્યોગ એવી રીતે શીખવો જોઈએ કે, તેની પેદાશ આર્થિક મૂલ્યવાળી બને કેળવણીની સ્વાશ્રયી બાજુ દ્વિવિધ હોવી જોઈએ એક એ કે, કેળવણી વ્યક્તિને તેના પાછળના જીવનમા સ્વાશ્રયી બનવામા મદદરૂપ થાય એવી હોવી જોઈએ અને કેળવણી સ્વત પણ સ્વાશ્રયી હોવી જોઈએ એને પહેલી રીતે જોવામા આવે તો એ યોજનાના વિરોધીઓ તેનો ઝાઝો વિરોધ નહીં કરે એ વસ્તુ વિદ્યાર્થીને શાળા છોડયા પછી અનુકૂળ ધધો કરીને સ્વાશ્રયી બનવાને શક્તિમાન બનાવે છ ગાધીજી પોતે કહે છે 'આવી કેળવણી તેમને મળી હોય તો એ બેકારી સામે એક જાતના વીમા જેવી થઈ પડે'[2] એ વિચાર વિકસાવતા તેઓ વધુમા જણાવે છે

> બાળક ૧૪ વરસની ઉંમરે, એટલે કે, સાત વરસનું ભણતર પૂરુ કર્યા પછી, નિશાળ છોડીને જાય ત્યારે તેનામાં કંઈક કમાવાની શક્તિ આવેલી હોવી જોઈએ અત્યારે પણ ગરીબ લોકોના બાળકો આપોઆપ એમના માબાપને મદદ કરે છે — એમના મનમા લાગણી એ હોય છે કે, હું જો માબાપની જોડાજોડ કામ નહીં કરુ તો માબાપ ખાશે શુ અને મને ખવડાવશે શુ? એ જ એક

૧ ધી પ્રાઈમરી સ્કૂલ, (૧૯૩૧) પા ૯૩

૨ હરિજનબંધુ ૧૨-૯-૩૭

કેળવણી છે એ જ પ્રમાણે રાજ્ય સાત વરસની ઉમરે બાળકને પોતાને હવાલે લે ને તેને કમાતુ બનાવીને માબાપને પાછુ આપે આમ તમે કેળવણી આપવાની સાથે સાથે બેકારીના મૂળ પર ઘા કરો છો તમારે છોકરાઓને એક યા બીજા ધંધાની તાલીમ આપવી જ રહી આ ખાસ ઉદ્યોગની આસપાસ તમે એના મગજ, શરીર, અક્ષર, કલાવૃત્તિ વગેરેની કેળવણી ગોઠવશો જે હાથઉદ્યોગ એ શીખશે તેમા તે નિષ્ણાત થશે '[૧]

સ્વાશ્રયી શબ્દનો ખરો અર્થ બાળકોના શરીરશ્રમ અને તેમના ઉત્પાદક કામ દ્વારા શિક્ષકોના પગારનો ખરચ નીકળી રહે એ છે ગાંધીજીને વિશ્વાસ છે કે, 'પ્રત્યેક શાળાને સ્વાશ્રયી બનાવી શકાય શરત એટલી કે, એ શાળાઓમા તૈયાર થતી વસ્તુઓ રાજ્યે ખરીદી લેવી જોઈએ ' સ્વાશ્રયી કેળવણીનો વિચાર તેઓ ધમકતે હૈયે હાથ ધરતા નથી તેઓ કહે છે, 'મને દુ ખ માત્ર એક જ વાતનુ છે કે, જે વસ્તુ મને ગયા ૪૦ વરસથી ઝાખી ઝાખી દેખાતી હતી, તે હવે સજોગોને બળે દીવા જેવી દેખાવા લાગી છે '[૨] 'એવી કેળવણી, એકદરે જોતા, સ્વાવલબી હોઈ શકે, હોવી જોઈએ જ, વસ્તુત સ્વાવલબન એ તેની યથાર્થતાની કસોટી છે '[૩] ગાંધીજીની કલ્પના મુજબની શાળાઓમા અભ્યાસ કરનારા છોકરાઓને સિલોનના અર્ધ-ગુલામીવાળા ચાના બગીચાઓમાના છોકરાઓ સાથે સરખાવીને તેમની કેળવણીની યોજનાને વખોડી કાઢનારા ટીકાકારોને તેઓ આ પ્રમાણે સચોટ જવાબ આપે છે ' ' એ બગીચામા કામ કરતા છોકરાઓને વિદ્યાર્થી ગણવામા આવતા નથી એમની મજૂરી એ એમના શિક્ષણનુ અગ નથી હુ જે જાતની નિશાળોની હિમાયત કરુ છુ તેમા તો, છોકરાઓ હાઈસ્કૂલોમા અગ્રેજી બાદ કરતા જેટલુ શીખે છે તે અને તે ઉપરાત કવાયત, સગીત, આલેખન અને, બેશક, એકાદ ઉદ્યોગ, એટલું શીખશે આ નિશાળોને 'કારખાના'નું નામ આપવુ એ અનેક નરી હકીકતો સમજવાની ના પાડવા બરોબર છે કોઈ માણસે વાદરા સિવાય કોઈ પ્રાણી જોયુ જ ન

૧ હરિજનબંધુ ૧૯-૯-'૩૭
૨ હરિજનબંધુ, ૩-૧૦-'૩૭
૩ એ જ

હોય, અને માણસનુ વર્ણન — કેટનેક જ અશે — વાદરાના વર્ણનને મળતુ આવતુ હોય, એટલા માટે તે માણસનુ વર્ણન વાચવાની જ ના પાડે, એના જેવુ આ છે "[1]

કેળવણી કોઈક અનુકૂળ ઉદ્યોગની આસપાસ વણી લેવી જોઈએ અને પસદ કરવામા આવેલા ઉદ્યોગમાથી શિક્ષકોનો પગાર મળી રહેવો જોઈએ એ બે ગાધીજીની કેળવણીની ફિલસૂફીના પાયાના સિદ્ધાતો છે *યંત્રવત્ શીખવામા આવેલા ઉદ્યોગ દ્વારા વિદ્યાર્થીની અથવા શાળાની* આર્થિક સ્વતત્રતા પ્રાપ્ત કરવી એવો ગાધીજીનો ઇરાદો નથી તેઓ શ્રમને પ્રતિષ્ઠા આપવાની, વાજબી અને પ્રામાણિક રોજી આપવાની અને જેના દ્વારા કેળવણી આપવામા આવે છે તે સાધનો અને ભાષા બદલવાની સૂચના કરે છે સ્વાશ્રય અથવા શાળાનુ કામ, કેવળ એટલો જ શ્રમનો અર્થ થતો નથી

ધધો આર્થિક મૂલ્યવાળો હોવો જોઈએ અને એમા કશુ ખૂટુ કે અજુગતુ નથી એવી ગાધીજીની માન્યતાને પ્રોફેસર જોન ડ્યૂઈ ટેકો આપે છે તેઓ કહે છે

> બગીચાકામ વણાટકામ, લાકડાનુ કામ ધાતુકામ, રસોઈકામ, ઇત્યાદિ માનવજીવનના મૂળભૂત વ્યાપારોને લગતી શાળામા ચાલતી જુદી જુદી પ્રવૃત્તિઓનુ કેવળ આર્થિક મૂલ્ય છે એવો આક્ષેપ કરવો એ તેમને વિષેનો સાચો મુદ્દો ચૂકવા બરાબર છે મોટા ભાગના જનસમુદાયને સામાન્ય રીતે એવો અનુભવ થયો હોય કે તેના ઔદ્યોગિક વ્યવસાયોમા અનિષ્ટ સિવાય બીજુ કશુ છે જ નહીં અને જીવન ટકાવી રાખવા માટે જ તે સહેવુ રહ્યુ તો એ દોષ એ વ્યવસાયો અથવા ધધાઓનો નથી પણ જે પરિસ્થિતિમા તે ચલાવવામા આવે છે તેનો છે આધુનિક સમયના જીવનમા આર્થિક બાબતોનુ મહત્ત્વ નિરતર વધતુ જાય છે એ જોતા કેળવણી તેમનુ શાસ્ત્રીય તત્ત્વ અને સામાજિક મૂલ્ય પ્રગટ કરે એ અતિશય જરૂરનુ બની ગયુ છે[2]

સ્વાશ્રયી કેળવણીનો ખ્યાલ ગાધીજીની ફિલસૂફીની બીજી એક મહત્ત્વની બાબત તરફ લઈ જાય છે એ છે તેમનો અહિંસાનો જીવન સિદ્ધાત શ્રી મહાદેવ દેસાઈના અભિપ્રાય પ્રમાણે સ્વાશ્રયી કેળવણીના ખ્યાલને અહિંસાની ભૂમિકાથી જુદો પાડી શકાય નહીં, અને એ નવી

---

૧ હરિજનબંધુ ૩-૧-૩૭

૨ ડેમોક્રસી ઍન્ડ ઍજ્યુકેશન પા ૨૩૪ ૨૩૫

યોજનાની પાછળ, જેમાંથી વર્ગીય અને કોમી દ્વેષો દૂર કરવામાં આવ્યા હોય તથા શોષણ નાબૂદ કરવામાં આવ્યુ હોય એવો યુગ પ્રવર્તાવવાનો આશય રહેલો છે, એ વાત આપણે લક્ષમાં નહીં રાખીએ તો, આપણે તેને સફળ કરી શકવાના નથી. એથી કરીને, આપણે એ કામ, અહિંસાને વિષે દૃઢ આસ્થાથી તથા એ નવી યોજના, હરેક બૂરાઈના રામબાણ ઇલાજ તરીકે અહિંસાને કલ્પનાર પુરુષે નિર્માણ કરી છે, એ શ્રદ્ધાથી પ્રેરાઈને, હાથ ધરવુ જોઈએ.'[1] ગાંધીજીને મન કેળવણી અને હિંસા વચ્ચે મૂળભૂત વિરોધ રહેલો છે, કારણ કે, તેઓ ખાતરીપૂર્વક માને છે કે, સાચી કેળવણી અહિંસા દ્વારા જ આપવી જોઈએ. ગાંધીજીની કેળવણીની યોજનાનો આ મધ્યવર્તી ખ્યાલ છે. તેઓ સાચું જ કહે છે કે, 'હિંદુસ્તાને હિંસાનો ત્યાગ કરવાનો જો નિરાધાર કર્યો હોય તો, કેળવણીની આ પદ્ધતિ, તેણે જે તાલીમ લેવાની છે તેનુ એક અવિભાજ્ય અંગ બને છે. આપણને કહેવામાં આવે છે કે, ઇગ્લૅન્ડ કેળવણી પાછળ કરોડોનો ખરચ કરે છે. અમેરિકા પણ એમ જ કરે છે. પરતુ એ સઘળી ધનદોલત શોષણ દ્વારા મેળવવામાં આવેલી હોય છે, એ વાત આપણે ભૂલી જઈએ છીએ. શોષણ કરવાની કળાનુ તેમણે એક શાસ્ત્ર બનાવી દીધુ છે અને એ રીતે તેમના બાળકોને તેઓ અત્યારે આપી રહ્યા છે તેવી ભારે ખરચાળ કેળવણી ભલે આપે આપણે શોષણની દૃષ્ટિથી વિચાર ન કરવો જોઈએ, કરીશું પણ નહી, અને કેળવણીની આ યોજના સિવાય આપણી પાસે બીજો વિકલ્પ નથી એ યોજના અહિંસાના પાયા પર રચાયેલી છે.'[2]

ગાંધીજીએ જોયુ કે, હિંદની પ્રચલિત કેળવણીની પદ્ધતિ અવાસ્તવિક અને કૃત્રિમ છે. એની અનેક ખામીઓ છે, પરતુ જીવન સાથે તેનો નિકટનો સંબધ નથી એ તેની મુખ્ય ખામી છે. એમાં જુદા જુદા વિષયો વચ્ચે સુયોગ સાધવામા આવ્યો નથી તથા બાળક પ્રાપ્ત પરિસ્થિતિ સાથે બુદ્ધિપૂર્વક અને સક્રિયપણે પોતાનો સુમેળ સાધે તે માટે તેમા જોગવાઈ નથી. ગાંધીજીના અભિપ્રાય પ્રમાણે, સઘળુ શિક્ષણ ઉદ્યોગને લગતી અથવા સામાજિક અને ભૌતિક વાતાવરણને લગતી જીવનની નક્કર પરિસ્થિતિઓ

૧. એજ્યુકેશનલ રીકન્સ્ટ્રક્શન, પા. ૬૪
૨. એજ્યુકેશનલ રીકન્સ્ટ્રક્શન, પા. ૬૬

દ્વારા અપાવું જોઈએ એમ થાય તો, બાળક જે કઈ શીખે તે તેની વધતી જતી પ્રવૃત્તિ સાથે એકરૂપ થઈ જાય ગાંધીજીની કલ્પના મુજબની શાળા આપવામાં આવતી વાસી માહિતીઓ નિષ્ક્રિયપણે ગ્રહણ કરવાનું સ્થાન નહીં હોય પણ કામ કરવાનું પ્રયોગો કરવાનું અને નવી નવી શોધો કરવાનું સ્થાન હશે કારણ કે તે ક્રિયાત્મક અભ્યાસક્રમને અનુસરતી હશે બાળક પોતાનું જ્ઞાન સક્રિયપણે સંપાદન કરે છે અને પોતાની સામાજિક પરિસ્થિતિ સમજવા માટે તથા તેના વધારે સારા પ્રકારના નિયમન માટે ઉપયોગ કરે છે આમાથી ગાંધીજીની કેળવણીની ફિલસૂફીનું બીજુ એક મહત્ત્વનું લક્ષણ ઉદ્ભવે છે એ છે સામાજિક જવાબદારીની ભાવના

મજકૂર યોજનામાં ગર્ભિતપણે રહેલો નાગરિકતાનો આદર્શ એ તેનું મહત્ત્વનું લક્ષણ છે મિ ગી જે વકીલ કહે છે

આજની કેળવણીની પદ્ધતિએ કેળવણીની આ બાજુની સર્વથા અવગણના કરી છે આધુનિક હિંદમાં દેશના સામાજિક આર્થિક અને રાજકીય જીવનમાં નાગરિકપદ વધુ ને વધુ પ્રમાણમાં લોકશાહી સ્વરૂપનું થતુ જવાનું છે અને રાષ્ટ્રીય કેળવણીની પદ્ધતિએ પોતાના સભ્યો પોતાની ફરજો તથા પોતાના હકો સમજવાની તકો રાગી નવી પેઢી પેદા કરવી જોઈએ એને માટે કઈ નહીં તો નાગરિકપદના હકો તથા ફરજો બુદ્ધિપૂર્વક અદા કરવાને જરૂરી હોય એટલી કેળવણી આપી શકે એવી સંપૂર્ણપણે નવી કેળવણીની પદ્ધતિની જરૂર છે વળી બુદ્ધિશાળી નાગરિક સંગઠિત સભ્ય સમાજના એક સભ્ય તરીકે સમાજ પ્રત્યેનું તેનું ઋણ કોઈ ને કોઈ ઉપયોગી ધંધાના રૂપમાં અદા કરી શકે એવો તે હોવો જોઈએ [1]

ગાંધીજીની કેળવણીની ફિલસૂફીનાં ઉપર મુજબના મૂળભૂત લક્ષણો ઉપરાત તેના બીજા કેટલાક ગૌણ લક્ષણો છે અને તેનો ઉલ્લેખ અહીં કરવો ઘટે

૧ રાષ્ટ્રવ્યાપી પાયા પર સાત વરસ માટે મફત અને ફરજિયાત કેળવણીની જોગવાઈ કરવી જોઈએ ૭ થી ૧૪ વરસ સુધીનાં બાળકોને માટે કેળવણી ફરજિયાત કરવી જોઈએ

૨ માતૃભાષાનું મહત્ત્વ માતૃભાષા શિક્ષણનું માધ્યમ બને એટલું જ નહીં પણ તેને બધી ભાષાઓમાં પ્રથમ સ્થાન મળવુ જોઈએ

१ धी वधा स्कीम ओफ एज्युकेशन पान ३९, ४०

૩ કેળવણીની એ યોજનામાં અત્યારે આપણે જેને પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી કહીએ છીએ તેનો સમાવેશ થવો જોઈએ, એટલે કે, તે અંગ્રેજી બાદ કરતાં મેટ્રિકની કક્ષાની હોવી જોઈએ.

૪. બાળકોએ તૈયાર કરેલી વસ્તુઓ રાજ્યે ખરીદી લેવી જોઈએ

ગાંધીજીની કેળવણીની ફિલસૂફીની જુદી જુદી બાજુઓની આપણે ચર્ચા કરી ગયા. ગાંધીજીની કેળવણી અંગેની વિચારણા કેળવણીની ફિલસૂફીના નામને પાત્ર કેવી રીતે છે, તે હવે આપણે જોઈ શકીએ છીએ કેળવણીની ફિલસૂફીની ત્રણ મહત્ત્વની શરતો આપણે જોઈ ગયા ગાંધીજીની કેળવણીની ફિલસૂફી કેળવણીના લક્ષ્યો તથા તેના ઉદ્દેશો નિરૂપવામાં અને તે સિદ્ધ કરવા માટેની કાર્યપદ્ધતિ તથા કાર્યક્રમ નક્કી કરવામાં રહેલી છે તેમની ફિલસૂફીની ઇમારત માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર તથા જીવવિદ્યાની મૂળભૂત હકીકતોના પાયા પર રચાયેલી છે, એ જો આપણે નિર્વિવાદ રીતે પુરવાર કરી શકીએ તો, તેમની કેળવણીની ફિલસૂફી સર્વાંગસંપૂર્ણ બનશે

ગાંધીજીની કેળવણીની ફિલસૂફી માનસશાસ્ત્રની સંગીન ભૂમિકા પર રચાયેલી છે, એ હકીકત ઝાકીર હુસેન કમિટીના હેવાલ પરથી પુરવાર થાય છે

> 'માનસશાસ્ત્રની દૃષ્ટિથી જોતા એ ઇચ્છવા જોગ છે, કારણ કે, જેની સામે બાળકનો સક્રિય સ્વભાવ સદા નરવો વિરોધ કરતો રહે છે તે કેવળ પુસ્તકિયા અને શાસ્ત્રીય શિક્ષણના જુલમમાંથી તેને ઉગારે છે તે અનુભવના બૌદ્ધિક અને વહેવારુ તત્ત્વોને સમતોલ કરે છે તથા તેને શરીર તેમ જ મનની સુસંયોજિત કેળવણી માટેનુ સાધન બનાવી શકાય ઘણી વાર જે કશા આધાર વિના છાપેલું પુસ્તક વાચવાની તાકાત સૂચિત કરે છે તે ઉપર ઉપરની સાક્ષરતા નહીં, પણ કોઈક રચનાત્મક હેતુને માટે હાથ તથા બુદ્ધિનો ઉપયોગ કરવાની એના કરતા ઘણી વધારે મહત્ત્વની તાકાત બાળક સંપાદન કરે છે આ 'સમગ્ર વ્યક્તિની સાક્ષરતા છે' એમ અમે કહીશું '[૧]

ગાંધીજીના અભિપ્રાય પ્રમાણે, કેળવણીએ ભવિષ્યના નાગરિકને સમાજમા પોતાનો ભાગ ભજવવાને લાયક બનાવવો હોય તો, શાળામા તેણે સામાજિક પ્રાણીને અનુરૂપ ચારિત્ર્ય કેળવવુ જોઈએ એવા જીવન માટેની તેને તાલીમ આપવી જોઈએ નાગરિકના ગુણોનુ આચરણ કરવાની તેને શાળામા તક મળવી જોઈએ લોકશાહી રાજ્યના સભ્ય બનવા માટે તેણે શિસ્ત અને સ્વશાસનની કળા શીખવી રહી તેણે વિશાળ દૃષ્ટિ, સહિષ્ણુતા

૧ બેઝુકેશનલ રીકન્સ્ટ્રક્શન, પા ૧૨૧

તથા સારા નાગરિક તરીકેના ગુણો વગેરે કેળવવાં જોઈએ. શાળા કોઈક ફળદાયી સર્જક પ્રવૃત્તિમાં કામે લાગેલો સંગઠિત સમાજ હોવી જોઈએ. ઝાકીર હુસેન કમિટીનો હેવાલ જણાવે છે:

> 'સામાજિક દૃષ્ટિથી વિચાર કરીએ તો, જેમાં રાષ્ટ્રનાં સઘળાં બાળકો ભાગ લે એવું સક્રિય ઉત્પાદક કામ કેળવણીમાં દાખલ કરવાથી શારીરિક કામ કરનારાઓ તથા બૌદ્ધિક કામ કરનારાઓ વચ્ચે આજે જે પૂર્વગ્રહની દીવાલ મોજૂદ છે અને જે ઉભયને માટે નુકસાનકારક છે તે તૂટવા માંડશે. એ શકય એવી એક જ રીતે, શ્રમના ગૌરવની તથા માનવમાત્રની એકતાની સાચી ભાવના પણ પેદા કરશે. આ પારાવાર મહત્ત્વનો નૈતિક લાભ છે.'[૧]

'ઉદ્યોગો દ્વારા સમગ્ર મનુષ્યનો વિકાસ સાધવો' એ કેળવણીના ગાંધીજીના ધ્યેયને જીવવિદ્યાની હકીકતોના સંગીન અવલોકનનું સમર્થન પણ મળે છે, કારણ કે, સમગ્ર માનવીના વ્યક્તિત્વનો વિકાસ સાધવાને તાકતી કેળવણી જ કુદરતને અનુરૂપ એવી એકમાત્ર કેળવણી છે. એ વસ્તુ સર પર્સી નન બહુ જ સુંદર રીતે રજૂ કરે છે: 'છોકરા કે છોકરીના ચિત્તમાં આકાર ધારણ કરતી આપણે જોઈએ છે તે પ્રક્રિયા ખરેખાત સમગ્ર સત્ત્વને સ્પર્શે છે, તે પ્રક્રિયાની સર્વોચ્ચ બાજુ જ છે અને તેમાં માનવીની પૂર્વ-અવસ્થા સુધી તો શું જીવનના આરંભના અનાદિકાળ સુધી પણ પાછળ લંબાતી ક્રિયાઓનો સમાવેશ થાય છે.'[૨] કેળવણીએ જો બાળકને જે પ્રકારના સમાજમાં તેને જીવન ગાળવાનુ હોય તેને લાયક બનાવવુ હોય તો તેની અને તેની આસપાસની પરિસ્થિતિ વચ્ચે યોગ્ય સુમેળ હોવો જોઈએ. માણસ પોતાની આસપાસની પરિસ્થિતિ સાથે સુમેળ સાધવા માટે, પોતાના શરીરની પ્રતિક્રિયાઓમાં ફેરફાર કરવાની પ્રક્રિયાની પાર જવાની તથા પોતાનાં તેમ જ જેમાં તે રહેતો હોય તે સમાજનાં સર્વોચ્ચ હિતો આગળ ધપાવવા માટે વિચારપૂર્વક આસપાસની પરિસ્થિતિ પલટી નાખવાની શક્તિ વધારે છે. કેળવણીમાં માણસનું જૈવિક લક્ષ્ય બહુવિધ અને નિરંતર પલટાતી જતી સભ્યતાની પરિસ્થિતિ નીચે સફળતાપૂર્વક પોતાની હસ્તી ટકાવી રાખવા માટે પોતાને સપૂર્ણપણે યોગ્ય બનાવવાનું છે.

કેળવણીની યોજનામાં ગાંધીજીએ માણસના હાથને તેના હકનું સ્થાન આપ્યું, એ વસ્તુ કેળવણીના શાસ્ત્ર તથા તેની કળામાં તેમણે આપેલો

૧. એજ્યુકેશનલ રીકન્સ્ટ્રકશન, પા. ૧૨૧
૨. એજ્યુકેશન: ધિટ્સ ડેટા ઍન્ડ ફર્સ્ટ પ્રિન્સિપલ્સ, પા. ૨૦

સૌથી મહત્ત્વનો ફાળો છે. તેમણે જોયું કે, આંખની દેખરેખ અને મગજના માર્ગદર્શન નીચે, માણસનો હાથ, આસપાસની પરિસ્થિતિમાં ઘટતો ફેરફાર કરવામાં તથા તેની સાથે સુમેળ સાધવામાં તેને ખસૂસ મદદકર્તા રહ્યો છે. અટપટી રચના તથા સુગમ આંગળીઓ અને અંગૂઠાવાળો હાથ અતિશય ઉપયોગી છે. સહેલાઈથી અને ચોક્કસપણે તે વસ્તુઓને સ્પર્શી શકે છે, તેમને અનુભવી શકે છે, ઉપાડી શકે છે, પકડી શકે છે, અને ખમેડી શકે છે. હાથ વિના માણસનું મગજ કદી પણ વિકસી શકયું ન હોત. કાકા કાલેલકર સાચું જ કહે છે કે,

## ૩

# ગાંધીજીનો કેળવણીનો ઉદ્દેશ

કેળવણીની પ્રત્યેક યોજના તેના પાયામાં વહેવારુ ફિલસૂફી હોય છે એટલે તે જીવન સાથે સંકળાયેલી હોય છે અને તેના ઉદ્દેશો જીવનના આદર્શોને અનુરૂપ હોય છે જીવનના આદર્શો પરસ્પર વિરોધી હોય છે, પરિણામે કેળવણીના ઉદ્દેશો સદા એકબીજાથી ભિન્ન હોય છે પ્રાચીન ગ્રીસનો કેળવણીનો ઉદ્દેશ ગ્રીસના જીવનના આદર્શોનું પ્રતિબિંબ હતો અને પ્રાચીન હિંદનો કેળવણીનો ઉદ્દેશ જીવનના હિંદી આદર્શોનું પ્રતિબિંબ હતો જીવનનો કોઈ પણ આદર્શ, તેના તે દેશમાં પણ, લાંબા કાળ સુધી અણપડકારાયેલો રહેતો નથી આમ હોવાથી, ભિન્ન ભિન્ન કાળ અને દેશના કેળવણીના વિચારકો પરસ્પર વિરોધી સૂર કાઢે અને બીજી હરેક કળાની જેમ કેળવણીએ પણ કયું પરમ ધ્યેય સિદ્ધ કરવાનો ઉદ્દેશ રાખવો જોઈએ, એ બાબતમાં એકવાક્યતાનો તેમનામાં સંપૂર્ણ અભાવ હોય એમાં કશું નવાઈ પામવા જેવું નથી

આપણે આગળ જોઈ ગયા કે, કેળવણીનો વિચારક પોતાની કેળવણીની ફિલસૂફીના અવિભાજ્ય અંગ તરીકે કેળવણીનો ઉદ્દેશ નક્કી કરે છે કેટલાક ફિલસૂફો આપણા સઘળા કાર્યોના લક્ષ્ય તરીકે એક 'ઇષ્ટ વસ્તુ' સૂચવે છે, "જ્યારે બીજા કેટલાકનું કહેવું છે કે, એકી સાથે અનેક 'ઇષ્ટ વસ્તુઓ'ની હસ્તી હોઈ શકે અને તે આપણા આચરણને પ્રેરણા આપી શકે"[1] કેળવણીમાં પણ 'આપણે એક મુદ્દો અથવા અનેક મુદ્દાઓ ખોળી શકીએ'[2]

કોઈ પણ વિચારકે કલ્પેલો કેળવણીનો ઉદ્દેશ હમેશાં જીવનના તેના સામાન્ય આદર્શોને અનુરૂપ હોય છે કેળવણી ફિલસૂફીની સક્રિય બાજુ હોવાથી કેળવણીનો ફિલસૂફ છેવટે સિદ્ધ કરવાના લક્ષ્ય તરીકે અમુક ધ્યેય પોતાની સામે રાખે છે તે પોતાની પ્રવૃત્તિઓ જીવનના તેના એ અંતિમ લક્ષ્યની

---

1 જી એચ થોમ્સન એ મોડર્ન ફિલોસોફી ઓફ એજ્યુકેશન, પા ૫૭

૨. એજ

સિદ્ધિની દિશામા વાળે છે એટલુ જ નહીં પણ, કેળવણીની પદ્ધતિ પણ નિર્માણ કરે છે એટલા માટે કે, એના દ્વારા લોકો જીવનની રૂઢ થઈ ગયેલી તેમની પ્રણાલીમાથી બહાર નીકળે અને આરભમા એ ફિલસૂફે કલ્પ્યા મુજબનુ, પણ પછીથી તેમના જીવનના અતિમ લક્ષ્ય તરીકે તેમણે અપનાવેલુ તેમના જીવનનુ પરમ શ્રેય સિદ્ધ કરે

કેળવણીમા જુદી જુદી વ્યક્તિઓને જુદા જુદા આદર્શો અને જુદા જુદા ઉદ્દેશો હોય છે પ્રત્યેક માણસનો કેળવણીનો ઉદ્દેશ તેની જીવનની ફિલસૂફીનુ પ્રતિબિંબ હોય છે, એટલે કે, કેળવણીની દરેક રાષ્ટ્રીય પદ્ધતિ સમગ્ર રાષ્ટ્રની ફિલસૂફીનુ પ્રતિબિંબ હોય છે કેળવણીને વિષે દરેક વ્યક્તિના ઉદ્દેશો ભિન્ન ભિન્ન હોય છે, એ ઉપરથી આપણે એમ ન માનવુ જોઈએ કે, સઘળા ઉદ્દેશો પરસ્પર એકબીજાના વિરોધી હોય છે કેળવણીના ઉદ્દેશને આપણે જોન ડયૂઈની જેમ, જ્યાથી આપણે આસપાસના દૃશ્યને સ્પષ્ટતાથી જોઈ શકીએ, એવી ટેકરીની ટોચ સાથે સરખાવી શકીએ એ જ પ્રદેશ બીજા દૃષ્ટિબિંદુથી નિહાળવામા આવે તો, પહેલાથી જુદુ જ દૃશ્ય રજૂ કરે છે જુદી જુદી દૃષ્ટિઓ અવશ્ય એકબીજીની વિરોધી જ હોય એવુ નથી, ઘણા દાખલાઓમા તે એકબીજીની પૂરક હોય છે

ગાંધીજી કેળવણીનો માત્ર એક જ ઉદ્દેશ રજૂ કરતા નથી વસ્તુતાએ, તેઓ કેળવણીને જુદે જુદે સમયે અને જુદે જુદે સ્થળે જુદી જુદી દૃષ્ટિથી નિહાળે છે, પરતુ તેમણે દર્શાવેલા જુદા જુદા ઉદ્દેશોનો એક સર્વસ્પર્શી અને સર્વગ્રાહી ઉદ્દેશમા સમાવેશ કરી શકાય છે ગાંધીજીની જીવનની તથા કેળવણીની ફિલસૂફી, ઉપર ઉપરથી જોનારને પરસ્પર વિરોધી વસ્તુઓના શભુમેળા જેવી લાગે એ બનવાજોગ છે પરતુ ઉપરનુ પારબચકુ પડ ભેદી ઊડા ઊતરીને તેમના લખાણો વાચનારને જણાશે કે, કેળવણીને વિષેના તેમના જુદા જુદા ઉદ્દેશો જીવનની જુદી જુદી બાજુઓ સાથે સબધ ધરાવે છે અને તેમની મૂળભૂત ફિલસૂફીની આસપાસ તેમને ગૂથી લેવામા આવે તો તે એક સર્વાગસપૂર્ણ વસ્તુ બને છે એ કેવી રીતે બને છે તે હવે પછી આપણે જોઈશુ

કેળવણીની ફિલસૂફીના અભ્યાસીઓ, સામાન્ય રીતે જેને 'રોજી કમાવા'ના કેળવણીના ઉદ્દેશ તરીકે ઓળખવામા આવે છે, તેનાથી પરિચિત હોય છે આ ઉદ્દેશની હિમાયત કરનારાઓ કહે છે કે પોતાની

કેળવણી પૂરી કર્યા પછી બાળક તેની રોજી કમાવાને શક્તિમાન થવું જોઈએ તેઓ કહે છે કે, જે આપણને આપણી આર્થિક જરૂરિયાતો પૂરી પાડવામાં મદદરૂપ ન થાય, એવી કેળવણી શા ખપની? આ દૃષ્ટિ આપણા શરીરની મૂળભૂત જરૂરિયાતોનો વિચાર કરે છે ખોરાક, કપડાં અને રહેઠાણ એ આપણી મૂળભૂત જરૂરિયાતો છે, અને આપણે તે સંતોષી શકીએ તે સિવાય, જીવનના ઉચ્ચતર આદર્શો વિષેની સઘળી વાતો કોઈ પણ સાભળતી નહીં કેટલાક લોકોને કેળવણીનો આ ઉદ્દેશ હીન અને જડવાદી યા ભૌતિક લાગે એમ બને, પરંતુ આપણે કંઈ કે ભૌતિક, નૈતિક, અથવા બૌદ્ધિક પ્રગતિ કરવી હોય તો આપણી પ્રાથમિક જરૂરિયાતો સંતોષવી જોઈએ, એ વાતની ના પાડી શકાય, એમ નથી કેળવણી વિષેનો કોઈ પણ પ્રમાણભૂત ગ્રંથ વાચ્યા વિના ગાંધીજી સ્વાશ્રયી કેળવણીના સિદ્ધાંત પર આવ્યા, એ વસ્તુ તેમને ભારે યશ આપનારી છે શ્રી મહાદેવ દેસાઈ જણાવે છે કે, 'તેમણે કેળવણીના કોઈ પણ સિદ્ધાંતનો અભ્યાસ કર્યો નથી, હું નથી ધારતો કે, એમિલ નામનું કોઈ પુસ્તક છે, એ પણ તેઓ જાણતા હોય'[1]

મિ મી જે વારળી જણાવે છે કે, 'વર્ધા યોજનાના સબંધમા સ્વાશ્રયી શબ્દ બે તદ્દન ભિન્ન અર્થોમા વપરાયો છે — પાછળના જીવનમા માણસને સ્વાશ્રયી બનવામા મદદરૂપ થાય એવી કેળવણી, અને જે પોતે સ્વાશ્રયી હોય એવી કેળવણી'[2] ગાંધીજી ઇચ્છતા હતા કે પ્રત્યેક છોકરો અથવા છોકરી, આજની ઉદ્દેશરહિત કેળવણીની પદ્ધતિની પેદાશથી અન્યથા, શાળા છોડયા પછી, કોઈક ધંધો ખોળી કાઢીને સ્વાશ્રયી બનવા જોઈએ બીજા શબ્દોમા કહીએ તો, નયી તાલીમ અથવા પાયાની કેળવણીનું ઉદ્યોગનું લક્ષણ, વિદ્યાર્થીઓને પોતાની રોજી કમાવાની તાલીમ આપીને, અને એ રીતે, શાળાનો અભ્યાસક્રમ તેઓ પૂરો કરે ત્યાર પછી, સ્વાશ્રયી બનવાની તેમને તાકાત આપીને, બેકારીના સવાલનો ઉકેલ પૂરો પાડે છે'[3] આ દર્શાવે છે કે, ગાંધીજીની કેળવણીની યોજનામા કેળવણીના રોજીના ઉદ્દેશનું સ્થાન ચાહે એટલું ગૌણ હોય, પણ તેઓ એની વિરુદ્ધ

1 ધી ફિયરલુફ ઑફ એજ્યુકેશન (૧૯૪૦) પા ૪૩૬
2 ધી વર્ધા સ્કીમ ઑફ એજ્યુકેશન પા. ૩૦
3 એ જ.

નથી. કારણ કે, તેઓ ભારપૂર્વક કહે છે કે, 'આવી કેળવણી તેમને માટે બેકારીની સામે એક જાતના વીમા જેવી થઈ પડે.'[૧] એ વિચાર વિકસાવતાં તેઓ વધુમાં કહે છે: 'બાળક ૧૪ વરસની ઉંમરે, એટલે કે, સાત વરસનું ભણતર પૂરું કર્યા પછી નિશાળ છોડીને જાય ત્યારે તેનામાં કંઈક કમાવાની શક્તિ આવેલી હોવી જોઈએ. અત્યારે પણ ગરીબ લોકોનાં બાળકો આપોઆપ એમનાં માબાપને મદદ કરે છે— એમનાં મનમાં લાગણી એ હોય છે કે, હું જો માબાપની જોડાજોડ કામ નહીં કરું તો માબાપ ખાશે શું અને મને ખવડાવશે શું? એ જ એક કેળવણી છે. એ જ પ્રમાણે રાજ્ય સાત વરસની ઉંમરે બાળકને પોતાને હવાલે લે ને તેને કમાતુ બનાવીને માબાપને પાછું આપે. આમ તમે કેળવણી આપવાની સાથે સાથે બેકારીના મૂળ પર ઘા કરો છો.'[૨]

થાય છે. માણસ ભણતા, કમાણી કરતા તે ભણે અને ભણતા ભણતા કમાણી કરે એવું તેઓ ઇચ્છે છે. તેનો શ્રમ તેના ભણતરનું અંગ બનવો જોઈએ તથા જે જાતના સમાજમાં તેણે જીવવાનું છે તેને માટે તેને સુસજ્જ કરવો જોઈએ. શ્રી કિશોરલાલ મશરૂવાળા કહે છે તેમ, 'સેગામ પદ્ધતિનું ધ્યેય એ છે કે દરેક બાળકને જેટલી બને તેટલી વહેલી ઉંમરે, એણે જીવનમાં શો વ્યવસાય કરવો યોગ્ય છે તેનો નિશ્ચય કરાવવો, અને જીવનના યોગ્ય ધારણ પોષણ માટે જેટલી ઓછામાં ઓછી કમાણી થવી જોઈએ, તેટલી કમાણી તો થાય જ, એવા એક ધંધાનું તેને જ્ઞાન આપવું'[1]

કેળવણીના 'રોજી'ના ઉદ્દેશની સામે સાંસ્કૃતિક ઉદ્દેશ પડેલો છે. એ ઉદ્દેશ પ્રમાણે જ્ઞાન, તે ધરાવનારને ભૌતિક રીતે ઉપયોગી થાય તે સિવાય પણ પ્રાપ્ત કરવા યોગ્ય છે. આવા પ્રકારનું જ્ઞાન જેને લિબરલ એટલે કે, ઉદાર કેળવણી કહેવામાં આવે છે તેનો ઉદ્દેશ છે. કાર્ડિનલ ન્યૂમૅનના અભિપ્રાય પ્રમાણે આવા પ્રકારના જ્ઞાનના ગુણો આ છે: સ્વતંત્રતા, ન્યાયપરાયણતા, શાન્તપણું, મિતાચાર અને શાણપણ અથવા આગળના વ્યાખ્યાનમાં જેને તત્ત્વપરાયણ ટેવ કહી છે તે.'

કેળવણીના સાંસ્કૃતિક ઉદ્દેશની હિમાયત કરનારાઓ એમ વિચારવા તરફ વળે છે કે માણસ બૌદ્ધિક કામમાં રોકાયેલો હોવાને કારણે એ દ્વારા તેના મનને, એ પ્રક્રીથી હમેશાં નવી પરિસ્થિતિઓમાં વધારે સારી રીતે વર્તવાની તાલીમ મળે છે. પરંતુ જ્ઞાન એ સંસ્કારિતા નથી એ વસ્તુ આપણે ધ્યાનમાં રાખવી જોઈએ. ડૉ સર્વપલ્લી રાધાકૃષ્ણન કહે છે: 'કુતૂહલને સંતોષતું કેવળ જ્ઞાન વ્યક્તિત્વને સુશીલ બનાવનાર સંસ્કૃતિથી ભિન્ન છે. દુનિયાના મહાન વીરપુરુષોના જન્મની તારીખો વગેરેની ઢગના ઢગ ચિત્રવિચિત્ર વિગતો યાદ રાખવી અથવા આગ્નાટિક ઓળગનારી ઝડપીમાં ઝડપી આગબોટોના મજાના નામો યાદ રાખવા અથવા તો વર્તમાન સમયની અગ્રગણ્ય વ્યક્તિઓનો પરિચય આપનારાં છે નામાં છે ના પુસ્તકની ભાતભાતની માહિતી યાદ રાખવી એ સંસ્કારિતા નથી.'[2] તેઓ વધુમાં કહે છે: 'વર્ગીકરણ કરેલી માહિતી કેટલા પ્રમાણમાં માણસના

---

1 हरिजनबंधु, ५-१२-३७

2 फ्रीडम ॲन्ड कल्चर पा. २२

જિહ્વાગ્રે છે એનાથી નહી, પરતુ જીવનની હકીકતો પર તે જેની અસર પાડે છે તે ચિત્તના ગુણવત્તાથી તેની સસ્કારિતાની કસોટી કરી શકાય.'[૧]

ગાધીજી હાડોહાડ વહેવારુ હતા એટલે તેઓ સસ્કારિતાની પડિતાઈ-ભરી ચર્ચામા પડતા જ નહોતા સસ્કારિતાનો તેમનો ખ્યાલ અસલ ગાધીવાદી છે અને એને વિષે બીજાઓ શું ધારે છે એની ખટપટમા તેઓ પડતા જ નહોતા. નવી દિલ્હીના કસ્તૂરબા બાલિકાશ્રમની બાલિકાઓને ઉદ્દેશીને તા ૨૩-૪-'૪૬ને રોજ બોલતા તેમણે કહ્યુ, 'અક્ષરજ્ઞાન કરતાં સંસ્કારની કેળવણીને હુ ઘણુ વધારે મહત્ત્વ આપુ છુ સસ્કારિતા એ તો પાયાની વસ્તુ છે એ મહત્ત્વની વસ્તુ બાળાઓએ અહીંથી મેળવવી જોઈએ. તમે કેમ બેસો છો, કેમ વાત કરો છો, કેવી રીતે કપડા પહેરો છો ઇત્યાદિ તમારા વર્તનની નાનામા નાની વિગતમા પણ એ સસ્કારિતા તરી આવવી જોઈએ, જેથી કોઈ પણ માણસ તમને જોતાવેંત જાણી શકે કે, તમે આ સસ્થામા કેળવાયેલી છો તમારા બોલવામા, મુલાકાતે આવનારાઓની સાથેના તમારા વર્તાવમા, આપસમા એકબીજી સાથેના તેમ જ તમારા શિક્ષકો ને વડીલો સાથેના તમારા વર્તનમા અતરની સસ્કારિતાની અસર વરતાઈ આવવી જોઈએ'[૨]

આ રીતે, ગાધીજીની દૃષ્ટિએ સસ્કારિતા બૌદ્ધિક કામની પેદાશ નથી પણ માનવીના આચરણની સઘળી બાજુઓમા ઓતપ્રોત થયેલો આત્માનો ગુણ છે ગાધીજીને મન આ કેળવણીનો મહત્ત્વનો ઉદ્દેશ છે. તેઓ માને છે કે, ગર્વ અને પૂર્વગ્રહના વાદળો ઘણી વાર આપણી દૃષ્ટિ દૂષિત કરે છે અને વસ્તુઓને આપણે સાચા દૃષ્ટિકોણથી જોઈ શકતા નથી કેળવણીનુ કાર્ય આત્માને વળગેલા ભારે બોજામા ઉમેરો કરવાનુ નથી પણ તે ઊચે ઊડવાની પોતાની સહજ પ્રકૃતિને અનુસરી શકે તે માટે આત્મા ઉપરનો એ બોજો દૂર કરીને તેને મુક્ત કરવાનુ છે વિદ્યાર્થી કેવળ કંઈક શીખે છે એવુ નથી, પણ તેના જીવનના સૌથી વધુ સસ્કારગ્રાહી વરસો દરમ્યાન, ચિત્તની ચિત્ત સાથેની નિરતર ચાલતી ટક્કર, વિચારોની આપલે, અભિપ્રાયોની કસોટી, તથા માનવસ્વભાવના જ્ઞાનનો વિકાસ જેવી કેળવણીની પરિવર્તન કરનારી અસર નીચે આવીને, તે કંઈક જુદી જ વસ્તુ બને છે.

૧. કલ્ચર ઍન્ડ ઍનાર્કી પા. ૨૩
૨. हरिजनबंधु, १२-५-'४६

કેટલાક કેળવણીકારો આપણા સ્વભાવ અથવા આપણી પ્રકૃતિની પૂર્ણતાને કેળવણીનો ઉદ્દેશ લેખે છે આ માન્યતા પ્રમાણે, આપણી કુદરતી તેમ જ પ્રાપ્ત કરેલી શક્તિઓ, આપણી સઘળી વૃત્તિઓ તથા ભાવનાઓ તથા આપણા શારીરિક, માનસિક તેમ જ આધ્યાત્મિક જીવનની સઘળી બાજુઓને આપણી સઘળી શક્તિઓનો એકરાગભર્યો વિકાસ થાય એ રીતે પૂર્ણ કરવી જોઈએ બીજા કોઈ પણ વિચારકથી સ્વતન્ત્રપણે ગાંધીજી એ જ પ્રકારના નિર્ણય પર આવ્યા હતા એ નિર્ણય, પોતાના અંગત અનુભવો, શરૂઆતમા મર્યાદિત વ્યક્તિઓને લાગુ પાડીને તારવવામા આવેલો છે, તેટલા પ્રમાણમા તેમનો પાયો પ્રયોગાત્મક છે પરતુ પછીથી તે માનવીના વર્તનના મૂળ સુધી પહોચે છે આ જીવનના તેમ જ પરભવના સઘળા સવાલો પરત્વેનુ તેમનું વલણ બૌદ્ધિક નહીં, પણ અત પ્રેરણાનુ છે અને તેઓ તેમની બુદ્ધિના કરતા વિશેષે કરીને તેમના અતરાત્માથી અથવા જેને તેઓ અતરનો અવાજ કહે છે તેનાથી દોરવાય છે તેઓ કહે છે, 'સાચી કેળવણી તો એ કહેવાય જે બાળકોની આધ્યાત્મિક, બૌદ્ધિક અને શારીરિક શક્તિઓને બહાર આણે ને તેને ખીલવે'[1] વળી તેઓ કહે છે, 'કેળવણી એટલે બાળક કે મનુષ્યના શરીર, મન અને આત્મામા જે ઉત્તમ અંશો હોય તેનો સર્વાંગી વિકાસ સાધીને તેને બહાર આણવા'[2]

ગાધીજી કહે છે, 'દક્ષિણ આફ્રિકામા ટૉલ્સ્ટૉય ફાર્મ પર જે છોકરા-છોકરીઓના શિક્ષણ માટે હુ સીધી રીતે જવાબદાર હતો તેમનો સર્વાંગી વિકાસ સાધતા મને કશી મુશ્કેલી નડી નહોતી'[3] આવો સર્વાંગી વિકાસ કેવી રીતે કરવો? ગાધીજી કહેશે, 'ઉદ્યોગ દ્વારા' સ્વભાવ અથવા પ્રકૃતિની પૂર્ણતા સાધવાનો ઉદ્દેશ રજૂ કરનારાઓ, એ પૂર્ણતા સિદ્ધ કરવા માટેની નક્કર કાર્યપદ્ધતિ સૂચવવામા નિષ્ફળ નીવડયા છે પણ ગાધીજી તો પ્રધાનપણે વહેવારુ દૃષ્ટિવાળા છે, અને તેઓ જો કોઈ સિદ્ધાત રજૂ કરે તો તેઓ તેનો અમલ કરશે અથવા જાતઅનુભવથી તે તારવશે તેમના પોતાના જ શબ્દો જોઈએ 'તમારે છોકરાઓને એક યા બીજા ધધાની

1 હરિજનબંધુ ૧૯–૯–૩૭
2 હરિજનબંધુ, ૩૧–૭–'૩૭
3 હરિજનબંધુ, ૩–૧૦–'૩૭

તાલીમ આપવી જ રહી. એ ખાસ ઉદ્યોગની આસપાસ તમે એના મગજ, શરીર, અક્ષર, કળાવૃત્તિ વગેરેની કેળવણી ગોઠવશો.'[૧] ગાંધીજીના અભિપ્રાય પ્રમાણે હસ્તાક્ષર કેળવણીનું જરૂરી અંગ છે. તેઓ કહે છે: 'સારા અક્ષર એ વિદ્યાનું આવશ્યક અંગ છે સારા અક્ષર શીખવાને સારુ ચિત્રકળા આવશ્યક છે. હું તો એવા અભિપ્રાય ઉપર પહોંચ્યો છું કે, બાળકોને ચિત્રકળા પ્રથમ શીખવવી જોઈએ જેમ પક્ષીઓ, વસ્તુઓ વગેરેને જોઈ બાળક તેને યાદ રાખી સહેજે ઓળખે છે તેમ જ અક્ષર ઓળખતાં શીખે, ને જ્યારે ચિત્રકળા શીખી ચિત્રો વગેરે કાઢતાં શીખે ત્યારે અક્ષર કાઢતાં શીખે તો તેના અક્ષર છાપેલા જેવા થાય'[૨]

આ રીતે ગાંધીજી વાંચવું, લખવું અને ગણિત વગેરેની કેળવણી કરતાં હાથ, હૃદય અને મનની કેળવણી પર વધારે ભાર મૂકે છે. આ ત્રણની કેળવણી બાળકના સર્વાંગી વિકાસમાં — એ સમગ્ર માનવીની કેળવણી છે — જેવો તેવો ભાગ નથી ભજવતી તેઓ કહે છે 'બાળકના હાથને તાલીમ આપવાની જેટલી જરૂર છે તેટલી જ જરૂર તેના કંઠને કેળવવાની છે છોકરા-છોકરીઓમાં રહેલો ઉત્તમ અંશ બહાર ખેંચાઈ આવે અને તેમને ભણતરમાં સાચો રસ પેદા થાય એટલા માટે કવાયત, ઉદ્યોગ, આલેખન અને સંગીત સાથે સાથે શીખવવા જોઈએ'[૩]

આપણી આધુનિક કેળવણી, કેવળ મનને કેળવવા ઉપર જ ભાર મૂકતી હોવાથી અસમતોલ અથવા વિષમ પ્રકારની છે, એ વસ્તુની ગાંધીજીને તીવ્ર પ્રતીતિ થયેલી છે. તેઓ કહે છે, 'મનની કેળવણીની સાથે સાથે હૃદયની પણ સાચી કેળવણી થતી ન હોય તો મનની કેળવણીની કશી કિંમત નથી.' તેમના અભિપ્રાય પ્રમાણે 'મનની કેળવણીએ હૃદયની કેળવણીને વશ વર્તવું જોઈએ,' કારણ કે, કીમતી આભૂષણો કરતાં પ્રેમાળ હૃદય વધારે મૂલ્યવાન નથી? હૃદયની કેળવણીમાં આપણી ભાવનાઓ તથા આપણા આવેગોનું સંસ્કરણ, પ્રેમ, સમભાવ, ભાઈચારો વગેરે આપણી ઊંડામાં ઊંડી લાગણીઓની જાગૃતિ તથા ચિત્રકામ, સંગીત અને હાથ-ઉદ્યોગો દ્વારા સૌંદર્યની ભાવનાની ખિલવણી, વગેરેનો સમાવેશ થાય છે

૧. હરિજનબંધુ, ૧૯–૯–'૩૭
૨. આત્મકથા, પા. ૧૫
૩. હરિજનબંધુ, ૧૨–૯–'૩૭

ગાંધીજી હૃદયની આવી કેળવણી માટે જોગવાઈ કરે છે, કારણ કે તેના વિના માનવજીવન કેવળ પશુજીવનની કક્ષાએ ઊતરી જાય છે ગાંધીજી હૃદયની સાથે સાથે બુદ્ધિની સંગીન અને પ્રબળ ખિલવણીનું મહત્ત્વ જેમ ઓછું આંકતા નથી તે જ રીતે તેઓ સુંદર અને તંદુરસ્ત શરીર ખીલવવાની જરૂરિયાત પણ ઓછી આંકતા નથી તેઓ દૃઢપણે માને છે કે, હૃદય તથા મનની સાચી કેળવણી યોગ્ય વ્યાયામ તથા શરીરના અવયવોની તાલીમથી જ થઈ શકે તેઓ કહે છે કે, 'એટલા માટે, સંગીતમય કવાયત દ્વારા હું ફરજિયાત રીતે શારીરિક તાલીમ આપું' શારીરિક કેળવણી અંગેના તેમના વિચારો આજકાલના નથી ટોલ્સ્ટોય ફાર્મના આશ્રમવાસીઓના બાળકોને કેળવણી આપવા માટે અનુભવ અને પ્રયોગ દ્વારા કેળવણીની સાચી પદ્ધતિ ખોળવાનો તેઓ દક્ષિણ આફ્રિકામાં પ્રયત્ન કરી રહ્યા હતા, ત્યારે પણ તેઓ એ વિચારો ધરાવતા હતા ટોલ્સ્ટોય ફાર્મના આશ્રમમાં તેઓ પિતાને સ્થાને હતા અને ત્યાંના બાળકોને કેળવણી આપવાની જવાબદારી તેમણે પોતાને માથે લીધી હતી શારીરિક કેળવણી માટેની તેમની પદ્ધતિ જેટલી અવનવી અને ચોંકાવનારી છે તેટલી જ પ્રફુલ્લિત કરનારી અને રસપ્રદ છે કેળવણીના એક અંગ તરીકે શરીરને કેળવવા માટેના તેમના વિચારો જાણવા માટે તેમના પોતાના શબ્દો ટાંકવા એ જ ઉચિત છે

'શારીરિક કેળવણીની આવશ્યકતા સમજતો હતો તે કેળવણી તેમને સહેજે મળી રહી હતી

'આશ્રમમાં નોકરો તો નહોતા જ પાયખાનાથી માંડીને રસોઈ સુધીનાં બધાં કામો આશ્રમવાસીઓને જ કરવાનાં હતાં ફળઝાડો પુષ્કળ હતાં નવું વાવેતર કરવાનું જ હતું રોજ અમુક સમય નાનામોટાં બધાં જે રસોડાના કામમાં ન રોકાયાં હોય તેમને બગીચામાં કામ કરવું જ પડતું આમાં બાળકોનો મોટો હિસ્સો હતો મોટા ખાડા ખોદવા, ઝાડો કાપવા, બોજા ઊંચકી જવા વગેરે કામમાં તેમનાં શરીર સારી પેઠે કસાતાં તેમાં તેમને આનંદ આવતો ને તેથી બીજી કસરતની કે રમતની તેમને જરૂર નહોતી રહેતી'[1]

---

1 આત્મકથા, પા. ૩૦૭

ગાંધીજી માને છે કે મન અને શરીરનો વિકાસ સાથે સાથે થાય અને તેને અનુરૂપ આત્માની જાગૃતિ પણ થાય તે સિવાય એકના મનનો વિકાસ એકાંગી બની જશે સમગ્ર મનુષ્ય નિર્માણ કરવા માટે એ ત્રણેનો યોગ્ય અને એકરાગબર્યો વિકાસ જરૂરી છે, અને એ કેળવણીનું સાચું અર્થશાસ્ત્ર બની રહે છે કેળવણીને નામે આજે જે ચાલે છે, તે વસ્તુતાએ 'કેવળ બુદ્ધિનો વ્યભિચાર' છે એ વિષે ગાંધીજીને લવલેશ શંકા નથી કેવળ હકીકતોનું જ્ઞાન એકઠું કરવામાં વિદ્યાર્થીઓની શક્તિ ઘણે અંશે વેડફાઈ જાય છે બુદ્ધિની કેળવણી એ જ કેળવણીની અવધિ બની ગયું છે ગૅ ઈ એ પાઈરેઝ બહુ જ સચોટપણે દર્શાવી આપે છે તેમ, 'આ બૌદ્ધિક કેળવણીને પૂછડે, શારીરિક કેળવણીની કૃત્રિમ અને જડ પદ્ધતિ જોડી આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે'[1] અને આધ્યાત્મિક શક્તિઓની બાબતમાં કાં તો તેમને સર્વથા વેડફાઈ જવા દેવામાં આવે છે અથવા કોઈ પણ પ્રકારની વ્યવસ્થા કે ધોરણ વિના ગમે તેમ ઊગવા દેવામાં આવે છે પરિણામે નૈતિક અને આધ્યાત્મિક અરાજક પેદા થાય છે ગાંધીજીની કેળવણીની ફિલસૂફી કેળવણીની વિચારણામાં જે કંઈ સર્વોચ્ચ અને શ્રેષ્ઠ છે તેને અનુરૂપ છે અને આપણે જો તેનો લાભ ઉઠાવવા ચાહતા હોઈએ તો, જેમાં મન હૃદય શરીર તથા આત્માના વિકાસને પૂરતો અવકાશ મળે અને એ બધા સાથે મળીને સમગ્રપણે સ્વાભાવિક અને એકરાગબર્યો વિકાસ સાધે એવી સંપૂર્ણ, સમતોલ અને સર્વાંગી કેળવણીનો ઉદ્દેશ આપણે આપણી નજર સમક્ષ રાખવો જોઈએ આવી કેળવણી વિદ્યાર્થીની શક્તિ બહાર લાવશે અને દરેક ક્ષેત્રમાં જીવનને સ્પર્શતા સવાલો તે સાચી રીતે ઉકેલી શકશે

હર્બર્ટ પોતાના એક નિબંધમાં નૈતિકતાને કેળવણીના પ્રધાન ઉદ્દેશ તરીકે લેખે છે તે કહે છે કેળવણીનો એક માત્ર અને સમગ્ર ઉદ્દેશ 'નૈતિકતા અથવા નીતિમત્તાના ખ્યાલમાં ટૂંકમાં સમાવી શકાય' ઘણા કેળવણીકારો કહે છે કે, ચારિત્ર્યનું ઘડતર કરવું એ કેળવણીનો પ્રધાન ઉદ્દેશ છે આ રીતે તેઓ પણ ઉપર દર્શાવેલો વિચાર જ રજૂ કરે છે ગાંધીજી પણ માને છે કે ચારિત્ર્યનું ઘડતર એ કેળવણીનો એક સર્વ પ્રથમ ઉદ્દેશ છે મેં હૃદયની કેળવણીને એટલે ચારિત્ર ખીલવવાને હમેશા પ્રથમ

૧ સાબિકો, ઑક્ટોબર ૧૯૫૦

પદ આપ્યું છે અને તેનો પરિચય ગમે તે વયે અને ગમે તેટલી જાતના વાતાવરણોમાં ઊછરેલાં બાળકો અને બાળાઓને ઓછાવત્તા પ્રમાણમાં આપી શકાય, એમ વિચારી આ બાળકો ને બાળાઓની સાથે હું રાત અને દિવસ પિતારૂપે રહેતો હતો. ચારિત્રને મેં તેમની કેળવણીના પાયારૂપે માન્યું. પાયો પાકો થાય તો બીજું બાળકો અવકાશ મળ્યે મદદ લઈને કે આપબળે મેળવી લે.'[1] કેળવણીના ઉદ્દેશ તરીકે ચારિત્રના ઘડતર પર ગાંધીજી એટલો બધો ભાર મૂકતા કે, ચારિત્ર્યઘડતર અને અક્ષરજ્ઞાનની કેળવણી એ બે વચ્ચે જો પસંદગી કરવાની આવે તો અક્ષરજ્ઞાનની કેળવણીને તેઓ ગૌણ સ્થાન આપે અથવા તેનો સર્વથા ત્યાગ પણ કરે. 'હિંદ સ્વતંત્ર થાય ત્યારે કેળવણીનું આપનું લક્ષ્ય શું હશે?' એવા સવાલના જવાબમાં તેમણે તરત જ કહ્યું, 'ચારિત્ર્યનું ઘડતર. હું ધૈર્ય, તાકાત, સદ્ગુણો, મહાન ઉદ્દેશો સિદ્ધ કરવાની દિશામાં કાર્ય કરતી વખતે પોતાની જાતને ભૂલી જવાની શક્તિ વગેરે ખીલવવાનો પ્રયત્ન કરું. અક્ષરજ્ઞાનના કરતાં એ વસ્તુઓ વધારે મહત્ત્વની છે. બૌદ્ધિક કેળવણી આ વધારે મોટું ધ્યેય સિદ્ધ કરવા માટેનું સાધન છે. એટલા માટે જ તો, હિંદમાં અક્ષરજ્ઞાનનો અભાવ, ખેદજનક જરૂર છે, પણ મને તેની ઝાઝી ચિંતા નથી, તથા મને એમ પણ નથી લાગતું કે, એને કારણે હિંદ સ્વરાજને માટે બિનલાયક છે.'[2] અંગત જીવનની શુદ્ધિ ગાંધીજીને મન સાચી કેળવણીને માટે અનિવાર્ય શરત છે. તેઓ કહે છે, 'વિદ્યાર્થીઓએ પોતાના અંતરમાં ડોકિયું કરવું ઘટે અને પોતાનું અંગત ચારિત્ર્ય તપાસતું જોઈએ.' કારણ કે, 'ચારિત્ર્ય વિનાની કેળવણી શાની? અને અંગત શુદ્ધતા વિના ચારિત્ર્ય શાનું?' ગાંધીજીને મન, 'શાળાઓ તથા કૉલેજો ચારિત્ર્યનું ઘડતર કરવા માટેનાં કારખાનાઓ છે. પોતાનાં છોકરા છોકરીઓ સારા પુરુષો અને સ્ત્રીઓ બને એટલા માટે માબાપો તેમને ત્યાં આગળ મોકલે છે.' જ્ઞાન અને વિદ્વત્તાના મૂલ્યનો તેઓ ઇન્કાર કરતા નથી, શરત એટલી કે, સારું ચારિત્ર્ય ઘડવામાં તે મદદરૂપ હોવાં જોઈએ. તેઓ કહે છે, 'જ્ઞાનમાત્રનું ધ્યેય ચારિત્ર્યનું ઘડતર હોવું જોઈએ. આપણી સઘળી વિદ્યા અથવા વેદોનું પારાયણ તથા સંસ્કૃત, લૅટિન, ગ્રીક વગેરેનું શાસ્ત્રશુદ્ધ જ્ઞાન હૃદયની

---

૧ આત્મકથા, પા. ૩૦૬–૭

૨ કાર્લટન વોશબર્ન, રીમેકર્સ ઑફ મૅનકાઇન્ડ, પા. ૧૦૪–૫

સંપૂર્ણ શુદ્ધિ કરવાની આપણને શક્તિ ન આપે તો આપણને એ બધાનો શો ઉપયોગ? કોલબોની ઝફીરા કૉલેજના વિદ્યાર્થીઓને ૨૨-૧૧-'૨૭ને રોજ સલાહ આપતાં ગાંધીજીએ કહ્યું, 'આ મહાન કૉલેજમાં તમે લઈ રહ્યા છો તે કેળવણીનું ચણતર ચારિત્ર્યના પાયા પર નહીં હોય તો તે નકામી બની જશે . . . પરંતુ શિલારોપણ વિધિને પ્રસંગે ગવર્નર સમક્ષ વાચવામાં આવેલો હેવાલ હું વાંચી રહ્યો હતો ત્યારે મને એમ લાગ્યા વગર ન રહ્યું કે, આપણે જો સારા ચારિત્ર્ય પર પાયો ચણી શકીએ તો કેવું સારું? એમ થાય તો આપણે એક પથ્થર પર બીજો પથ્થર ચણી શકીએ અને એ રીતે ચણાયેલી ઇમારત ઉપર આપણે પછીથી આનંદ અને ગૌરવથી નજર કરી શકીએ. પરંતુ ચારિત્ર્યનું ઘડતર પથ્થર અને ચૂનાથી નથી થઈ શકતું. તમારા પોતાના સિવાય બીજા કોઈને હાથે પણ એ ચણતર નહીં થઈ શકે પ્રિન્સિપાલ તથા અધ્યાપકો ચોપડીઓનાં પાનાંઓમાંથી તમને ચારિત્ર્ય નહીં આપી શકે ચારિત્ર્યનું ઘડતર તો ખુદ તેમનાં જીવનોમાંથી આવી શકે, અને સાચું પૂછતાં, તે તમારા પોતાના અંતરમાંથી આવવું જોઈએ.'[૧] ગાંધીજી સદાચાર અથવા સારા જીવનને ચારિત્ર્યનું મહત્ત્વનું અંગ લેખે છે કેળવણીએ એ લક્ષ્ય સિદ્ધ કરવાને તાકવું જોઈએ. કૉલેજના વિદ્યાર્થીઓને સંબોધતાં તેમણે કહ્યું, 'તમારી કેળવણીનું મંડાણ સત્ય અને શુદ્ધતાના નક્કર પાયા પર ન થયું હોય તો તે બિલકુલ નકામી છે. તમે તમારા અંગત જીવનની શુદ્ધિને માટે કાળજી ન રાખો તથા તમે મન, વાચા અને કર્મમાં શુદ્ધ રહેવાની કાળજી ન રાખો તો, હું તમને કહીશ કે, તમારું આવી બન્યું છે, પછી ભલે તમે ધુરંધર પંડિતો થાઓ.'[૨]

આપણે આગળ જોઈ ગયા કે, ગાંધીજી કેળવણીના પોતાની યોજનામાં અક્ષરજ્ઞાનને ઝાઝું મહત્ત્વ નથી આપતા તેઓ કહે છે કે, અક્ષરજ્ઞાન એ જ જો કેળવણી હોય તો સર્જનની છરી માણસનો જીવ બચાવે પણ ખરી તેમ જ તેનો જીવ લઈ પણ શકે, તે જ રીતે તેનો સદુપયોગ તેમ જ દુરુપયોગ થઈ શકે. વાચતા, લખતા તથા ગણતા આવડે તે કેળવણી એવો કેળવણીનો અર્થ સામાન્ય રીતે લોકોમાં પ્રચલિત છે કેળવણી વિષેનો

૧. ટુ ધી સ્ટુડન્ટ્સ; ૧૨૪-૨૫
૨. એ જ, પા. ૧૨૨

આવો ખ્યાલ ગાધીજીને માન્ય નથી હિંદ સ્વરાજ નામના પોતાના પુસ્તકમા તેઓ સાચી કેળવણી પામેના ખેડૂતનુ નીચે મુજબ આમેહૂબ ચિત્ર દોરે છે 'એ- ખેડૂત પોતે પ્રામાણિકપણે ખેતી કરી રોટી કમાય છે તેને સાધારણ રીતે દુન્યવી જ્ઞાન છે તેણે માબાપ પ્રત્યે કેમ વર્તવુ તેણે પોતાની સ્ત્રી પ્રત્યે કેમ વર્તવુ છોકરા તરફ કેમ ચાલવુ, જે ગામડામા તે રહે છે, ત્યા તેણે કેવી રીતભાત રાખવી, આ બધાનુ જ્ઞાન પૂરતુ છે તે નીતિના નિયમો સમજે છે અને પાળે છે પણ તેને પોતાની સહી કરતા નથી આવડતી આ માણસને તમે અક્ષરજ્ઞાન આપી શુ કરવા માગો છો? તેના સુખમા રો વધારો કરશો? તેના ઝૂપડાનો કે તેની સ્થિતિનો તમારે અસતોષ ઉપજાવવો છે? તેમ કરવુ હોય તોપણ તમારે તેને અક્ષરજ્ઞાન આપવાની જરૂર નથી '[1]

ઉપરની ચર્ચા ઉપરથી માલૂમ પડશે કે, ગાધીજી કેળવણીને માટે જુદુ ધોરણ રજૂ કરે છે, પણ એ યાદ રાખવુ જરૂરી છે કે ગાધીજીની કેળવણીની ફિલસૂફીના મૂળ હિંદના જીવન તથા તેની સસ્કૃતિમા રહેલા છે ભારતીય ફિલસૂફીના ઇતિહાસની જેમને જાણ છે તેમને ચારિત્ર્યનુ ઘડતર કેળવણીનો પરમ ઉદ્દેશ છે એ વસ્તુ અપરિચિત નથી લાગતી ભારતની પ્રાચીન કાળની કેળવણીની યોજનામા નૈતિક તાલીમને બૌદ્ધિક તાલીમ કરતા ભાગ્યે જ ઓછુ સ્થાન હતુ વિદ્યાર્થીની આતરિક પ્રકૃતિ

નીચે સોંપવામાં આવેલા વિદ્યાર્થીઓના સ્થિતિસ્થાપક અને કોમળ સ્વભાવ ઉપર અમૂર્ત શિક્ષકોની જેમ અહોનિશ ચોકી અને અંકુશ રાખે છે. આ રીતે, 'પ્રાચીન કાળના કેળવણીશાસ્ત્રનો ઉદ્દેશ કેવળ વિદ્યાર્થીની બુદ્ધિનો વિકાસ સાધવાનો નહીં, પણ તેની સમગ્ર પ્રકૃતિનો વિકાસ સાધવાનો હતો. કાચો માલ સંગીન છે કે કેમ, એની બરાબર તપાસ કરી લીધા પછી તેને કારખાનામાં દાખલ કરવામાં આવતો, પછીથી તેને પાકા માલની બનાવટની અનેક પ્રક્રિયાઓમાંથી પસાર કરવામાં આવતો અને પછીથી તેને એક સર્વાંગસુંદર તૈયાર માલ તરીકે દુનિયામાં મોકલવામાં આવતો. રાષ્ટ્ર અથવા દેશનું નિર્માણ અથવા ઘડતર આ શાળાઓને હવાલે સોંપવામાં આવેલું હતું. તેમનો ઉદ્દેશ કેવળ સંન્યાસીઓ અથવા પંડિતો નહીં પણ કુટુંબને, સમાજને તથા દેશને સંપૂર્ણ બનાવે એવા સંપૂર્ણ માનવીઓ, આદર્શ ગૃહસ્થાશ્રમીઓ પેદા કરવાનો હતો.'[1]

આ રીતે ગાંધીજીનો કેળવણીનો આદર્શ હિંદના વિચારકોએ યુગ-યુગાન્તરો દરમ્યાન રજૂ કરેલા કેળવણીના આદર્શ સાથે સુસંગત છે. ગાંધીજી કેવળ નિષ્ક્રિય વિચારક જ નહોતા. વિચાર, વાણી અને કાર્યમાં તેમણે એકતા જાળવી ન હોત તો, મહત્તાને માટે તેઓ શો દાવો કરી શકત, અને તેમને પગલે ચાલત પણ કોણ? તેઓ જે ઉપદેશતા હતા તેનો પોતે અમલ કરતા હતા અને તેઓ જે વિચારતા હતા તે તેઓ ઉપદેશતા હતા, પછી ભલેને આભ તૂટી પડે. પોતાની નવી કેળવણીનો પ્રયોગ તેમણે દક્ષિણ આફ્રિકામાં ટોલ્સ્ટૉય ફાર્મમાં તથા ફિનિક્સ આશ્રમમાં રહેનારાઓનાં છોકરા-છોકરીઓ પર જ નહીં, પણ પોતાના ચાર પુત્રો પર પણ કર્યો હતો. ટોલ્સ્ટૉય ફાર્મમાં તેમને આપવામાં આવતી કેળવણીથી તેમને પૂરેપૂરો સંતોષ નહોતો. તેમણે એ વિષે ગાંધીજી સમક્ષ હળવો વિરોધ પણ દર્શાવ્યો, પણ તેમણે તેમની વાત કાને ધરી નહીં. મણિલાલ નામના પોતાના એક પુત્રને તેમણે આ પ્રમાણે લખ્યું: '. . . તમારી ફરજ . . . જેટલું ભણવાનું મળે તેટલું ભણવાની અને માબાપની સેવા કરવાની છે....આપણે ગરીબ છીએ અને ગરીબ રહેવા માગીએ છીએ....ફિનિક્સને ચડાવવું એ આપણું કર્મ છે; કેમ કે, તે વાટે આપણે આત્માને શોધી શકીએ છીએ ને દેશસેવા કરી શકીએ છીએ.

[1] ઍન્શિયન્ટ ઇન્ડિયન ઍજ્યુકેશન, પા. ૨૦૬

એટલું ખાતરીથી માની લેજો કે, માણસજાતનો ખરો ધંધો એ જ છે કે, તેણે પોતાનું ચારિત્ર ઘડવું. તમે બીજાઓની સેવા કરો છો એ કદી રઝળનાર નથી એમ માનજો.'[1] ચારિત્ર્યના ઘડતરને ગાંધીજી કેટલું બધું મહત્ત્વ આપતા હતા તે આ ઉપરથી માલૂમ પડશે. તેઓ કહે છે : 'શિક્ષણ એટલે અક્ષરજ્ઞાન નહીં પરંતુ ચારિત્ર્યની ખિલવણી—ધર્મભાવનું ભાન, —એ મત મારા સઘળા પ્રકારના વાચનથી મજબૂત થાય છે. આપણી ભાષામાં તેને આપણે કેળવણી શબ્દથી ઓળખીએ છીએ. જો કેળવણીનો ઉદ્દેશ આવો જ હોય — અને મારી ધારણા મુજબ માત્ર આ જ ખરો ઉદ્દેશ છે — તો હું જણાવીશ કે, તમે ઉત્તમ પ્રકારની કેળવણી લઈ રહ્યા છો.'[2]

ફિનિક્સ આશ્રમ, ટૉલ્સ્ટૉય ફાર્મ અને સાબરમતી આશ્રમ એ ત્રણે સ્થળોએ ગાંધીજીએ પોતાના કેળવણીના પ્રયોગો કર્યા હતા જ્યાં આગળ ચારિત્ર્યઘડતર અને સેવાના આદર્શો પર અચળ દૃષ્ટિ રાખવામાં આવતી હતી. એવાં એ ત્રણે સ્થાનો હિંદના પ્રાચીન કાળના આશ્રમોની યાદ આપે છે. ગાંધીજીના આશ્રમોમાં કામ કરતા અને તેમની પ્રવૃત્તિઓમાં મદદ કરતા બાળકો આપણી નજર સમક્ષ પ્રાચીન કાળના બ્રહ્મચારીઓનું ચિત્ર ખડું કરે છે. 'એ બ્રહ્મચારીઓ સૂર્યોદય પહેલાં સવારમાં વહેલા ઊઠતા હતા. તેઓ એમ કરવામાં ચૂકે તો તેમને પ્રાયશ્ચિત્ત કરવું પડતું હતું. દરરોજ સવારસાંજ તેઓ ભિક્ષા માગવાને અર્થે આસપાસનાં ગામડાંઓમાં જતા હતા અને તેમને ભિક્ષામાં જે કંઈ મળે તે તેઓ ગુરુને ચરણે ધરી દેતા હતા. તેમને પાણી લાવવું પડતું, વેદીને માટે લાકડાં લાવવાં પડતાં, વાસીદું વાળવું પડતું તથા અહોનિશ ગુરુની સેવામાં તત્પર રહેવું પડતું.'[3] આપણે એ વસ્તુ યાદ રાખવી જોઈએ કે, ગુરુ પોતાના શિષ્યોની મજૂરીનો કદી પણ પોતાના સ્વાર્થી હેતુને માટે ઉપયોગ કરતો નહોતો. આપસ્તંભ સ્પષ્ટપણે જણાવે છે કે, 'આ બધા નિયમો પાળવા એ વિદ્યાર્થીના પોતાના જ હિતમાં છે.'[4] આ પદ્ધતિથી વિદ્યાર્થીની એકલી બુદ્ધિનો જ નહીં પણ તેનો સર્વતોમુખી વિકાસ થતો હતો.

---

१ गांधीजीनी साधना पा १११
२ गांधीजीनी साधना, पा ११४
३ एन्शियन्ट इन्डियन एज्युकेशन, पा २०६
४ એ જ, પા ૨૦૮

ઉપરની ચર્ચા ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે, ગાંધીજી ચારિત્ર્ય-ઘડતરને કેળવણીનો સર્વોપરી ઉદ્દેશ લેખે છે. તેઓ અક્ષરજ્ઞાનને વધારે-પડતુ મહત્ત્વ નથી આપતા એ ખરું, પરંતુ તેઓ તેને સર્વથા તિલાંજલિ આપવાની તરફેણમાં નથી એ સ્પષ્ટ છે. તેઓ કહે છે, 'છતાં અક્ષરજ્ઞાન થોડુંઘણુ પણ આપવું તો જોઈએ જ એમ હુ સમજતો હતો, તેથી વર્ગો કાઢ્યા, ને તેમાં મિ કેલનબૅકની અને પ્રાગજી દેસાઈની મદદ લીધી. શારીરિક કેળવણીની આવશ્યકતા (પણ હુ) સમજતો હતો.'[1] સત્યાગ્રહ આશ્રમના ઇતિહાસમાં પણ તેઓ કહે છે, 'આશ્રમ સ્થાપતાં જ જોઈ લીધુ કે, આશ્રમમાં રહેતાં સ્ત્રીઓ અને બાળકોને અક્ષરજ્ઞાન આપવાનો ધર્મ છે. અને આગળ ચાલતાં એમ પણ જોયું કે, નિરક્ષર પુરુષો પણ જે આશ્રમમાં આવે છે તેને સારુ પણ આવુ સાધન જોઈએ.'[2]

ચારિત્ર્યના ઘડતર ઉપરાંત ગાંધીજીએ सा विद्या या विमुक्तये (જે મુક્તિ આપે તે વિદ્યા) સૂત્રને પણ કેળવણીનો એક મહત્ત્વનો ઉદ્દેશ બનાવ્યો હતો. ૧૯૨૦ની સાલમા ગાંધીજીએ સ્થાપેલી ગૂજરાત વિદ્યાપીઠનો પણ એ ધ્યાનમંત્ર છે. મુક્તિ માટેની કેળવણીનો ઘણો જ વ્યાપક અર્થ કરવો જોઈએ. આપણો દેશ છેલ્લાં દોઢસો કરતા વધુ વરસથી ગુલામીમાં હતો એટલે એનો અર્થ રાજકીય સ્વતંત્રતા પણ થઈ શકે પણ એ અર્થ એટલો બધો સંકુચિત છે કે તે સર્વમાન્ય થઈ શકે નહીં કેટલાક વિચારકો માને છે કે, કેળવણી નામને પાત્ર હરકોઈ કેળવણીનો ઉદ્દેશ આધ્યાત્મિક મુક્તિ હોવો જોઈએ. પણ આ સૂત્રને એ એક અર્થમાં જ સમજવું ન જોઈએ. પોતાનો અભ્યાસ પૂરો કર્યા પછી તેણે શું કરવુ એવા એક વિદ્યાર્થીના ગંભીરપણે પુછાયેલા સવાલના જવાબમાં ગાંધીજીએ જણાવ્યુ કે, "सा विद्या या विमुक्तये એ પ્રાચીન મંત્રને સિદ્ધ કરીએ. વિદ્યા એટલે કેવળ આધ્યાત્મિક જ્ઞાન અને મુક્તિ એટલે છુટકારો અર્થ ન કરવો. વિદ્યા એટલે લોકોપયોગી બધુ જ્ઞાન અને મુક્તિ એટલે આ જીવનમાં સર્વ દાસત્વમાથી છૂટી જવું."[3] વસ્તુતાએ, જેની ખોરાક, રહેઠાણ અને આર્થિક સલામતી માટેની ઇચ્છા સંતોષાઈ ન હોય એવા કોઈ પણ

---

૧. આત્મકથા, પા. ૩૦૭

૨. સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ, પા. ૭૯

૩. હરિજનબંધુ, ૧૦-૩-'૪૬

માણસને મુક્ત અથવા સ્વતંત્ર ન કહી શકાય. જ્યાં સુધી માણસને પોતાની કેવળ શારીરિક જરૂરિયાતો પૂરી પાડવાને ઝૂઝવું પડતું હોય ત્યાં સુધી પોતાનું જીવન ટકાવવું એ જ તેને સૌથી મહત્ત્વનું લાગશે અને તેના આત્માનો પ્રકાશ ઝાંખો પડશે. આર્થિક કાર્ય માણસના અનેક કાર્યો પૈકીનું એક છે એ ખરું, પરંતુ તે કાર્ય જો સંતોષકારક રીતે પૂરું પાડવામાં આવે તો તેના જીવનના સમગ્ર ક્રમ ઉપર તેની આણ વર્તતી રહેશે.

આર્થિક, રાજકીય અને બૌદ્ધિક સ્વાતંત્ર્ય આત્માના સ્વાતંત્ર્યનો અંશ છે. બધી મહાન કળાઓ એમાંથી જ ઉદ્ભવે છે. ગાંધીજીનો એવો અભિપ્રાય હતો કે, આત્માનું સ્વાતંત્ર્ય કેળવણીમાત્રનો મહત્ત્વનો ઉદ્દેશ હોવો જોઈએ. તેઓ કહે છે, 'જે મુક્તિ અપાવે એનું નામ વિદ્યા. सा विद्या या विमुक्तये — એ ગૂજરાત વિદ્યાપીઠનો ધ્યાનમંત્ર છે. મોટી મુક્તિમાં નાની પણ આવી જાય એ ન્યાયે રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય અને ભૌતિક મુક્તિનો આધ્યાત્મિકમાં સમાવેશ થાય છે.'[1] કળા તથા સાહિત્ય, ફિલસૂફી તથા ધર્મ તેમના શુદ્ધ સ્વરૂપોમાં, સમગ્ર વિશ્વની સાથે વધુ ને વધુ નિકટની એકતા સાધવા તરફ નિરંતર પ્રેરતા પરમાત્માની સેવામાં

પશ્ચિમના કેળવણી અંગેના ઉત્કૃષ્ટ વિચારોને અનુરૂપ છે એ પણ આપણે જોયું. કેળવણીના એ બધા ઉદ્દેશો ઘણે અંશે આપણા આ ભવને, આ ધરતી પરના આપણા જીવનને સ્પર્શે છે. કેળવણીના આપણા ઉદ્દેશો જીવનના આપણા આદર્શોને અનુરૂપ છે. જીવનના આપણા આદર્શો આ ભવ તેમ જ પરભવને સ્પર્શતા હોવાથી કેળવણીના આપણા ઉદ્દેશો પણ ઘણે અંશે આપણા જીવનની એ બે બાજુઓને અનુરૂપ હોવા જોઈએ. એથી કરીને ગાંધીજી કેળવણીના બે પ્રકારના ઉદ્દેશો રજૂ કરે છે — તાત્કાલિક અને અંતિમ. ગાંધીજીએ રજૂ કરેલા તાત્કાલિક ઉદ્દેશો ચર્ચી લીધા પછી હવે આપણે કેળવણીના તેમના અંતિમ ઉદ્દેશનો વિચાર કરીશું. એ ઉદ્દેશ જીવનના તેમના અંતિમ લક્ષ્યને અનુરૂપ હોવો જ જોઈએ.

છે. વેદકાળથી માંડીને આજ સુધીના હિન્દના વિચારકોની પરંપરાને અનુસરીને ગાંધીજી પણ વર્તમાનનો નહીં પણ અંતિમ શ્રેયનો વિચાર કરે છે. વર્તમાન જીવનનો પોતાના સર્વોચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરવામાં ઉપકારક હોય તેટલા જ પ્રમાણમાં તેઓ તેનો વિચાર કરે છે. હિન્દના

બ્રહ્મચારીને પોતાને માટે તથા પોતાના ગુરુને માટે ઘણુંખરું અન્નની ભિક્ષા માગી લાવવાની હતી બ્રહ્મચારી અથવા તેનો ગુરુ કામ કરવા માગતા નહોતા એટના માટે નહીં, પણ આત્મનિગ્રહ માટે એ વસ્તુ જરૂરી લેખવામા આવતી એટલા માટે, અન્નની ભિક્ષા માગવામા આવતી હતી હિંદુ જીવનદૃષ્ટિ પ્રમાણે દાન લેનાર તેમ જ દેનાર ઉભયને માટે શ્રેયસ્કર છે દાનો, આશ્રમના એ વિદ્યાના ધામોનો નિર્વાહ કરનાર સમાજને માટે તેમ જ તેનો લાભ લેનારા નિરહકાર લોકોને ઉભયને માટે કલ્યાણકારી છે એમ માનવામા આવતુ હતુ જે મેળવવાને અર્થે ઉત્કટતાપૂર્વક પરિશ્રમ કરવામા આવતો હતો તે કેળવણી સર્વોચ્ચ કોટિના આત્મસાક્ષાત્કાર માટેનુ સાધન હતી એ એક વ્યક્તિ તરીકે પોતાનામા જે ઉત્તમ તત્ત્વ હોય તેનો જ નહીં, પણ શાશ્વત અને સર્વવ્યાપી એવા પરમાત્માના એક અંશ તરીકે પોતાનો સાક્ષાત્કાર હતો ઐહિક વસ્તુઓને લગતી વિદ્યાને અપરા કહેવામા આવતી હતી જ્યારે અધ્યાત્મ વિદ્યાને બીજી બધી વિદ્યાઓની ચાવીરૂપ લેખવામા આવતી હતી અને તેથી તેને પરા એટલે કે સર્વોપરી વિદ્યા કહેવામા આવતી હતી જેના વડે બીજી બધી વસ્તુઓનુ જ્ઞાન થાય, જે જ્ઞાન માણસને નમ્ર અને આદરયુક્ત બનાવે, જેના થકી, અશ્રુત શ્રુત બને, અસ્પૃષ્ટ સ્પૃષ્ટ બને અને અજ્ઞાત જ્ઞાત થાય એવુ જ્ઞાન પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાક્ષા હિંદુ વિદ્યાર્થીઓ સેવતા હતા

હિંદની ભૂતકાળની તેમ જ વર્તમાન સસ્કૃતિમા જે કઈ શ્રેષ્ઠ હોય તેના મૂર્તિમત સ્વરૂપ સમા ગાંધીજી પર ઉપનિષદના ઉપદેશની અસર પડી છે તેઓ આત્મા તરફ આપણુ ધ્યાન ખેંચે છે તેઓ કહે છે, 'આધુનિક કેળવણીનુ વલણ આત્માને ભુલાવવાનુ હોવાથી આપણને આત્મબળની વાત નીરસ લાગે છે, ને રોજ ચૂરા થઈ જતા શરીરબળની ઉપર નજર ઠરે છે'[1] તેઓ કહે છે 'વિદ્યાર્થીઓ આત્મબળની વાત ન સમજે એ આપણી દીનતા સૂચવે છે જે વસ્તુ ખરી છે શાશ્વત છે, તે ન સમજાય અને જે ક્ષણિક છે ને વ્યવહારુ ગણાય એ કેવુ આશ્ચર્ય!'[1]

ગાંધીજી પ્રત્યેક વિદ્યાર્થીને બ્રહ્મચારી તરીકે લેખે છે તેઓ કહે છે, 'વિદ્યાર્થી માટેનો પ્રાચીન શબ્દ બ્રહ્મચારી છે કારણ કે, તેના સઘળા અભ્યાસ તથા તેની સઘળી પ્રવૃત્તિઓનો ઉદ્દેશ બ્રહ્મની ખોજ છે સાદાઈ

1 નવજીવન, ૬-૧૦-૨૬

અને આત્મસંયમના મજબૂત પાયા પર તે પોતાના જીવનનું ચણતર કરે છે. દરેક ધર્મ એ વસ્તુઓ વિદ્યાર્થીઓને ઉપદેશે છે. . . . તમારાં સઘળાં કામો તથા રમતોનો ઉદાત્ત ઉદ્દેશ નિગ્રહમય જીવન હો અને તે તમને ઈશ્વરની વધુ સમીપ લઈ જાઓ.'[૧] વળી તેઓ કહે છે: 'આપણી ભાષાઓમાં, 'વિદ્યાર્થી' શબ્દનો પર્યાય એક સુંદર શબ્દ છે, 'બ્રહ્મચારી'. એનો અર્થ છે: ઈશ્વરને શોધનાર — ઈશ્વરની નિકટમાં નિકટ ઓછામાં ઓછા વખતમા પહોંચાડે એવી રીતનું આચરણ રાખનાર.'[૨]

ગાંધીજીના અભિપ્રાય પ્રમાણે કેળવણીનો સર્વોચ્ચ ઉદ્દેશ ઈશ્વર-સાક્ષાત્કાર, આત્મજ્ઞાન છે. ગાંધીજીએ રજૂ કરેલા કેળવણીના જુદા જુદા ઉદ્દેશોનો આપણે વિચાર કરી ગયા. કેળવણીની પ્રવૃત્તિઓને કેળવણીના પાયા તરીકે ગણીને ગાંધીજી આત્મજ્ઞાનને જીવન તેમ જ કેળવણીનુ પરમ ધ્યેય લેખે છે. એ અંતિમ લક્ષ્ય સિદ્ધ કરવાને અર્થે માનવીએ પુરુષાર્થ કરવો જોઈએ. પોતાની આત્મકથામાં તેઓ સ્પષ્ટપણે કહે છે: 'આત્માની કેળવણી એક નોખો જ વિભાગ છે એમ મેં ટોલ્સ્ટોય આશ્રમનાં બાળકોને શીખવવા માડયુ તેની પૂર્વે જ જોઈ લીધુ હતુ આત્માનો વિકાસ કરવો એટલે ચારિત્ર્ય ઘડવુ, ઈશ્વરનુ જ્ઞાન મેળવવુ, આત્મજ્ઞાન મેળવવુ. આ જ્ઞાન મેળવવામાં બાળકોને મદદ ઘણી જ જોઈએ, ને તેના વિનાનુ બીજુ જ્ઞાન વ્યર્થ છે, હાનિકારક પણ હોય એમ હુ માનતો.'[૩] ગાંધીજી માને છે કે, 'આત્મજ્ઞાન ચોથા આશ્રમમા મળે એવો વહેમ સાંભળ્યો છે. પણ જેઓ ચોથા આશ્રમ લગી આ અમૂલ્ય વસ્તુને મુલતવી રાખે છે તેઓ આત્મજ્ઞાન નથી પામતા, પણ બુઢાપો અને બીજુ પણ દયાજનક બચપણ પામી પૃથ્વી પર બોજારૂપે જીવે છે[૪] તેઓ બ્રહ્મચારીના તેમ જ સન્યાસીના જીવનને આધ્યાત્મિક દૃષ્ટિથી સમાન લેખે છે પોતાના પુત્ર મણિલાલ પરના પત્રમાં તેઓ લખે છે 'જો ખરા સદ્ગુણોનુ અનુકરણ તમે કરો, સદ્ગુણમય તમારું જીવન બની જાય, તો કેળવણીનો મારો આદર્શ તમે પૂરો કર્યો છે. આ ગુણથી સજ્જ થઈ તમે આલમના કોઈ પણ

---

૧. યગ ઇન્ડિયા, ૨૧–૭–'૨૭
૨. નવનીવન, ૧૧–૯–'૨૭
૩. આત્મકથા પા. ૩૧૦.
૪. એ જ પા. ૩૧૦.

ખૂણેખાચરે તમારું ગુજરાન મેળવી શકશો, અને આત્મજ્ઞાન — ઈશ્વરજ્ઞાન મેળવવાને રસ્તે ચડી જશો.[1]

આ ચર્ચા ઉપરથી સ્પષ્ટપણે જણાશે કે, ગાંધીજી કેળવણીના બે પ્રકારના ઉદ્દેશો રજૂ કરે છે — તાત્કાલિક અને અંતિમ. કેળવણીના તેમના તાત્કાલિક ઉદ્દેશો અનેક છે, કારણ કે તે જીવનની જુદી જુદી બાજુઓને સ્પર્શે છે. આ બધા ઉદ્દેશો પૈકી ચારિત્ર્યઘડતર તથા આધ્યાત્મિક મુક્તિના ઉદ્દેશો સૌથી મહત્ત્વના છે, કારણ કે તે આ ભવના અને પરભવના જીવન વચ્ચે સેતુરૂપ બની રહે છે. કેળવણીનો તેમનો અંતિમ અને સૌથી મહત્ત્વનો ઉદ્દેશ આત્મસાક્ષાત્કાર કરાવનારું જીવાત્માને પરમાત્મા સાથે એકરૂપ કરાવનારું ઈશ્વરજ્ઞાન છે.

કેળવણીના ફિલસૂફ તરીકેની ગાંધીજીની મહત્તા એ હકીકતમાં રહેલી છે કે તેઓ દુનિયાભરના ઘણાખરા કેળવણીના તત્ત્વચિંતકોની જેમ કેળવણીનો માત્ર એક જ ઉદ્દેશ રજૂ કરીને સંતોષ માનતા નથી. માનવ જીવનની સઘળી બાજુઓને સ્પર્શતા અનેક ઉદ્દેશો તેઓ રજૂ કરે છે અને જે સિદ્ધ કરવાને અર્થે માનવીએ મથામણ કરવી જોઈએ એવા એક અંતિમ અને સર્વગ્રાહી ઉદ્દેશમાં એ બધાનો સમાવેશ કરી દે છે. બીજા વિચારકોની જેમ અંશને પૂર્ણ વસ્તુ લેખાને તેઓ એકાંગીપણાનો દોષ કરતા નથી. કેળવણીના બીજા તત્ત્વચિંતકોનું દુઃખ એ છે કે તેઓ કેળવણીનો અમુક એક ઉદ્દેશ રજૂ કરે છે અને માને છે કે તે કેળવણીનો એકમાત્ર ઉદ્દેશ હોવો જોઈએ.

ગાંધીજીના કેળવણીના અંતિમ ઉદ્દેશ આત્મજ્ઞાન અથવા આત્મસાક્ષાત્કારમાં તેમના સઘળા તાત્કાલિક અને ગૌણ ઉદ્દેશોનો સમાવેશ થઈ જાય છે અને તે એક સાંગોપાંગ ચિત્ર રજૂ કરે છે. એ આપણી પ્રજાની પ્રકૃતિને બહુ જ અનુકૂળ છે તેમ જ આપણા સાંસ્કૃતિક વારસા સાથે તથા સઘળા યુગો અને સઘળા દેશોના મહાન ફિલસૂફોના ઉપદેશો સાથે સંપૂર્ણપણે સુસંગત છે. ગાંધીજીના કેળવણીના અંતિમ ઉદ્દેશને સર જૉન એડમ્સ જેવા સમર્થ વિચારકનો અજાણપણે ટેકો મળે છે એમાં કશું આશ્ચર્ય નથી.

૧ ગાંધીજીની સાધના પા ૧૧૪

સર જૉન એડમ્સ પોતાના નિર્ણય પર આવતા પહેલા કેળવણીના ઉદ્દેશો વિષે નીચે મુજબ ચર્ચા કરે છે

'પૂર્ણ જીવન માટેની તયારી, સઘળી શક્તિઓનો સુસવાંગી વિકાસ, પ્રાપ્ત પરિસ્થિતિ સાથે સુમેળ સાધવો, સંગીન શરીરમા સંગીન મન, સ્વભાવની પૂર્ણતા સંપૂર્ણ નાગરિક તૈયાર કરવો, અપૂર્ણ સત્વ એવા બાળકોનો વિકાસ સાધીને તેમને પૂર્ણ સત્ત્વો બનાવવા, આતરિક વિકાસ, જાતિના આધ્યાત્મિક વારસા સાથે ધીમે ધીમે સુમેળ સાધવો, ઈશ્વરનુ સાચુ જ્ઞાન સપાદન કરીને આપણા આદિ માવતરોએ કરેલા વણસાડની મરામત કરવી, સંપૂર્ણપણે નૈતિક મનુષ્ય, સ્વપ્રવૃત્તિ વિકસાવવી, જીવનમાથી જીવન દ્વારા જીવન તરફ જીવનનો સ્રોત વહેવડાવવો, સમાજીકરણ વગેરે'[1]

પછી તેમને માલૂમ પડે છે કે, 'જેમા લાગતાવળગતા સઘળા તત્ત્વોનુ પ્રતિબિંબ પડે એવો કોઈ એક ઉદ્દેશ પસદ કરવાનુ શક્ય નથી'[2] આખરે તેઓ એવા નિર્ણય પર આવે છે કે, 'આત્મસાક્ષાત્કાર સ્વતઃ સર્વગ્રાહી આદર્શ છે'[3] અને બીજા બધા આદર્શો, 'વસ્તુતાએ પૂરક છે એમાનો એકે આદર્શ બીજાથી અળગા રહીને સિદ્ધ કરી શકાતો નથી અને જુદી જુદી વિચારસરણી ધરાવનારા લોકોની સઘળી આકાક્ષાઓનો સમાવેશ થાય એવો આદર્શ આપણે પ્રાપ્ત કરવા ચાહતા હોઈએ તો, એ બધા આદર્શોનુ જોડાણ અથવા એકીકરણ આવશ્યક છે'[4]

ગાધીજીની કેળવણીની ફિલસૂફીના ઉપર ઉપરથી પરસ્પર વિરોધી દેખાતા કેળવણીના આદર્શો અન્યોન્યાશ્રયી છે અને તે બધા આત્મજ્ઞાન અથવા આત્મસાક્ષાત્કારના આદર્શ પર નિર્ભર છે આત્મસાક્ષાત્કારનો આદર્શ તેમની સમગ્ર કેળવણીની ફિલસૂફીનો મુકુટમણિ છે

જીવન તથા કેળવણીનુ અતિમ લક્ષ્ય ચાહે તે હો, આપણે આપણા વર્તમાન જીવનની જરૂરિયાતો તથા આવશ્યકતાઓ ઉવેખી શકીએ નહીં. એટલા માટે જ ગાધીજીએ પોતાના જીવનના પાછળના ભાગમા જીવન માટેની તૈયારી અને સમગ્ર માનવીની કેળવણી જેટલો આત્મસાક્ષાત્કાર પર ભાર મૂકયો નહોતો પોતે વહેવારુ પુરુષ હોવાથી તેઓ સમજી ગયા

૧ ધી એવોલ્યુશન ઑફ એજ્યુકેશનલ થિયરી, પા ૩૯
૨ એ જ
૩ એ જ પા ૧૪૬
૪ એ જ પા ૪૦

કે, મારે તો અજ્ઞાન, વહેમ, જડતા, અને નિરક્ષરતાના અન્ધકારમાં ડૂબેલી હિંદની કરોડો આમજનતાને માટે કેળવણીની જોગવાઈ કરવાની છે તેઓ તેમના જીવનની પ્રાથમિક જરૂરિયાતો સંતોષી શકે તે સિવાય તેઓ આત્મસાક્ષાત્કાર કેવી રીતે કરી શકવાના હતા ? આત્મસાક્ષાત્કારનો આદર્શ આમ તો સારો હોઈ શકે, પરંતુ જેમાં સુનેહશાંતિ, વિપુલતા અને સમૃદ્ધિ વર્તતા હોય એવી સમાજવ્યવસ્થાની હસ્તી, એ આદર્શની સિદ્ધિને માટેની પૂર્વશરત છે આપણે સૌ જાણીએ છીએ કે, ‘પારલૌકિકતાની વૃત્તિએ બ્રાહ્મણવિદ્યાનાં ધામો પર પ્રભુત્વ જમાવ્યું અને દુનિયાના સામાન્ય જીવનથી તેમને વધુ ને વધુ અળગાં કર્યાં અને એ રીતે હિંદની પ્રજાને પ્રગતિ અને સર્વસામાન્ય સંસ્કારિતાને માર્ગે દોરવાને તેમને અયોગ્ય બનાવી મૂક્યાં’[1]

મહદ્દનું જીવન ગાળવા માટે બધા જ જો દુનિયાદારી જીવનનો ત્યાગ કરે તો થોડા જ વખતમાં સમાજ છિન્નભિન્ન થઈ જાય અને દુનિયાનો વહેવાર અટકી પડે એટલે, જનસમુદાયને માટે તો કેળવણીનો વિચાર દુનિયાદારીની દૃષ્ટિથી કરવો જોઈએ સાથે સાથે, આત્મસાક્ષાત્કારના આદર્શને સદૈવ નજર સમક્ષ રાખવામાં આવે તો આ દુનિયા આપણે માટે વધારે સારું સ્થાન થઈ પડે, તેના આજના મતભેદો ઝઘડાઓ અને કલહો દૂર થાય અને આ દુ ખી ધરતી પર સ્વર્ગ રચવામાં આપણે સફળ થઈ શકીએ તો પછી આપણે ગાંધીજીની પેઠે કેળવણીને વર્ગના ઓરડામાં સીમિત થયેલી પ્રક્રિયાની જુનવાણી દૃષ્ટિથી નહીં પણ જન્મની સાથે શરૂ થઈને મરણ સુધી નિરંતર અને એકધારી રીતે ચાલુ રહેતી જીવનભરની પ્રક્રિયાની વ્યાપક અને સાચી દૃષ્ટિથી નિહાળીશું

1 ઇન્ડિયન એજ્યુકેશન ઇન એન્શિયન્ટ ઍન્ડ લેટર ટાઇમ્સ પા ૧૮૪–૫

## ૪

# ગાંધીજીનો કેળવણીનો ઉદ્દેશ સામાજિક છે કે વૈયક્તિક ?

ગાંધીજીએ રજૂ કરેલા કેળવણીના તાત્કાલિક અને અંતિમ ઉદ્દેશોની આપણે લંબાણથી ચર્ચા કરી. એટલે હવે આપણે, ગાંધીજીના કેળવણીના ઉદ્દેશો સામાજિક છે કે વૈયક્તિક છે અથવા બન્ને છે, એનો વિચાર કરીએ એ ઉચિત છે આ ભારે ચર્ચાસ્પદ સવાલની બાબતમાં આપણે કોઈ પણ ચોક્કસ નિર્ણય પર આવીએ તે પહેલા યુગયુગાન્તરો દરમ્યાન એ બન્ને ઉદ્દેશોનો વિકાસ કેવી રીતે થયો તે જોઈ લઈએ.

કેળવણીનો સામાજિક ઉદ્દેશ તેના અંતિમ સ્વરૂપમાં, રાજ્યને વ્યક્તિ કરતાં હરેક રીતે ચડિયાતી એવી એક આદર્શ તાત્વિક વસ્તુ તરીકે કલ્પે છે. આ ઉદ્દેશ અનુસાર રાજ્ય સઘળી બુદ્ધિમત્તા અને ન્યાયનું મૂર્ત સ્વરૂપ છે. આવા રાજ્યમાં જીવન તેમ જ કેળવણીનો ઉદ્દેશ રાજ્યનું હિત છે. એવુ રાજ્ય પોતાના નાગરિકોના જીવન તથા ભાવિ પર સંપૂર્ણ કાબૂ રાખે છે તથા પોતાની હસ્તી ટકાવી રાખવાની, તેમ જ પ્રગતિની તેની નીતિ સાથે સુસગત હોય એવા અમુક નિશ્ચિત પ્રકારના બીબા પ્રમાણે પોતાના સઘળા સભ્યોનુ ઘડતર કરવાની ફરજ પોતાને માથે લે છે. આ લક્ષ્ય સિદ્ધ કરવા માટે કેળવણી ઉત્તમ સાધન છે, અને તેથી, રાજ્ય કેળવણીની યોજના વિચારી કાઢે છે અને તેનો અમલ કરે છે. કેળવણીનુ કાર્ય જેમને હસ્તક સોપવામા આવ્યુ હોય તે સૌને એ યોજનાને ચુસ્તપણે વળગી રહેવાનું હોય છે. તે કેળવણીની કાર્યપદ્ધતિ તેમ જ તેનુ વસ્તુ પણ નક્કી કરે છે. શિસ્તનો કડક અમલ અને વ્યક્તિત્વનો હ્રાસ તેની નીતિનો પાયો હોય છે. કોઈ પણ વ્યક્તિએ બૌદ્ધિક, ઔદ્યોગિક કે લશ્કરી તાલીમ લેવી એનો આધાર રાજ્યની જરૂરિયાત પર રહે છે, તેની પોતાની ઇચ્છા, કુદરતી શક્તિ તથા વૃત્તિની કશી ગણતરી હોતી નથી અમુક પ્રકારની કેળવણી રાજ્યના શ્રેષ્ઠ હિતને અનુકૂળ અથવા ઉપકારક છે એવુ નિશંકપણે દર્શાવી આપવામાં આવે તે સિવાય કોઈને પણ કોઈ પણ પ્રકારની કેળવણી લેવાનો કશોયે જન્મસિદ્ધ હક હોતો નથી.

પ્રાચીનકાળનુ સ્પાર્ટા સમાજવાદી સ્વરૂપના રાજ્યનું સાંગોપાંગ ઉદાહરણ રજૂ કરે છે. ત્યાં આગળ વ્યક્તિને કશું પણ મહત્ત્વ આપવામાં આવતુ નહોતુ, કારણ કે, પ્રત્યેક માણસ, 'તેને પોતાને ખાતર નહીં પણ તેના દેશને ખાતર જન્મતો હોય છે.' સ્પાર્ટાવાસીઓ સાદું જીવન ગાળતા હતા. તેમને કળા કે સાહિત્યમાં કશો રસ નહોતો. લશ્કરી તાલીમ એ જ તેમની કેળવણી હતી. રાજ્ય પોતે જ એક મોટી શાળા હતી, જેમાં પુખ્ત વયના નાગરિકો તેમના તરુણોની તાલીમની સંભાળ રાખતા હતા. તેમની કેળવણીનુ લક્ષ્ય સૈનિકો તૈયાર કરવાનુ હતું. સ્વતંત્ર વિચાર અને કાર્યને પ્રોત્સાહન નહોતું આપવામાં આવતુ. આજ્ઞાપાલન એ તેમની કેળવણી હતી. હિંમત અને લડાયક વૃત્તિને સર્વોચ્ચ સદ્દગુણો તરીકે લેખવામાં આવતા હતા.

"એથેન્સમાં, પોતાની બુદ્ધિ અનુસાર જીવન ગાળનાર, રાજ્ય તરફથી સોંપવામાં આવતાં અનેક પ્રકારનાં જાહેર કાર્યો ઉદારપણથી અને સમજપૂર્વક કરનાર નાગરિક, સ્પાર્ટા જેવી આપખુદ સમાજવાદી રાજ્યવ્યવસ્થાના સંપૂર્ણ અંકુશ નીચેની કેળવણી દ્વારા પેદા કરી શકાય એમ નહોતુ. રાજ્ય પોતાના નાગરિક પાસેથી એટલી બધી સેવા માગતું હતું કે, એ સ્થિતિમાં અંગત હેતુ માટેની આર્થિક પ્રવૃત્તિવાળું જીવન શક્ય જ નહોતુ. પ્રોફેસર પૉલ મનરો દર્શાવી આપે છે તેમ, 'રમતગમતોમાં ભાગ લેવો, થિયેટરોમાં જવું, ખાનપાનના મેળાવડાઓમાં હાજરી આપવી વગેરે ખાનગી જીવનના આનંદોનું એથેન્સવાસીઓ જાહેર હેતુઓને અર્થે નિયમન કરતા હતા. જોકે, તેમનું એ નિયમન સ્પાર્ટાવાસીઓના નિયમન કરતાં કંઈક અંશે ઓછુ પ્રત્યક્ષ હતું રાજ્ય અને સમગ્ર સમાજજીવન એ જ શાળા હતી. તેમાં શારીરિક પૂર્ણતા પ્રાપ્ત કરવા માટેના પ્રયત્નની અવગણના કરવામાં આવતી નહોતી એ ખરુ, પણ વધુ ભાર બૌદ્ધિક અને નૈતિક વિકાસ પર મૂકવામાં આવતો.'[1]

આપણા પોતાના જમાનામાં સર્વસત્તાવાદી રાજ્યોમાં એ જ વસ્તુનું પુનરાવર્તન થતું જોવામાં આવે છે. હમણાં થોડા જ સમય અગાઉ જર્મનીમાં તથા ઇટાલીમાં એ જ પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવ્યો હતો અને રશિયા તથા તેનાં આશ્રિત રાજ્યોએ, ભૂતકાળનાં સમાજવાદી

१. अे ग्रीक कोर्स मिन धी हिस्टरी ओफ़ अेज्युकेशन, पा ४४

રાજ્યોએ અમુક ઇચ્છિત પ્રકારના નાગરિકોનું ઘડતર કરવા માટે ઉપયોગમાં લીધેલી સઘળી કાર્યપદ્ધતિઓમાં સુધારો કરવા માટે વિશિષ્ટ પ્રકારની ટેકનિક ખીલવી છે. ૧૮૦૬ની સાલમાં જેના આગળ નેપોલિયને જર્મનીને હરાવ્યું ત્યાર પછી ફિકટેએ એવો પ્રચાર આરંભ્યો કે, એકમાત્ર કેળવણી દ્વારા જ રાજ્યમાં નવો પ્રાણ પૂરી શકાય. 'પિતૃભૂમિ આપણું સર્વસ્વ છે,' એ સૂત્ર જર્મન રાષ્ટ્રનો ધ્યાનમંત્ર બની ગયો. શાળાઓમાં ભણતાં બાળકોના મન પર એ ધ્યાનમંત્ર ઠસાવવામાં આવ્યો અને બંને વિશ્વયુદ્ધો દરમ્યાન આખોયે દેશ લશ્કરી છાવણીમાં પલટાઈ ગયો હતો. હિટલર રાષ્ટ્રનો ઇષ્ટદેવ બની ગયો અને પ્રત્યેક જર્મને રાજ્યને ખાતર જીવવું જોઈએ તથા રાજ્યના સર્વોચ્ચ હિતને આગળ ધપાવવું જોઈએ, એવી માન્યતા પેદા થવા પામી. રાજ્યને આદર્શને સ્થાને સ્થાપવાની આ ફિલસૂફીનાં મૂળ હેગેલની ફિલસૂફીમાં રહેલાં છે સર પર્સિ નન કહે છે તે બરાબર છે કે, 'બીજે ક્યાંયથી નહીં પણ હેગેલના ધ્યેયવાદમાંથી જ પ્રશિયાના લોકોએ, રાજ્ય જ સર્વોપરી છે એવી તેમની કટ્ટર અને અંધ માન્યતાની, રાજ્ય પોતાના કરતા મોટી બીજી કોઈ પણ નૈતિક સત્તાને માન્ય રાખી શકે નહીં એવા તેમના જીવલેણ સિદ્ધાંતની, તથા પ્રાથમિકથી માંડીને યુનિવર્સિટી સુધીની કેળવણીની પદ્ધતિને, આ ખ્યાલો સમગ્ર પ્રજાના આત્મામાં રેડવાના સાધન તરીકે વાપરવી જોઈએ, એવા તેના ઉપસિદ્ધાંતની પ્રેરણા લીધી છે.'[૧]

મુસોલિનીના અમલ દરમ્યાન ઇટાલીમા શું બનવા પામ્યુ હતુ અને રશિયામાં આજે શુ બની રહ્યુ છે? વ્યક્તિત્વને દાબી દેવામાં આવે છે, છાપાઓનાં મો બંધ કરી દેવામાં આવ્યા છે અને પ્રત્યેક નાગરિકે સરમુખત્યારને વફાદાર રહેવુ જોઈએ તથા તેની આજ્ઞાને વશ વર્તવુ જોઈએ, એવી તેમની પાસેથી અપેક્ષા રાખવામા આવે છે.

ઇંગ્લંડમાં કેળવણીનો સામાજિક ઉદ્દેશ એટલી અંતિમ હદ સુધી નથી જતો. 'સમાજસેવા માટે કેળવણી', 'નાગરિકત્વ માટે કેળવણી', એ ઇંગ્લંડની કેળવણીની પદ્ધતિના સૂત્રો છે ત્યાંની કેળવણીની પદ્ધતિ રાજ્યને આદર્શ સ્થાને સ્થાપવાના ખ્યાલથી મુક્ત છે પ્રોફેસર જેમ્સ રોસ કહે છે તેમ, 'સમાજસેવા કેળવણીનો ઉદ્દેશ છે. શાળાઓએ પ્રત્યેક નાગરિકની

૧. એજ્યુકેશન: ઇટ્સ ડેટા ઍન્ડ ફર્સ્ટ પ્રિન્સિપલ્સ, પા. ૩

ફરજો તથા જવાબદારીઓ પર ભાર મૂકવો જોઈએ, તેમણે પોતાના વિદ્યાર્થીઓને પ્રસન્નતાપૂર્વક, સ્વેચ્છાએ અને અસરકારક રીતે સેવા કરવાની ભાવનાની તાલીમ આપવી જોઈએ'[૧]

કેળવણીના સામાજિક ઉદ્દેશની સામે વૈયક્તિક ઉદ્દેશની હિમાયત કરનારાઓનો પોકાર આપણા સાંભળવામાં આવે છે તેઓ એમ કહે છે કે, વ્યક્તિના જીવનને વધારે સારું વધારે સમૃદ્ધ અને વધારે સુખી બનાવવાને માટે સંસ્થાઓની હસ્તી હોય છે, રાજ્યે શાળાઓમાં વ્યક્તિગત સાહસ અને પ્રયોગને માટે છૂટ આપવી જોઈએ તથા તેને ઉત્તેજન આપવું જોઈએ

સર પર્સિ નન કેળવણીમાં વૈયક્તિક ઉદ્દેશના સૌથી સમર્થ હિમાયતી હતા તેઓ દર્શાવી આપે છે કે, લૉકના સમયથી માંડીને બ્રિટિશ ફિલસૂફી વ્યક્તિવાદી રહી છે તેઓ તેના અતિમ સ્વરૂપના વ્યક્તિવાદનો સ્વીકાર નથી કરતા, જોકે, સમાજ કરતા વ્યક્તિ પર તેમનો ઝોક વધારે છે તેમનું કહેવું એ છે કે, 'વ્યક્તિગત પુરુષો અને સ્ત્રીઓની મુક્ત પ્રવૃત્તિઓમા અને એ પ્રવૃત્તિઓ દ્વારા જ માનવજાતમા સારાશ પ્રવેશ પામે છે અને એ સત્યને અનુરૂપ કેળવણીની પ્રવૃત્તિ યોજવી જોઈએ'[૧] જીવનની ફિલસૂફી 'વ્યક્તિના મહત્ત્વને પુનઃ સ્થાપિત કરે છે અને તેના જન્મસિદ્ધ હકને સુરક્ષિત કરે છે'[૨] તેમના મત પ્રમાણે કેળવણીનું કાર્ય 'જેમા વ્યક્તિત્વ સપૂર્ણપણે ખીલી શકે

એ ક્રિયા રહેલી છે.'[૧] ટૂંકમાં તેમનો એવો અભિપ્રાય છે કે, કેળવણીનો તેમ જ જીવનનો ઉદ્દેશ 'વ્યક્તિત્વને ઉન્નત કરવાનો છે'

સામાજિક અને વૈયક્તિક એવા કેળવણીના બે આદર્શો પૈકી ગાંધીજી કયા ઉદ્દેશને અનુસરવાને તાકે છે? આ સવાલનો જવાબ, ઝટ દઈને આપવાનુ અશક્ય નહીં તો મુશ્કેલ છે, કારણ કે, જુદે જુદે સમયે અને જુદે જુદે સ્થાને તેઓ એ બે પૈકીના પ્રત્યેક આદર્શની હિમાયત કરે છે, એ તેમના વિખેરાયેલાં લખાણોમાં આપણે જોઈ શકીએ છીએ. આ બાબતમાં વિસગત હોવાનો દોષ તેમના પર મૂકવાનો કોઈને પણ લોભ થઈ આવે એમ છે, પરતુ દગલાબંધ પરસ્પરવિરોધી વિધાનોની પાછળ જેમાં કઈ પણ પ્રકારના વિરોધને જરાયે અવકાશ નથી એવા શાશ્વત સિદ્ધાંતો રહેલા છે એમ કોઈ પણ વિવેકી નિરીક્ષકને દેખાયા વિના નહીં રહે

ગાંધીજી બેધડકપણે જણાવે છે કે, 'વ્યક્તિ એ જ એકમાત્ર સર્વોપરી વસ્તુ છે,' અને રાજ્યની સત્તામા વધારો થાય તેનો મને વધુમા વધુ ભય લાગે છે, કારણ કે, શોષણને ઓછામા ઓછુ કરીને ઉપર ઉપરથી જોતા તે ફાયદો કરે છે એ ખરુ, પરતુ હરેક પ્રકારની પ્રગતિના મૂળમા રહેલા વ્યક્તિત્વને હણીને તે માનવજાતને મોટામા મોટુ નુકસાન પહોચાડે છે.'[૨] આપણે ભૌતિક કે આધ્યાત્મિક કોઈ પણ પ્રકારની પ્રગતિ કરવી હોય તો, આપણે વ્યક્તિત્વને સાચવી રાખવુ જોઈએ એ બાબતમા ગાધીજીના મનમા લવલેશ શકા નથી આપણે જાણીએ છીએ કે, એક વ્યક્તિને બીજીથી નિરાળી પાડનારી વિશિષ્ટતા પ્રત્યેક વ્યક્તિમાં રહેલી હોય છે અને તેથી બધા માણસોને મૂગા પશુઓની પેઠે એક જ લક્ષ્ય તરફ હાંકવાં એનો કશો અર્થ નથી સ્વભાવ, શક્તિ અને પ્રકૃતિની દૃષ્ટિથી જોતા કોઈ પણ બે વ્યક્તિઓ સમાન નથી ન્યાતજાત, વર્ણ કે ધર્મના કશા પણ ભેદભાવ વિના પ્રત્યેક માનવીના વ્યક્તિત્વ પરત્વે ગાધીજીનો વધારેમા વધારે આદર છે

ગાધીજી વિવિધતામા એકતા સિદ્ધ કરવા, જેમા સઘળી વ્યક્તિઓ પોતપોતાની અંગત વિશિષ્ટતા ગુમાવ્યા વિના આખા સમૂહના હિતને ખાતર પોતપોતાનો ભાગ ભજવી શકે એવો સમાજ નિર્માણ કરવા માગે

૧ રાજ્ઞિસ્મ વેસીસ એન્ડ હ્યુમિનસ્ત માકિદિયલ, પા ૩૭૧
૨. નિર્મળકુમાર બોઝ સિલેક્શન્સ ફ્રૉમ ગાંધી, પા. ૨૭

છે પોતે સત્ય અને અહિંસાના પેગંબર હોવાથી ગાંધીજી તેમના સર્વોચ્ચ આદર્શોની સિદ્ધિને અર્થે પણ હિંસક સાધનોનો ઉપયોગ કરવાનો ખ્યાલ સરખો પણ રાખતા નથી તેઓ કહે છે કે, 'હિંદુસ્તાન સહકારના પાયા પરની પોતાની નવી સમાજરચનાના કાર્યમાં હિંસાનો પ્રવાસ લેશે તો મોટા દુઃખની વાત થશે સારા કામને માટેયે જબરજસ્તી કરવાથી માણસનું વ્યક્તિત્વ નાશ પામે છે અહિંસક અસહકારની, એટલે કે, પ્રેમ ભરી સમજાવટની પદ્ધતિથી સામાજિક ને એવા બીજા ફેરફારો થાય છે ત્યારે વ્યક્તિના વ્યક્તિત્વનો પાયો સચવાઈ રહે છે અને દુનિયાને સાચી તેમ જ કાયમની પ્રગતિની ખાતરી આપી શકાય છે'[1] ગાંધીજીને પાકો વિશ્વાસ છે કે, વ્યક્તિઓને સાચી રીતે કેળવવામાં આવે તો તેઓ જેના અંગભૂત છે તે સમાજને વિષે ચિંતા કરવાની જરૂર નહીં રહે 'આપ કોઈ વિશિષ્ટ પ્રકારનું સમાજસંગઠન કરવાનો પ્રયત્ન કરશો ખરા?' એ સવાલના જવાબમાં પોતાની લાક્ષણિક રીતે તેમણે જણાવ્યું ', 'મને લાગે છે કે, અમે વ્યક્તિના ચારિત્ર્યનું ઘડતર કરવામાં સફળ થઈશું તો સમાજ પોતાનું સંભાળી લેશે એવી ચારિત્ર્યવાન વ્યક્તિઓના હાથમાં સમાજસંગઠનનું કાર્ય હું સુખેથી સોંપી દઉં'[2]

કોઈ પણ સમાજમાં ગાંધીજી વ્યક્તિના સ્થાનને કેટલું બધું મહત્ત્વ આપે છે એ વસ્તુ ઉપરની ચર્ચાથી સ્પષ્ટ થઈ હશે વ્યક્તિવાદ તરફનું તેમનું વલણ સ્પષ્ટ અને નિશ્ચિત છે, વસ્તુતાએ, ગાંધીજી વ્યક્તિવાદી ફિલસૂફીના અગ્રણી છે એમ કોઈ કહે તો તે વાજબી છે પરંતુ તેમનું વ્યક્તિત્વ એવું તો ગહન છે કે, ચાહે એટલું સારું લાગતું તેનું વર્ણન પણ તેની સઘળી બાજુઓ વ્યક્ત કરવા માટે પૂરતું નહીં થાય વસ્તુતાએ એમ બતાવી શકાય એમ છે કે જેની સેવા અને જેનું હિત તેના પ્રત્યેક નાગરિકનું ધ્યેય હોય એવા રાજ્યની ભાવનામાં ગાંધીજી માનતા હતા તેઓ કહે છે કે, સમાજસેવા કેળવણીનું અગત્યનું અંગ હોવું જોઈએ પ્રત્યેક વિદ્યાર્થીની ફરજના સંબંધમાં ગાંધીજી કહે છે 'બધાયે વિદ્યાર્થીને સુગમ એવો રસ્તો મેં બતાવ્યો છે, તે એ કે, પોતાની શાળામાં ભણતા છતાં, મળતી કેળવણીનો ઉપયોગ તેમણે સેવાને અર્થે જ કરવો, ધનસંગ્રહને સારુ

1 હરિજનબંધુ ૯-૩-'૪૭

2 કાર્લટન વોશબર્ન રીમેકિંગ ઓફ મેનકાઈન્ડ (૧૯૩૨) પા ૧૦૪-૫

કદી નહીં'[૧] ગાંધીજીને મન જે કેળવણી વિદ્યાર્થીના દિલમાં સેવા અને આપભોગની ભાવના પેદા નહીં કરે તે કેળવણીના નામને પાત્ર નથી. વૃંદાવનના પ્રેમ મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને સંબોધતા ગાંધીજીએ કહ્યું 'જો પ્રેમ મહાવિદ્યાલયમાં પ્રાણ હોય તો તેની સુવાસ આ તીર્થક્ષેત્રના શહેરીઓ ઉપર પડવી જોઈએ. તમે ધારો તો રોજ થોડો સમય શહેર સેવાને આપી વૃંદાવનને આદર્શ તીર્થક્ષેત્ર કરી શકો છો! તેને સારુ તમારે પરિશ્રમ ઉઠાવવો પડે. આવું કામ તમે હાથમાં લો તો એ તમારો સારામાં સારો અભ્યાસનો સમય હશે, એમ તમે જોઈ શકશો. વિદ્યાનો સાંકડો અર્થ ન કરતા.'[૨]

ગાંધીજીના સેવાના આદર્શને કોઈ પણ સીમા નથી, કારણ કે, સમગ્ર સજીવ સૃષ્ટિ તેમનો પરિવાર છે. કોઈ અમુક સમાજ કે દેશની સેવા માનવજાતની સેવાના અને ઈશ્વરની સેવાના ઉચ્ચતર આદર્શોથી વિસંગત નથી. તેઓ કહે છે કે, 'હું હિંદુસ્તાનનો એક નમ્ર સેવક છું, અને હિંદુસ્તાનની સેવા કરવા મથતા હું આખી મનુષ્યજાતિની સેવા કરું છું. મેં જીવનના આરંભકાળમાં જોઈ લીધું કે, હિંદુસ્તાનની સેવા એ મનુષ્યજાતિની સેવાની વિરોધી નથી.'[૩]

'ગાંધીજી એકબીજાથી સાવ નિરાળા અને પરસ્પર વિરોધી એવા જીવન તેમ જ કેળવણીના આ બે આદર્શોની હિમાયત કરે છે એ કેવું?' એમ કદાચ કોઈ પૂછે એમ બને. વાત એમ છે કે ગાંધીજીની ફિલસૂફીની મુખ્ય ચાવી, અંતિમ છેડાઓ ટાળીને મધ્યમ માર્ગને અનુસરવાનું તેમનું વલણ છે. તેઓ બંને અંતિમ છેડાઓને ટાળે છે અને કેળવણીના સામાજિક અને વૈયક્તિક આદર્શોનો સમન્વય સાધે છે. તેઓ સમાજસેવાના અને વ્યક્તિના વિકાસના આદર્શોનો સમન્વય સાધે છે, એમાં તેમની મહત્તા રહેલી છે. તેઓ સ્પષ્ટપણે કહે છે.

'વ્યક્તિસ્વાતંત્ર્યની મને કિંમત છે. પણ માણસ મૂળે સામાજિક પ્રાણી છે તે ન ભૂલવું જોઈએ. સામાજિક પ્રગતિની જરૂરિયાતોને

૧ હરિજનબંધુ, ૧૦-૩-૪૬
૨ નવજીવન, ૨૪-૧૧-૨૯
૩ હરિજનબંધુ, ૧૯-૧૧-૩૩

વ્યક્તિરૂપે મધ્યેસતા થવાનું શીખતા શીખતા જ તે આજની સ્થિતિએ પહોંચ્યો છે નિરંકુશ વ્યક્તિસ્વાતંત્ર્ય એ તો જંગલના પશુનો જીવનનિયમ છે આપણે વ્યક્તિસ્વાતંત્ર્ય અને સામાજિક અંકુશ વચ્ચે મધ્યમ માર્ગ કાઢતા શીખ્યા છીએ સામાજિક અંકુશોનો આખા સમાજના કલ્યાણના હિતની દૃષ્ટિએ સ્વેચ્છાપૂર્વક સ્વીકાર કરવામાં જ વ્યક્તિનો તેમ જ સમાજનો અભ્યુદય રહેલો છે'[1]

ગાંધીજી વ્યક્તિના વિકાસની કે સામાજિક પ્રગતિની હિમાયત કરે છે તે તેમના વિચારો સુસંગત નથી એટલા માટે નહીં પણ એ બંને વસ્તુ પરસ્પરાવલંબી છે એનો તેમને પૂરેપૂરો ખ્યાલ છે એટલા માટે એમ કરે છે તેમને માનવમાત્રની એકતા વિષે અથવા કહો કે જીવમાત્રની એકતા વિષે ઊંડી શ્રદ્ધા છે તેઓ કહે છે, ' હું માનું છુ કે, એક માણસ આધ્યાત્મિકતા પ્રાપ્ત કરે તો તેની સાથે આખી દુનિયાને પણ એ લાભ થાય છે, અને એક માણસનું જો પતન થાય તો એટલા પ્રમાણમાં આખી દુનિયાનું પણ પતન થાય છે'[2] ગાંધીજીની માન્યતા પ્રમાણે, વ્યક્તિનો વિકાસ અને સમાજની પ્રગતિ એટલા બધા અન્યોન્યાશ્રયી છે કે, એમાંના એકની બીજાના સિવાય કલ્પના પણ કરી શકાય એમ નથી 'રાષ્ટ્રના અંગભૂત ઘટકોની પ્રગતિ થયા વિના રાષ્ટ્રની પ્રગતિ થઈ શકતી નથી અને એથી ઊલટું, રાષ્ટ્રની પ્રગતિ થયા વિના, તેની અંગભૂત વ્યક્તિની પણ પ્રગતિ થઈ શકતી નથી'[3] ગાંધીજીના અભિપ્રાય પ્રમાણે, આધ્યાત્મિક સમાજમાં વ્યક્તિએ પોતાની પૂર્ણતા પ્રાપ્ત કરી લેવી જોઈએ તેમની કલ્પના પ્રમાણેનો સમાજ આર્થિક સત્તાથી અથવા બીજા કોઈ પણ પ્રકારના શોષણથી મુક્ત હોવો જોઈએ આચાર્ય કૃપાલાની જણાવે છે તેમ, 'એટલા માટે, મૂડીવાદી સમાજવ્યવસ્થાના અનિયંત્રિત અને અરાજક વ્યક્તિવાદ તેમ જ સામ્યવાદીઓનું કચરી નાખનારું સત્તાનું કેન્દ્રીકરણ ટાળવા માટે ગાંધીજી આર્થિક અને સામાજિક રચના વિકેન્દ્રિત ખેતી અને ગૃહઉદ્યોગોના પાયા પર કરવાને સૂચવે છે'[4]

---

१ हरिजनबंधु २८-५-३९
२ यंग इन्डिया ४-१२-२४
३ એ જ २६-३-३१
४ धी लेटेस्ट फेड, पा ८४

સમાજસેવા અને વ્યક્તિના વિકાસના આદર્શોનો ગાધીજીએ કરેલો સમન્વય આપણને પેરિક્લિસના સમયના ગ્રીસના સુવર્ણયુગની યાદ આપે છે પેરિક્લિસ માનતો હતો કે, એથેન્સની મહત્તા તેની લોકશાહી સસ્થાઓને આભારી છે એથેન્સનો નાગરિક પોતાના નગરરાજ્યની તેમ જ પોતાના પરિવારની ચિંતા રાખતો હતો ગ્રીસના મહાન ફિલસૂફોએ વ્યક્તિઓના દાવાઓનો રાજ્યના દાવાઓ સાથે સુમેળ બેસાડવાને અથાગ પરિશ્રમ કર્યો છે તેમના અભિપ્રાય પ્રમાણે વ્યક્તિના સદ્ગુણો તથા તેનુ શાણપણ વિકસવાથી રાજ્યને ફાયદો થાય છે અને રાજ્યની સેવા કરવામા વ્યક્તિઓને પોતાનો વિકાસ સાધવા માટે પૂરેપૂરો અવકાશ મળે છે

ગાધીજી માને છે કે, વ્યક્તિનો વિકાસ સમાજમા જ થઈ શકે, કારણ કે, માણસની પ્રકૃતિ 'આત્મકેન્દ્રી છે એટલી જ સામાજિક પણ છે,' સમાજ અને વ્યક્તિને અળગા પાડી શકાય એમ છે જ નહીં જીવનના વહેવારમા તેઓ સાથે મળીને જ કાર્ય કરે છે અને તેઓ એકબીજા સાથે સકળાયેલા છે આચાર્ય કૃપાલાનીના શબ્દોમા

'પરસ્પરના આ સબધની અવગણના કરવાથી વ્યક્તિને તેમ જ સમાજને બનેને હાનિ પહોચે છે એકને વધારેપડતુ મહત્ત્વ બીજાને ભોગે જ આપી શકાય સાચી અને ચિરજીવ સસ્કૃતિને માટે જરૂરી સમતાનો, આવી રીતનુ એકને અપાતુ વધારેપડતુ મહત્ત્વ, નાશ કરે છે દુનિયાની ઘણીખરી તકલીફો આ સમતાના અભાવને આભારી રહી છે કેટલીક વાર અરાજક વૃત્તિઓવાળી વ્યક્તિઓ સમાજમા ગોટાળો પેદા કરે છે જ્યારે કેટલીક વખતે સમાજ વ્યક્તિને એટલી બધી ચગદી નાખે છે કે, તેની આપસૂઝ અને તેનુ વ્યક્તિત્વ નાશ પામે છે અને તે કેવળ યત્ર સમાન બની જાય છે માનવજાત વ્યક્તિનો પક્ષ અને તેના પ્રતિસ્પર્ધી સમાજનો પક્ષ, એ બે વચ્ચે આમતેમ ઝોલા ખાતી રહી છે '[1]

ગાધીજી તેમની જીવનની તથા કેળવણીની ફિલસૂફીમા વ્યક્તિ અને સમાજ વચ્ચે યોગ્ય સમતુલા જાળવવામા સફળ થયા હતા કેળવણીનુ કાર્ય વ્યક્તિને તાલીમ આપવાનુ તથા તેનો વિકાસ કરવાનુ છે પરતુ માનવ વ્યક્તિ માત્ર સમૂહમા જ, કોઈ ને કોઈ પ્રકારના સમાજમા જ પોતાનુ વ્યક્તિત્વ સિદ્ધ કરી શકે છે કેવળ એકાન્તમા તેનો વિકાસ થઈ શકતો નથી ત્યાગ અથવા સન્યાસ પણ ઉપદેશ અને ઉદાહરણ દ્વારા સમાજસેવા કરવાનો આદર્શ પોતાની સામે રાખે છે

---

૧ ધી લેટેસ્ટ ફેડ, પા. ૭૭

> એ વ્યક્તિ તેમ જ સમાજ ઉભયને માટે હોય છે બુદ્ધ, ઈશુ ખ્રિસ્ત રામ અને કૃષ્ણ જેવા મહાન ધર્મોપદેશકોનો ત્યાગ અથવા સન્યાસ એ જ પ્રકારનો હતો પોતે સમાજનુ વધારે અસરકારક રીતે ઘડતર કરી શકે એટલા માટે પોતાની જાતને પૂર્ણ બનાવવા માટેની એ એક પ્રકારની તાલીમ હતી[1]

આત્મસાક્ષાત્કાર ગાંધીજીના જીવન તથા કેળવણીનો ઉદ્દેશ છે એ સમાજસેવા અને આપભોગ દ્વારા જ સિદ્ધ કરી શકાય ઈશુ ખ્રિસ્તની પેઠે ગાંધીજી પણ દુનિયામા વ્યક્તિગત માનવ આત્માનું મૂલ્ય ઘણુ ઊચુ આકે છે આમ છતા તેઓ માને છે કે આપભોગ અને આત્મવિલોપન એ જ વૈયક્તિક મુક્તિ અને આત્મસાક્ષાત્કાર માટેનો રસ્તો છે તેઓ માને છે કે 'જે પોતાના જીવનની આહુતિ આપશે તે જ તેને ઉગારી શકશે ગાંધીજી પોતાના માનવબધુઓની સપૂર્ણ સેવા અર્થે જ જીવ્યા અને મર્યા ઉપદેશ અને આચરણ દ્વારા તેમણે દર્શાવી આપ્યુ કે આત્મસાક્ષાત્કાર અને સમાજસેવાના જીવનના તેમ જ કેળવણીના ઉદ્દેશો વચ્ચે કશો જ વિરોધ નથી આ રહ્યા તેમના જ શબ્દો

> માણસનુ અંતિમ ધ્યેય ઈશ્વરસાક્ષાત્કાર છે અને સામાજિક રાજકીય ધાર્મિક ઇત્યાદિ તેની સઘળી પ્રવૃત્તિઓ ઈશ્વરદર્શનના એ ધ્યેયને નજર સમક્ષ રાખીને જ થવી જોઈએ માનવમાત્રની તાત્કાલિક સેવા તેની એ સાધનાનુ એક આવશ્યક અગ બની જાય છે એનું કારણ એ છે કે ઈશ્વરને ખોળવાનો એકમાત્ર રસ્તો તેની સૃષ્ટિમા તેનું દર્શન કરવુ તથા તેની સાથે એકરૂપ થવુ એ જ છે આ પ્રાણીમાત્રની સેવા કરવા થકી જ થઈ શકે હુ સમગ્ર સૃષ્ટિનું જ એક અગ છુ અને બાકીની માનવજાતથી અલગ રીતે હુ તેને ખોળી નહીં શકુ[2]

સેવા અને આપભોગ દ્વારા આત્મસાક્ષાત્કારનો ગાંધીજીનો આદર્શ કેળવણીના સિદ્ધાતના આધુનિક વલણો સાથે વિસગત નથી સર જોન એડમ્સ પણ એ જ સત્ય તરફ આગળી ચીંધે છે તેઓ કહે છે 'આપણે આપભોગ અને આત્મસાક્ષાત્કાર એ બે વચ્ચે પસદગી નથી કરવાની તેમ જ આપણે વારાફરતી તેમનું આચરણ નથી કરવાનું સાક્ષાત્કાર કરતાં

---

૧ ધી હેલ્ડન ફેદ પા. ૭૬

૨ હરિજન ૨૯–૮–૩૬

આપણે આપભોગ આપીએ છીએ, અને આપભોગમા આપણે આપણા આત્માનો સાક્ષાત્કાર કરીએ છીએ'[1] ગાધીજી માને છે કે, વ્યક્તિ રાજ્યમા જ પોતાનો વધુમા વધુ વિકાસ સાધી શકે અને રાજ્યનો પ્રત્યેક નાગરિક પોતાનો સર્વોચ્ચ વિકાસ સાધે તો જ રાજ્ય પણ પોતાનો સર્વોચ્ચ વિકાસ સાધી શકે રાજ્ય વ્યક્તિ પર મૂકે છે તે નિયત્રણ સાધન છે અને તેના દ્વારા તે પોતાનો વિકાસ સાધે છે આપણે વ્યક્તિને સપૂર્ણપણે સ્વતત્ર એવા ઘટક તરીકે કલ્પી શકતા નથી સામાજિક બધનો માણસની પ્રકૃતિમાથી ઉદ્ભવે છે અને તે તેના સ્વત્વ સાથે ઓતપ્રોત થઈ જાય છે એ વાતનો આજે સ્વીકાર કરવામા આવે છે સર પર્સી નન કહે છે તેમ, 'પાયારૂપ વ્યક્તિત્વ, જે સામાજિક પરિસ્થિતિમા તે વિકસે છે તેનાથી અલગ રીતે, સમજી શકાતુ નથી થૉરોની પેઠે કોઈ પણ વ્યક્તિ, પોતાના ચિત્તમા રહેલા સામાજિક તત્ત્વથી છટકી શકે એટલા ઊડાણથી જગતમા પોતાની જાતને છુપાવી નહીં શકે'[2]

એથી કરીને, ગાધીજીની ફિલસૂફીનુ સારતત્ત્વ એ છે કે, વ્યક્તિત્વ સામાજિક વાતાવરણમા જ વિકસી શકે સામાજિક વાતાવરણમા સમાન હિતો અને સમાન પ્રવૃત્તિઓ દ્વારા પોષણ મેળવી તે પુષ્ટ થઈ શકે એ સહિયારા જીવનમા પોતાની રીતે વિકાસ સાધવા માટે વ્યક્તિત્વને પૂરેપૂરો અવકાશ મળવો જોઈએ તથા 'હિમ જેવા ભારે અને લગભગ જીવન જેટલા જ ઊડા'[3] બળોએ તેને તેના આદર્શ વળાકથી ભિન્ન દિશામા વાળવુ ન જોઈએ, એમ તેઓ આગ્રહપૂર્વક જણાવે છે એટલા માટે તેઓ ઇચ્છે છે કે, આપણે આપણી શાળાઓને જ્યા આગળ વ્યક્તિત્વ ચગદાઈ ન જાય પણ સામાજિક સપર્ક અને સેવાની તકો દ્વારા વિકસે એવા સમાજોમા પલટી નાખવી જોઈએ માધ્યમિક કેળવણી વિષેની સલાહકારક સમિતિ (કન્સલ્ટેટિવ કમિટી)ના હેવાલનો નીચેનો ઉતારો ગાધીજીની સ્થિતિ ટૂકમા સરસ રીતે રજૂ કરે છે

'રાજ્ય પોતાની શાળાઓ દ્વારા વિદ્યાર્થીઓ ગ્રહણ કરે, ઉત્સાહપૂર્વક પણ ગ્રહણ કરે એવુ ઘણુ ઘણુ આપી શકે આમ છતા તેની તેમને જાણ ન થાય,

---

૧ ધી વૈલ્યુરાન ઑફ એજ્યુકેશનલ થિયરી, પા ૧૩૦
૨ એજ્યુકેશન બિત્સ ડૅટા ઍન્ડ ફર્સ્ટ પ્રિન્સિપલ્સ, પા. ૪
૩ એ જ

તેમનાં ચિત્તો કેદમાં પુરાયેલાં હોય છે. વ્યક્તિની સ્વતંત્રતા પર મુકાયેલી આવી કડક મર્યાદાઓને લઈને લાંબે ગાળે સમાજને હાનિ નહીં પહોંચે, અને બીજી બાજુએ, તેના ભાવિ નાગરિકોના વ્યક્તિત્વનો મુક્ત વિકાસ થવાથી તેને હરેક રીતે લાભ ન થાય, એમ અમે કેમે કરીને માની જ શકતા નથી.'[૧]

## ૫

## ગાંધીજીના પુરોગામીઓ

આ પ્રકરણમાં અમે, ગાંધીજીની ફિલસૂફી સર્વથા નવી અને મૌલિક છે કે કેમ, અથવા પૂર્વમાં તેમ જ પશ્ચિમમાં તેમની પહેલાં થઈ ગયેલા મહાન વિચારકોના ઉપદેશોમાં તેનાં મૂળ રહેલાં છે, તેની ચર્ચા કરવા ધારીએ છીએ. કેળવણીની વિચારણાના ક્ષેત્રમાં તેમના પુરોગામીઓ પાસેથી ગાંધીજીએ કંઈક લીધું છે કે કેમ અને કેટલા પ્રમાણમાં, એ પણ આપણે જાણી લેવું જોઈએ. ગાંધીજીની કેળવણીની ફિલસૂફીના પુરોગામીઓના બે વર્ગો પાડી શકાય. ૧. તેમની ફિલસૂફીના ઘડતરમાં સીધી અસર કરનારાઓ અને ૨. તેમની અગાઉ એવા જ અથવા સમાન નિર્ણય પર આવનારા બીજા અનેક લોકો, જોકે ગાંધીજી એ લોકોની વિચારણાથી સ્વતંત્ર રીતે પોતાના નિર્ણયો પર આવ્યા હોવાનો સંભવ છે.

ગાંધીજીની કેળવણીની ફિલસૂફીનાં પ્રધાન લક્ષણો કયાં છે? કેળવણીની આજની વસ્તુ તથા તેની પદ્ધતિઓ સામેનો ગાંધીજીનો બળવો, એ કેળવણીની ફિલસૂફીના વિકાસમાં તેમણે આપેલો અતિશય મહત્ત્વનો ફાળો છે. કેળવણીની એ વસ્તુ તથા પદ્ધતિ બાળકને નિષ્ક્રિયપણે કેવળ માહિતી ગ્રહણ કરનારની કક્ષાએ ઉતારી પાડે છે. ગાંધીજી બાળકને વર્ગમાં તેના હકના સ્થાને ફરીથી સ્થાપિત કરવાને તાકે છે અને કેળવણીને શિશુકેન્દ્રી બનાવે છે. તેમના અભિપ્રાય અનુસાર, કેળવણીનો ઉદ્દેશ 'હાથ ઉદ્યોગ દ્વારા સમગ્ર માનવનો વિકાસ'[૨] કરવાનો હોવો જોઈએ. 'હાથ ઉદ્યોગો કેવળ ઉત્પાદક કામ માટે જ નહીં, પણ વિદ્યાર્થીઓની બુદ્ધિનો વિકાસ કરવા માટે શીખવવા જોઈએ,' તથા 'હું હાથકામ દ્વારા ઇતિહાસ, ભૂગોળ,

૧. સ્પેન્સ રિપોર્ટ, પા ૧૫૧.
૨. હરિજન, ૧૬-૧૦-'૩૭

અંકગણિત, વિજ્ઞાન, ભાષા, ચિત્રકળા અને સંગીત જેવા વિષયો શીખવવા માગું છું.'[૧] એ વિચારને આટલા મોટા પાયા પર ઉપદેશ કરનાર તથા તેનો અમલ કરનાર તેઓ કદાચ પહેલા જ કેળવણીકાર હશે.

આને મળતો વિચાર કેળવણીના ઇતિહાસમાં આપણને મળે છે કે કેમ, તે આપણે જોઈએ. આચાર્ય કૃપાલાની કહે છે :" ગાંધીજીને લાગે-વળગે છે ત્યાં સુધી શરીરશ્રમ અથવા હાથ ઉદ્યોગ દ્વારા કેળવણી આપવાનો ખ્યાલ મૌલિક છે. એ ક્ષેત્રના અગાઉના કાર્યકરો તથા વિચારકોથી સ્વતંત્ર રીતે તેમને એ વિચાર સ્ફુર્યો, એ તેઓ કુદરતના કેટલા બધા સાન્નિધ્યમાં જીવે છે તે દર્શાવે છે. પરંતુ કેળવણીના ઇતિહાસમાં એ વિચાર નથી નવો કે નથી ક્રાન્તિકારી. . . . એ વિચારની અનેક વાર હિમાયત થઈ છે તથા તેને અમલમાં મૂકવાના ભૂતકાળમા નોંધપાત્ર પ્રયાસો થયા છે.'[૨]

આપણે ઠીક ઠીક આગળનો ઇતિહાસ તપાસીએ તો, કેળવણીના સાધન તરીકે પ્રવૃત્તિનાં મૂળ ખોળી કાઢવાનુ મુશ્કેલ નથી. પ્રાથમિક અવસ્થાના મનુષ્યોનાં બાળકો ક્રિયા દ્વારા શીખતા હતા. આજે આરણ્યક દશામાં જીવતા મનુષ્યોના બાળકો પણ એમ જ કરે છે. પૈતૃક અથવા પિતા-પ્રધાન કુટુંબવાળી સમાજવ્યવસ્થામાં હમેશાં કેળવણીની એ જ પદ્ધતિ પ્રવર્તતી હતી. પ્રાચીન કાળનાં નગરોનાં બાળકો શાળાને જીવનથી જુદી પાડતા હતા, કારણ કે, અંગકસરત, શસ્ત્રો ધારણ કરવાં અને વાક્ચાતુર્યે 'કેળવણી'નું સ્થાન લીધુ. વાક્ચાતુર્યના શિક્ષકો અથવા સોફિસ્ટો સામે સૉક્રેટિસે વિરોધ ઉઠાવ્યો, પરંતુ તેના એકલદોકલ પણ દૃઢતાભર્યા અવાજને બંધ કરી દેવામાં આવ્યો અને તેની પાછળ તેનો કોઈ અનુયાયી રહ્યો નહીં.

પ્રાચીન કાળમાં આરણ્યક દશામા માણસ શરીરશ્રમ દ્વારા પોતાનો નિર્વાહ કરતો હતો એ સમયે, માણસનુ જીવન ટકાવી રાખનાર શિકાર કરવાની, માછલાં પકડવાની તથા ખેતી કરવાની કળા શીખવવી એ જ કેળવણી હતી. સઘળું જ્ઞાન કામ અને અનુભવ દ્વારા મેળવવાનું હતું

૧. હરિજન, ૧૧-૯-'૩૭
૨. ધી લૅટેસ્ટ ફેડ, પા. ૨૧.

પૂર્વમાં સંસ્કૃતિની પ્રગતિ થતાં હિંદમાં કેળવણીની 'ગુરુકુલ' પદ્ધતિ પ્રચલિત થઈ એ પદ્ધતિમાં વિદ્યાર્થીને પોતાનું ઘર છોડીને ગુરુને ઘેર રહેવાનું હતુ. સ્મૃતિઓનો એવો આદેશ હતો કે, વિદ્યાર્થીએ તેના ગુરુની સીધી દેખરેખ નીચે રહેવું જોઈએ અને તેના પ્રત્યે તેણે પરમ આદર રાખવો જોઈ એ. બુદ્ધ અને આપસ્તંભ જેવા મહાન ગુરુઓ પોતાના શિષ્યોને તેમના ગુરુઓ પ્રત્યે અતિશય પૂજ્યભાવ રાખવાનું જણાવતા હતા.

વિદ્યાર્થી નમ્રતા શીખે તે માટે તથા પોતાની આજીવિકા પ્રાપ્ત થાય એવો ધંધો કરવાને જેને લીધે તે શક્તિમાન થાય એવો જાતિનો વારસો સમાજની સહાનુભૂતિ તથા મદદ દ્વારા તે પ્રાપ્ત કરી શકે છે, એ તે સમજે તે માટે તેને ભિક્ષા માગવાને જણાવવામાં આવતું હતુ.

આની અને આપણા વિદ્યાર્થીઓના આજના સુખવાસી અને આરામપ્રિય જીવન વચ્ચે કેટલો બધો તફાવત છે! ગુરુકુળ પદ્ધતિ ઘણી જ કીમતી હતી, કારણ કે, તેમા વિદ્યાર્થીને તેના જીવનના સૌથી વધુ સંસ્કારગ્રહણશીલ કાળ દરમ્યાન ઉદાત્ત ચારિત્ર્યવાળા ગુરુનો સીધો, અંગત અને સતત સંપર્ક તેના ચિત્તના ઘડતરમાં મદદરૂપ થતો હતો. ગુરુનો એ સંપર્ક, 'સઘળા વિદ્યાર્થીઓને પ્રાપ્ત પરિસ્થિતિને પહોંચી વળવા માટે વધારે શક્તિશાળી તેમ જ વધારે સ્વાશ્રયી બનાવવામા તથા દુનિયાની નીતિરીતિનો પરિચય કરાવવામાં[1] પણ ઉપયોગી થતો હતો. એથી કરીને, તેનુ જ્ઞાન સાચી અને નક્કર વસ્તુના પાયા પર રચાયેલું હતું. બાહ્ય હકીકતો સાથે તેનો સંબંધ હતો ક્રિયા અથવા પ્રવૃત્તિ હરેક વિદ્યાર્થીનો ધ્યાનમંત્ર હતો. અનુભવ અને ક્રિયા દ્વારા ધીમે ધીમે તે પોતાના શરીર પર કાબૂ મેળવતો હતો તથા તેના ઉપરના પોતાના એ સ્વામિત્વને છેવટની કોટિ સુધી પહોંચાડતો હતો અને પોતાના નૈતિક, સામાજિક તથા બૌદ્ધિક વ્યક્તિત્વની પિછાન પ્રાપ્ત કરતો હતો. પ્રવૃત્તિ અથવા ક્રિયા સહજપણે હાથ ધરવામાં આવતી હતી,–એ શરીરની પૂર્ણતા વધારવામાં, પોતાના ભાવો અને વિચારો વધુ પૂર્ણતાથી વ્યક્ત કરવામાં તથા વિવિધતામાં વધુ પ્રમાણમાં એકતા લાવવામાં હંમેશાં ઉપકારક થતી હતી. આપણા પ્રાચીન કાળના પૂર્વજો માનતા હતા કે, કુદરતે પ્રવૃત્તિની યોજના

1. ડૉ. એ. એસ અલ્તેકર: ઍજ્યુકેશન ઇન એન્શિયન્ટ ઇન્ડિયા, પા. ૩૨

તરુણોની વધારાની શક્તિનો નિરુપદ્રવી રીતે નિકાલ કરવાના કેવળ સાધન તરીકે જ નહી, પણ એ શક્તિનો જીવનના ગંભીર વ્યવસાય માટે ઉપયોગ કરવા માટેની એક યુક્તિ યા તદબીર તરીકે કરી છે.

ગાંધીજીને કેળવણીની ગુરુકુલ પદ્ધતિ ઉપર અપાર પ્રેમ હતો. ફિનિક્સની વસાહત, ટૉલ્સ્ટૉય ફાર્મ, સાબરમતી આશ્રમ તથા સેવાગ્રામ વગેરેની સ્થાપના કરતી વખતે તેમના મનમાં આ જ ખ્યાલ રહેલો હતો. કાંગડી ગુરુકુલના વાર્ષિક દિનને પ્રસંગે વ્યાખ્યાન કરતાં તેમણે કહ્યુ : 'ગુરુકુળના વિદ્યાર્થીઓને ઉદ્યોગની સંપૂર્ણ તાલીમ આપવાની જરૂર છે. તો જ તેઓ સ્વાશ્રયી થઈ શકશે. મને લાગે છે કે, જ્યાં આગળ ૮૫ ટકા જેટલી વસ્તી ખેતી કરે છે અને દશ ટકા જેટલા લોકો ખેડૂતો-ની જરૂરિયાતો પૂરી પાડવાના કાર્યમાં રોકાયેલા છે, એવા આપણા દેશમાં દરેક છોકરાને ખેતીવાડી તથા હાથવણાટનુ ઠીક ઠીક તથા વહેવારુ જ્ઞાન મળે, એ તેની કેળવણીનું એક અંગ હોવુ જોઈએ.'[1] પરંતુ શારીરિક કેળવણીના ગાંધીજીના આદર્શ તથા પ્રાચીન ગુરુકુલ પદ્ધતિએ રજૂ કરેલા આદર્શ વચ્ચે મૂળભૂત તફાવત છે, એ વસ્તુ યાદ રાખવી જોઈએ ગાંધીજીને મન શારીરિક કેળવણી કેળવણીનું અવિભાજ્ય અગ છે, અનિવાર્ય સાધન છે જ્યારે ગુરુકુળ પદ્ધતિ નીચે તે આશ્રમવાસીઓની પૂરક પ્રવૃત્તિ હતી. ગાધીજી શારીરિક તાલીમ અથવા ઉદ્યોગો દ્વારા કેળવણીમાં માને છે, ગુરુકુળોમા કેળવણી વત્તા શારીરિક તાલીમ હતી. એમાં જ ગાંધીજીની કેળવણીની ફિલસૂફીની નવીનતા રહેલી છે. કેળવણીના પ્રધાન ઉદ્દેશ તરીકે ચારિત્ર્યઘડતરનો ગાંધીજીનો આદર્શ આપણા પ્રાચીન કાળના ફિલસૂફોના ઉપદેશ સાથે સુસંગત છે. ગાંધીજી અને હિંદના પ્રાચીન કાળના વિચારકો વચ્ચે ઘણી બાબતોમાં અજબ જેવુ સામ્ય છે બંનેએ સાદું જીવન અને ઉચ્ચ વિચારોના આદર્શનો ઉપદેશ આપ્યો છે તથા તેને અમલમા મૂક્યો છે, બંનેએ વિદ્યાર્થીજીવનની એક મહત્ત્વની શરત તરીકે બ્રહ્મચર્યનો આદેશ આપ્યો છે, બંનેએ પ્રેમ અને સેવાનો ઉપદેશ આપ્યો છે તથા બંનેએ આત્મજ્ઞાન અથવા આત્મસાક્ષાત્કારને જીવન તથા કેળવણીના અંતિમ લક્ષ્ય તરીકે રજૂ કર્યો છે

1. टु धी स्टुडन्ट्स, पा. ९.

મધ્યયુગ દરમ્યાન કેળવણી પુરોહિત વર્ગના હાથમા હતી વત્તેઓછે અશે તત્ત્વિક હોવાને લીધે તે શબ્દો અને વિચારોમા જ સીમિત હતી પૂર્વમા તેમ જ પશ્ચિમમા કેળવણી તાર્કિક અને તાત્ત્વિક સ્વરૂપની હતી શબ્દો સાથે તેને સબધ હતો, વસ્તુઓની તે ઉપેક્ષા કરતી હતી પોતાનું મતવ્ય વ્યાખ્યાઓ તથા તર્કશાસ્ત્રના નિયમો દ્વારા પુરવાર કરવાની પ્રથા પ્રચલિત હતી સોયની અણી ઉપર કેટલા દેવદૂતો નૃત્ય કરી શકે, એ વિષે વિદ્વત પરિષદોમા દિવસોના દિવસો વાદવિવાદ ચાલતો હતો આ જાતનુ શુષ્ક પાડિત્ય તથા કેવળ શબ્દોની રમતોએ સ્વતત્ર વિચારણા તથા ઓપસૂઝને સર્વથા ગૂગળાવી મારી

યુરોપમા પુનર્જાગૃતિનો યુગ શરૂ થતાં આવા બૌદ્ધિક અને વસ્તુશૂન્ય તાર્કિક જ્ઞાને સામે વિરોધ ઉઠાવનારા કેટલાક લોકો પેદા થયા 'એમ્ન મૉન્ટેઈન, જૉન લૉક વગેરેથી માડીને આજ સુધીના ફિલસૂફોએ તથા કેળવણીકારોની હારમાળાએ એ મધ્યયુગીન શુષ્ક પાડિત્ય સામે તથા કુદરત અને વાસ્તવિક જગત પ્રત્યેની તેની વિમુખતા સામે, એક લાબો પોકાર ઉઠાવ્યો છે પહેલો બળવો સ્વાભાવિક રીતે જ ફિલસૂફી અને વિજ્ઞાનના ક્ષેત્રમા થયો'[1] લાબા વખત સુધી કેળવણી પર તેની અસર ન થઈ, પણ વૈજ્ઞાનિક ભાવનાથી તે લાબા વખત સુધી બચી નહીં શકી શાળાને જીવનના સાનિધ્યમા લાવવાનું એકનો બીજા સાથે મેળ સાધવાનુ ગ્રીસ અને રોમના ફિલસૂફોને તથા મધ્યયુગના યુરોપના ફિલસૂફોને સૂઝ્યુ નહોતુ રૅબેલી, મૉન્ટેઈન તથા લ્યૂથરે સર્વત્ર પ્રવર્તતી પરપરાગત શિક્ષણ પદ્ધતિ સામે પોતાનો અવાજ ઉઠાવ્યો બાલ્યાવસ્થાના મૂલ્યની સાચી પરખ કરનાર,તથા પોતાની વાતનો સ્વીકાર કરાવનાર રૂસો કદાચ પહેલ વહેલો કેળવણીકાર હશે શિક્ષણ રસ અને પ્રવૃત્તિના પાયા પર શા માટે નિર્ભર હોવુ જોઈએ એની સમજૂતી આપતા તે કહે છે 'માણુસની જુદી જુદી શક્તિઓ એક જ વૃત્તિથી ઉત્તેજિત થાય છે પોતાની શક્તિઓને માટે માર્ગ ખોળતી શારીરિક પ્રવૃત્તિ પછી જ્ઞાન માગનારી માનસિક પ્રવૃત્તિ ઉદ્ભવે છે બાળકો પહેલા ચચળ હોય છે અને પછી તેઓ કુતૂહલવાળા બને છે'[2] ગાધીજી પણ નથી કહેતા કે, 'છોકરાઓ તથા છોકરીઓનો

[1] ધી લેસ્ટ ફૅડ, પા ૨૬

[2] એમિલ ઑર એજ્યુકેશન પા ૧૩૦

ઉત્તમ અંશ બહાર કાઢવા માટે તથા તેમના શિક્ષણ માટે તેમનામાં સાચો રસ પેદા કરવા માટે કવાયત, હાથઉદ્યોગો, ચિત્રકામ તથા સંગીત સાથે સાથે ચાલવાં જોઈએ '?[૧] બંને એક જ વાત કહે છે અને તેયે એકબીજાથી સ્વતંત્ર રીતે, કારણ કે, આપણને કહેવામાં આવે છે કે, ગાંધીજીએ એમિલ વાંચ્યાની વાત તો બાજુએ રહી પણ એ પુસ્તકની હસ્તી વિષે તેમને ખબર સુધ્ધાં નહોતી. પ્રવૃત્તિ દ્વારા કેળવણીનો પશ્ચિમનો પેગંબર રૂસો હતો તો ગાંધીજી એના પૂર્વના પેગંબર હતા. વળી, રૂસોમાં જે અસ્પષ્ટ હતું તેને ગાંધીજી નિશ્ચિત રૂપ આપે છે. પરંપરાગત કેળવણીની પદ્ધતિને મુકાબલે એ પદ્ધતિના ફાયદાનો ઉલ્લેખ કરતાં રૂસો કહે છે: 'આ ધીમી તથા પરિશ્રમયુક્ત ખોજ અથવા તપાસોનો તરત જ નજરે ચડે એવો ફાયદો આ છે: ચિંતનાત્મક અભ્યાસમાં વળગેલો વિદ્યાર્થી, સક્રિયપણે તેના શરીરનો ઉપયોગ કરતો હોય છે, તેનાં અંગોની દક્ષતા મેળવી રહ્યો હોય છે અને મોટો થઈને તે માણસ બને ત્યારે તેમનો ઉપયોગી કરી શકે તે માટે પોતાના હાથોને તાલીમ આપી રહ્યો હોય છે '[૨] ગાંધીજી પણ માને છે કે, 'સાત વરસને અંતે બાળકો પોતાના શિક્ષણ માટેનો ખરચ આપી શકે એવાં અને કમાણી કરી શકે એવા બનવાં જોઈએ.'[૩] રૂસો તથા ગાંધીજી બંને બાળકોનાં મગજો પુસ્તકિયા જ્ઞાનથી ભરી દેવાની વિરુદ્ધ હતા. રૂસો કહે છે· 'બાળકને પુસ્તકો સાથે ચોંટાડી રાખવાને બદલે હું તો તેને ઉદ્યોગશાળામાં કામ કરતુ કરી દઉં, તેના હાથ કામકાજ કરવા લાગે અને તેની સાથે જ તેનુ મન પણ વિકસિત થાય. તે પોતાની જાતને માત્ર કારીગર માનતુ રહે તે દરમ્યાન જ તે એક ફિલસૂફ પણ બની જાય.'[૪] એ જ રીતે ગાંધીજી પણ કહે છે કે, 'અત્યાર સુધી આપણે છોકરાંઓનાં મગજમાં બધી જાતની માહિતી ઠામી ઠાંસીને ભરવાનો જ પ્રયત્ન કર્યો છે, ને એમનાં મગજ જાગ્રત થાય ને એનો વિકાસ કેમ થાય એનો વિચાર કદી કર્યો જ નથી. હવે આપણે 'રુક જાઓ.'નો પોકાર કરી અને શારીરિક કામ દ્વારા બાળકને યોગ્ય કેળવણી આપવા પર

---

१. हरिजन, ११-९-'३७
२. ऍमिल ऑर ऍज्युकेशन, पा. १३९
३. ऍज्युकेशनल रॅकन्स्ट्रक्शन, पा. ६४
४. ऍमिल ऑर ऍज्युकेशन, पा. १४०

આપણી બધી શક્તિ વાપરીએ શારીરિક શ્રમ એ ગૌણ પ્રવૃત્તિ ન હોય પણ બૌદ્ધિક શિક્ષણનું મુખ્ય સાધન હોય "[1] આ બે ફિલસૂફો વચ્ચે ઘણી બાબતોમાં એકમતી પ્રવર્તે છે પરંતુ ગાંધીજી તેમના પુરોગામીથી કેટલીક મૂળભૂત બાબતોમાં જુદા પડે છે રૂસોની દૃષ્ટિ નિષેધાત્મક છે તેનો ઉપદેશ એ હતો કે, કેળવણી 'સદ્ગુણ અથવા સત્યના સિદ્ધાંતોના શિક્ષણમાં નહીં, પણ દુર્ગુણ સામે હૃદયનું અને ભ્રમ અથવા અસત્ય સામે મનનું રક્ષણ કરવામાં' રહેલી છે તેના અભિપ્રાય પ્રમાણે બાળકની સમગ્ર કેળવણી તેની પ્રવૃત્તિના તેની પોતાની શક્તિઓના તેની પોતાની સ્વાભાવિક વૃત્તિઓના મુક્ત વિકાસમાંથી ઉદ્ભવવી જોઈએ ગાંધીજીની દૃષ્ટિ પ્રધાનપણે વિધાયક છે તેઓ શિક્ષક દ્વારા પ્રત્યક્ષ પ્રયોગોની આવશ્યકતામાં માને છે કેળવણીમાં શારીરિક તેમ જ ઉદ્યોગોની પ્રવૃત્તિઓના મહત્ત્વ વિષેની પોતાની લંબાણ ચર્ચામાં રૂસો અનેક સામાજિક તથા આર્થિક ફાયદાઓ પર ભાર મૂકે છે જ્યારે ગાંધીજી માનસિક ફાયદાઓ પર ભાર મૂકે છે ગાંધીજી કહેવાતી લિબરલ અથવા ઉદાર કેળવણીની સાથોસાથ હાથઉદ્યોગો શીખવવામાં આવે એમ નથી ઇચ્છતા સમગ્ર કેળવણી કોઈ ને કોઈ હાથઉદ્યોગ દ્વારા અપાવી જોઈએ એવું તેઓ માગે છે

પેસ્ટોલોઝી રૂસોનો નામાંકિત શિષ્ય હતો બાળકની પ્રવૃત્તિમાં દખલ ન કરવી તેને છૂટથી કાર્ય કરવા દેવું પોતે કેવા પ્રકારનું સત્ત્વ છે એ તેને બતાવવું અથવા તેને ખોળી કાઢવા દેવું તેની પોતાની વૃત્તિઓ તેને શોધી કાઢવા દેવી એ પેસ્ટોલોઝીની ફિલસૂફીનો પ્રધાન સિદ્ધાંત છે પેસ્ટોલોઝીના બાળક વિદ્યાર્થીઓ તેમને 'ફાધર', એટલે કે પિતા કહીને સંબોધતાં ગાંધીજીને આપણે 'બાપુજી' અથવા 'રાષ્ટ્રપિતા' કહીને સંબોધીએ છીએ પેસ્ટોલોઝીના મત પ્રમાણે કેળવણી એટલે 'વ્યક્તિની સઘળી શક્તિઓનો સુસંવાદી અથવા એકરાગભર્યો વિકાસ' ગાંધીજીના મત પ્રમાણે એ 'સર્વાંગી વિકાસ' છે પેસ્ટોલોઝીએ રૂસોના નિષેધાત્મક અને વ્યાપક અથવા સામાન્ય સિદ્ધાંતોને વિધાયક અને નક્કર સ્વરૂપ આપ્યું પેસ્ટોલોઝીના અભિપ્રાય પ્રમાણે કેળવણી એટલે વ્યક્તિનો માનસિક નૈતિક અને શારીરિક એવો સર્વાંગી વિકાસ આ પ્રત્યેક અવસ્થામાં આ વિકાસ કાર્ય કરવા માટેની સહજ ઇચ્છાથી આરંભાયેલી પ્રવૃત્તિ દ્વારા થતા

1 હરિજન ૧૮-૯ ૩૭

પામે છે. તેણે ઇંદ્રિયોના સંવેદન દ્વારા ભૌતિક જગતના અભ્યાસને પણ શાળાની મુખ્ય પ્રવૃત્તિ બનાવી હતી. પેસ્ટોલોઝીએ ૧૭૭૫ થી ૧૭૮૦ ની સાલ સુધી ગરીબોને માટે ઉદ્યોગશાળા પણ ચલાવી હતી. ઘણું કરીને એવી જાતની એ પહેલવહેલી શાળા હતી. બાળકોને ખેતીવાડીની અમુક ખાસ પેદાશ કરવાના, સૂતર કાંતવા તથા વણવાના તથા બીજા ઉદ્યોગોમાં કામે લગાડવામાં આવ્યાં હતાં. આ બધાં કામો કરતી વખતે તેઓ થોડો સમય વાંચવામાં તથા કેટલાક ફકરાઓ મોઢે કરવામાં અને ખાસ કરીને ગણિતના દાખલાઓ ગણવામાં ગાળતાં. 'એ ઉદ્યોગોના કામ અને બૌદ્ધિક પ્રવૃત્તિ વચ્ચે કશો સંબંધ નહોતો, પરંતુ એ બે વસ્તુ કંઈ નહીં તો સાથે સાથે ચાલી શકે એ તો પેસ્ટોલોઝીએ દર્શાવી આપ્યું.'[૧] ગાંધીજી ઉદ્યોગ દ્વારા બુદ્ધિનો વિકાસ કરવાનું તાકે છે. એ બે વિચારકો વચ્ચે મૂળભૂત તફાવત એમાં રહેલો છે. પેસ્ટોલોઝીએ સ્ટેન્ઝ આગળ, બર્ગડૉર્ફ આગળ અને છેવટે યર્ડુંન ઇન્સ્ટિટ્યૂટ આગળ પોતાના કેળવણીના પ્રયોગો કર્યા હતા. ગાંધીજીએ ફિનિક્સ આશ્રમ, ટૉલ્સ્ટૉય આશ્રમ, સાબરમતી આશ્રમ તથા સેવાગ્રામ આશ્રમ આગળ પ્રયોગો કરીને પોતાની કેળવણીની ફિલસૂફી નિર્માણ કરી હતી. સેવાગ્રામમા તેમણે પોતાના કેળવણીના સિદ્ધાંતને છેવટનુ સ્વરૂપ આપ્યુ હતુ.

રૂસો તથા પેસ્ટોલોઝીને ઘણી મોટી સંખ્યામાં સમર્થ અનુયાયીઓ મળ્યા. અને તેમણે માનવીના અનુભવના પ્રવાહને પુષ્ટ કર્યો પૉલ રોબિન એમનો એક હતો. તેણે કેમ્પુઈસ આગળ એક શાળા તથા એક અનાથાશ્રમની સ્થાપના કરી યર્ડુંનની જેમ કેમ્પુઈસ આગળ પણ પથારી કરવી, કપડાં ધોવાં, ઘરસફાઈ કરવી વગેરે ઘરકામો વિદ્યાર્થીઓને હસ્તક હતા જિરોદ એને સર્વાંગી કેળવણી કહે છે. ઇંદ્રિયોની ઝીણવટ, ચોકસાઈ તથા નાજુકતા ખીલવવાની અને અભિવ્યક્તિનાં સાધનોને તથા પરિશ્રમના અથવા મજૂરીનાં હથિયારોને, ખાસ કરીને પેલા અદ્ભુત હાથરૂપી સર્વસામાન્ય ઓજારને, પરિપૂર્ણ બનાવવાની તેની નેમ હોય છે. જેમા સઘળાં છોકરા તથા છોકરીઓ ભાગ લેતાં હોય તેવા શરીરશ્રમનુ ધ્યેય તત્ત્વત: કેળવણીનું હતુ. બાળકોને ગડી વાળવાની, વણવાની, ચીતરવાની, રંગ કરવાની, માટી તથા મીણનાં રમકડાં બનાવવાની, સીવવાની, ગૂંથવાની, ખેતીની, બગીચાકામની, નામુ

૧. પૉલ મનરો: અ શૉર્ટ કોર્સ ઇન ધી હિસ્ટરી ઑફ એજ્યુકેશન, પા. ૩૧૦

લખવાની, કપડા ધોવાની, ઇસ્ત્રી કરવાની, રાંધવાની, માટીકામની, કડિયાકામની, લાકડાના કામની, સુથારીની, ધાતુકામની, તાર બનાવવાની, છાપવાની, ચોપડીઓ બાંધવાની વગેરે તાલીમ આપવામાં આવતી હતી. આ બધી પ્રવૃત્તિઓ વિદ્યાર્થીઓને નિરંતર અવલોકન કરતા રહેવાની તથા બુદ્ધિ ચલાવવાની ફરજ પાડતી, તેમની બૌદ્ધિક કેળવણી પરિપૂર્ણ કરતી અને વિચારો તથા તેના સંબંધોનો નિરંતર વિનિયોગ કરતા રહેવાને પ્રેરતી શીખવતી વખતે, '*નજરની તીક્ષ્ણતા, હાથની નિપુણતા તથા શોધક વૃત્તિ* પર હમેશા ભાર મૂકવામાં આવતો' ગણતરી કરવામાં વિદ્યાર્થીઓ ગણતા, તોલતા અને માપતા; તેઓ લંબાઈઓની, પરિમાણોની તથા સમયના ગાળાઓની તુલના કરતા · ગાંધીજીની ફિલસૂફી સાથે આ કેટલું બધું મળતુ આવે છે? 'દક્ષિણ આફ્રિકામાં ટૉલ્સ્ટૉય ફાર્મ પર જે છોકરા-છોકરીઓના શિક્ષણ માટે હું સીધી રીતે જવાબદાર હતો તેમનો સર્વાંગી વિકાસ સાધતાં મને કશી મુશ્કેલી નડી નહોતી ત્યાં શિક્ષણનું મધ્યબિંદુ તે આઠ કલાકનો ઉદ્યોગ હતો. એમને એક કે બહુ તો બે કલાકનું અક્ષર-જ્ઞાનનું શિક્ષણ મળતુ ઉદ્યોગમાં ખોદવું, રાંધવુ, પાયખાનાની સફાઈ કરવી, ઝાડુ વાળવુ, ચંપલ બનાવવા, સાદુ સુથારી કામ અને સંદેશા લઈ જવા લાવવાનુ એટલાં કામો હતાં.'[1] ઉપરના ઉતારામાં તેમણે પોતે જ વર્ણવેલી ગાંધીજીની પદ્ધતિ રૉબિનની પદ્ધતિથી ખાસ જુદી પડતી નથી એ નિહાળનું રસપ્રદ થઈ પડશે, જોકે, બંનેએ તે સ્વતંત્ર રીતે નિર્માણ કરી હતી. ગાંધીજીની પદ્ધતિ તે વખતે આરંભની અવસ્થામાં હતી, એ પછીથી તેને પૂરેપૂરી વિકસાવવામાં આવી હતી. તેઓ પોતે જ કહે છે કે, 'એ પ્રયોગ ત્યાર પછી તો ઘણો જ ફાલ્યોફૂલ્યો છે'[2] શરૂઆતમાં તો રૉબિનની પેઠે તેમણે પણ ઉદ્યોગની કેળવણીને બૌદ્ધિક કેળવણીની પૂરક તરીકે ગણી હતી, પરંતુ પાછીથી તેમણે પોતાના અગાઉના પ્રયોગમાં સુધારો કર્યો અને તેઓ એવા નિર્ણય પર આવ્યા કે, 'સમગ્ર સામાન્ય કેળવણી ઉદ્યોગો દ્વારા આપવી જોઈએ અને તેની પ્રગતિ ઉદ્યોગોની પ્રગતિની સાથે સાથે જ થવી જોઈએ' ઝાકીરહુસેન કમિટીએ, કાંતણ અને વણાટ, સુથારી, ખેતી, ફળ તથા શાકભાજીના બગીચાનું કામ અને ચામડાનુ કામ એટલા

1. હરિજન, ૧૮–૯–'૩૭

2. એ જ

ઉદ્યોગોની શાળાઓને માટે પાયાના ઉદ્યોગ તરીકે ભલામણ કરી છે. તેણે, જેને માટે સ્થાનિક અને ભૌગોલિક પરિસ્થિતિ અનુકૂળ હોય તથા જે 'દરેક ઉદ્યોગ આજની જેમ યંત્રવત્ નહીં પણ શાસ્ત્રીય રીતે શીખવવો જોઈએ, એટલે કે, બાળકે દરેક પ્રક્રિયા શાથી અને શા માટે કરવામાં આવે છે તે સમજવું જોઈએ.' એ શરત સતોષે, એવો બીજો કોઈ પણ ઉદ્યોગ પસંદ કરવાની છૂટ આપી છે. ગાંધીજીને તેમના બધા પુરોગામીઓથી નિરાળા પાડનાર મૂળભૂત વિચાર એ છે કે, તેઓ 'બીજા બધા વિષયો પરંપરાગત ઢબે શીખવાતા હોય ત્યાં, અભ્યાસક્રમમાં વણાટ, કાંતણ અથવા સુથારી જેવા એક વિષયનો કેવળ ઉમેરો નથી કરતા.'[૧] રૉબિનના અભિપ્રાય પ્રમાણે, શારીરિક કામનું ધ્યેય તત્ત્વતઃ કેળવણીનું હતુ, પરંતુ શારીરિક ક્રિયા અથવા પ્રવૃત્તિઓની આસપાસ કેળવણી વણી લેવી જોઈએ એ તે કહી શકતો નહોતો, તેમ જ ગાંધીજીની જેમ તેણે ધંધાદારી ઉદ્યોગને કેળવણીનું અવિભાજ્ય અંગ પણ નથી બનાવ્યુ. પરતુ, રૉબિનની કેળવણીની ફિલસૂફી તેના પુરોગામીઓની ફિલસૂફી કરતા ગાંધીજીની ફિલસૂફીની વધુ નજીક આવે છે એ વાતનો સ્વીકાર કરવો જોઈએ.

પેસ્ટોલોઝીએ કેળવણીમાં માનસશાસ્ત્રીય વલણ દાખલ કર્યું અને હર્બર્ટે તેનું ભારે કુશળતાપૂર્વક સમર્થન કર્યું. ફ્રોબેલ તેનો સૌથી મહાન પુરસ્કર્તા નીવડયો. તેણે બાળમનોવિજ્ઞાનના તથા ક્રિયા અથવા પ્રવૃત્તિ તરફના બાળકના વલણના ખ્યાલોને વિકસાવ્યા. ફ્રોબેલને મન બાળકની સહજક્રિયા અથવા પ્રવૃત્તિથી શરૂ થતી કેળવણી બૌદ્ધિક તાલીમ કરતા મહદ અંશે ભાવનાની અને સંકલ્પશક્તિની તાલીમ હતી. કાન્ટ, શેલિંગ, હેગલ તથા ફિક્ટેની પ્રધાનપણે ધ્યેયવાદી ફિલસૂફીથી તેણે આરંભ કર્યો. પરમાત્મામાં અથવા પરબ્રહ્મમાં, નિસર્ગની તથા માનવની હસ્તીની મૂળભૂત એકતામાં સત્યનો અને જીવનનો ખુલાસો ખોળવો એ તેની સમગ્ર ફિલસૂફીનો સિદ્ધાંત હતો. ફ્રોબેલના અભિપ્રાય પ્રમાણે 'વસ્તુમાત્રની ઉત્પત્તિ પરબ્રહ્મમાંથી, પરમેશ્વરમાથી થઈ છે અને એકમાત્ર પરબ્રહ્મમાં, પરમેશ્વરમાં તેનું મૂળ રહેલુ છે. ઈશ્વર વસ્તુમાત્રનુ એકમાત્ર ઊગમસ્થાન છે. વસ્તુમાત્રમાં પરબ્રહ્મ—પરમાત્મા વ્યાપી રહી છે.'[૨] એ અંતિમ

૧. ઍજ્યુકેશનલ રીકન્સ્ટ્રક્શન, પા. ૧૨૨
૨. પૉલ મનરો : અ ગ્રીક કોર્સ ઇન ધી હિસ્ટરી ઑફ ઍજ્યુકેશન, પા. ૩૩૨

ધ્યેયનો સાક્ષાત્કાર કરવો, આત્માની પરમાત્મા સાથે એકતા સાધવી તે કેળવણીનો ઉદ્દેશ છે. આગળના પ્રકરણમાં આપણે જેની ચર્ચા કરી ગયા તે ગાંધીજીના કેળવણીના અંતિમ ઉદ્દેશ અને કેળવણીના આ ઉદ્દેશ વચ્ચે કેટલું બધું સામ્ય રહેલું છે, એ કહેવાની જરૂર નથી.

ફ્રોબેલના અભિપ્રાય પ્રમાણે, 'ચિત્ત ક્રિયાધર્મી છે એમ કહેવા કરતાં તે ક્રિયા જ છે એમ કહેવું વધારે ઉચિત છે. એ ક્રિયા દ્વારા તે પોતાનો સાક્ષાત્કાર કરે છે, પોતાની સૃષ્ટિ સર્જે છે, પોતાને વિષે સચેત બને છે, અને પોતાનું અંતિમ ધ્યેય સિદ્ધ કરે છે. વિરોધભાવ સેવનારા સરકારી ઇન્સ્પેક્ટરને પણ ૧૮૨૫ની સાલમાં ફ્રોબેલની ફિલસૂફી વિષે નીચે પ્રમાણે કહેવું પડયું હતું:

> 'ચિત્તની સહજક્રિયા આ કેળવણીનો પહેલો વિષય છે. એટલે અહીંયા તે જાતની કેળવણી આપવામાં આવે છે તે બાળકના મગજને જેમાં વહેલામાં વહેલી તકે દુનિયામાં આજે પ્રચલિત હોય તે બધી જાતનાં અને જુદાં જુદાં મૂલ્યોના સિક્કાઓથી ખીચોખીચ ભરી દેવા માટેની તિજોરી બનાવતી નથી; પરંતુ ધીમે ધીમે, એકધારી રીતે, રફતે રફતે અને હમેશાં આંતરિક રીતે, એટલે કે, માનવી ચિત્તની પ્રકૃતિમાં સંબંધ મળી આવે તે પ્રમાણે, કોઈ પણ પ્રકારની યુક્તિપ્રયુક્તિ વિના સાદામાંથી બહુવિધ, સ્થૂળમાંથી સૂક્ષ્મ એમ ધીમે ધીમે કેળવણી આગળ ચાલતી જાય છે. એ વસ્તુ બાળકને તથા તેની જરૂરિયાત સાથે એટલી તો બંધ બેસતી આવે છે કે, જેટલી તત્પરતાથી તે રમત રમે છે તેટલી જ તત્પરતાથી તે શીખે પણ છે.'[1]

સહજક્રિયા એટલે બીજાઓના જીવનમાં અને આસપાસના જીવનમાં પ્રવેશ કરવાની બાળકની ઇચ્છા; મદદ કરવાની, ખોજ કરવાની, શોધી કાઢવાની, સર્વસામાન્ય પ્રવૃત્તિઓમાં ભાગ લેવાની, સર્જન કરવાની, પોતાની જાત અને બીજાઓની પ્રવૃત્તિઓ વચ્ચેનું સામ્ય અથવા સંબંધ શોધી કાઢવાની ઇચ્છા — એ શોધ એ જ જ્ઞાન છે. ફ્રોબેલ કહે છે કે, એકમાત્ર સહજક્રિયા જ ચિત્તનો વિકાસ સાધી શકે. એટલા માટે તેણે રચનાત્મક કામને કેળવણીની પ્રક્રિયાનો આદિ તથા અંત બનાવ્યાં છે. રૂસોએ ઔદ્યોગિક તાલીમનો કેળવણીના એક પગથિયા તરીકે સ્વીકાર કર્યો હતો; પણ સામાજિક અને આર્થિક દૃષ્ટિથી તેણે એમ કર્યું હતું. પેસ્ટેલોઝીએ વસ્તુના અભ્યાસને તથા શારીરિક પ્રવૃત્તિઓને મુખ્યત્વે કરીને આદતાની

૧. પૉલ મનરો: અ બ્રીફ કોર્સ ઇન ધી હિસ્ટરી ઑફ એજ્યુકેશન, પા. ૭૩૬.

દષ્ટિથી અથવા ઇંદ્રિયોની સંવેદનશક્તિ ખીલવવાની દષ્ટિથી દાખલ કર્યાં હતાં. ફ્રોબેલે સઘળી શારીરિક તાલીમને તથા સઘળા રચનાત્મક કામને સ્થાન આપ્યું અને પશ્ચિમના દેશોની આધુનિક શાળાઓમાં આજે તેમને સ્થાન મળ્યું છે. એ દ્વારા બાળકે શક્તિ ખીલવવાની હોય છે, કારણ કે, પ્રત્યેક પ્રવૃત્તિ બાળકને માટે શિક્ષણ દ્વારા પ્રાપ્ત થયેલા કોઈ વિચાર કે હેતુની અભિવ્યક્તિ જ છે.

ગાંધીજીના તથા ફ્રોબેલના સિદ્ધાંતો વચ્ચે, તેઓ બંને શાળાજીવનમાં ક્રિયા અથવા પ્રવૃત્તિ અને રચનાત્મક કામ ઉપર ખાસ ભાર મૂકે છે તેટલા પ્રમાણમાં, ઘણું જ સામ્ય રહેલું છે. ફ્રોબેલના કિન્ડરગાર્ટનમાં, (૧) હાવભાવ, (૨) ગાન, અને (૩) ભાષા અભિવ્યક્તિના સ્વરૂપો છે. અભિવ્યક્તિનાં આ સ્વરૂપો સયોજિત હોવા જોઈએ. દાખલા તરીકે, શિક્ષકે કહેલી વાર્તા, બાળકે કેવળ પોતાની ભાષામા જ નહીં, પણ ગીત, અથવા હાવભાવ, અથવા ચિત્ર, અથવા કાગળ, માટી અથવા કોઈ બીજા અનુકૂળ પદાર્થમાંથી સાદી વસ્તુઓ બનાવવી, વગેરે દ્વારા કરી બતાવવી જોઈએ. એ પ્રવૃત્તિ વિચારને પ્રેરશે, કલ્પનાશક્તિને જાગ્રત કરશે, હાથ તથા આંખોને કેળવશે અને સ્નાયુઓને સુસયોજિત કરશે. ફ્રોબેલે સઘળી ક્રિયાઓને વ્યવસાયો કહ્યા છે અને તેને માટેના પદાર્થોને ભેટો કહી છે. તે માનતો હતો કે, માનવીના કામને બીજી કોઈ પણ રીતે મુક્ત પ્રવૃત્તિ અથવા ક્રિયામા પલટી નાખી નહીં શકાય અને હાથનો વ્યવસાય સાથે સાથે જ ચિત્તનો વ્યવસાય પણ બને ત્યારે જ અત્યાર સુધી યાંત્રિક રીતે કરવામાં આવતુ કામ બુદ્ધિપૂર્વકના કામમા પરિણમે. અહીં આગળ ફ્રોબેલ ગાધીજીની વધુમા વધુ સમીપ આવે છે તે ઉદ્યોગને બૌદ્ધિક તાલીમના સાધન તરીકે સ્થાપિત કરવામા સફળ થયો, પરંતુ 'સઘળી કેળવણી કોઈ ને કોઈ ઉદ્યોગ અથવા હાથકામ દ્વારા અપાવી જોઈએ.' તથા આ હાથઉદ્યોગ કમાણી થઈ શકે એવો તથા હિંદના ગામડાઓમાં વસતી વસ્તીને અનુકૂળ આવે એવો હોવો જોઈએ, એમ હિંમતપૂર્વક કહેનારા તો ગાધીજી જ નીકળ્યા. ગાધીજીએ ફ્રોબેલના રચનાત્મક કામને નક્કર સ્વરૂપ તથા સ્થાનિક નિવાસસ્થાન આપ્યું જોકે તેમણે એ ફ્રોબેલથી બિલકુલ સ્વતંત્રપણે કર્યું.

તેના કરતા માત્ર અર્ધું જ શિક્ષણ કારખાનામા કામ કરતા બાળકોને મળતુ હોવા છતા તે બાળકો ચાલુ વિદ્યાર્થીઓ જેટલુ જ કે ઘણી વાર તો, તેમના કરતા પણ વધારે શીખતા હતા આનુ કારણ એ આપી શકાય કે, દિવસનો અર્ધો ભાગ જ તેઓ શાળામા રહેતા હોવાથી તેઓ હમેશા તાજા તથા શિક્ષણ મેળવવા તત્પર તથા ઉત્કંઠાવાળા રહેતા અર્ધો વખત મજૂરી અને અર્ધો વખત શાળા, એ પદ્ધતિએ કામ કરતા તેમને તે બને વસ્તુઓ અરસપરસ આરામ અને રાહત આપવાની ગરજ સારતી પરિણામે બાળકને એક જ વસ્તુ પર ચાલુ વળગેલો રાખવા કરતા બને વસ્તુ વારાફરતી કરવાની હોય એ તેને વધુ ફાવે છે'

માર્ક્સ તથા પ્રિન્સ ક્રોપોટ્કીન બને જેમા સરકારિતા અને મજૂરી વચ્ચેનો ગોઝારો ભેદ ન હોય એવી સર્વાંગી કેળવણીની હિમાયત કરે છે તેઓ એવી કેળવણી આપવાની નેમ રાખે છે કે, ૧૮ અથવા ૨૦ વરસની વયે શાળા છોડતી વખતે દરેક છોકરાછોકરીને વિજ્ઞાનનુ પૂરેપૂરુ જ્ઞાન મળી ગયુ હોય એ દ્વારા તેમને હુન્નરઉદ્યોગની કેળવણીના પાયારૂપ બાબતોનુ સામાન્ય જ્ઞાન મળી જાય, તથા એકાદ ખાસ ઉદ્યોગમા એવી કુશળતા મળી જાય કે જેથી તે દરેક જણ સપત્તિના ઉત્પાદન માટે કરાતી

વર્ધા યોજનાનું મંડાણ સર્વથા જુદી જ વિચારસરણી પર થયેલું છે.' ડૉ. ઝાકીર હુસેન કહે છે તેમ, 'મહાત્માજીએ જે રીતે તેમની આ યોજના રજૂ કરી છે તે ખસૂસ મૌલિક છે.' રશિયાના એક ગામમાં કેળવણીને ઉદ્યોગપ્રધાન કરવાના એક સર્વસામાન્ય હુકમનો કેવી રીતે અમલ કરવામાં આવ્યો હતો તેનો આચાર્ય કૃપાલાની વિનોદપૂર્વક ઉલ્લેખ કરે છે 'જ્યારે બધે કેળવણીનું ઉદ્યોગીકરણ કરવાનો હુકમ આવ્યો, અને શાળાઓને કોઈ કારખાના જેવા કે સરકારી માલકીના કે સામુદાયિક માલકીના ખેતર જેવા કોઈ ને કોઈ ઉત્પાદક કેન્દ્ર સાથે જોડી દેવાની સૂચના આવી, ત્યારે એ ગામના લોકો ભારે વિમાસણમાં પડી ગયા. કારણ કે, એ ગામથી દૂર દૂર સુધી કોઈ કારખાનું કે એવું ખેતર ન હતું છતાં સૂચનાનો અમલ તો થવો જ જોઈએ એટલે ગામની શાળાને એક હજામની દુકાન સાથે જોડી દેવામાં આવી; કારણ કે તે નજીકમાં નજીક એવું ઉત્પાદક મજૂરીનું કેન્દ્ર હતું.'[1] ગાંધીજી શાળાને કોઈ કારખાના કે ઉત્પાદક કેન્દ્ર સાથે જોડતા નથી. તેમને મન શાળા પોતે જ — જ્યાં કામ ભણતરનું આવશ્યક સાધન હોય — એવું ઉત્પાદન કેન્દ્ર છે

આપણા જમાનામાં પણ બાળકની પ્રવૃત્તિ તથા તેના રસના પાયા પર રચાયેલા કેળવણીના અનેક પ્રયોગો વિષે આપણા સાભળવામાં આવે છે દાખલા તરીકે, મોન્ટેસોરી પદ્ધતિ, ડૉલ્ટન યોજના, હ્યુરિસ્ટીક પદ્ધતિ અને ગ્રે પદ્ધતિ. એ બધી પદ્ધતિઓ પ્રવૃત્તિ અથવા ક્રિયાને એક યા બીજા સ્વરૂપમાં કેળવણીનું અવિભાજ્ય અગ બનાવે છે તેમના મૂળ પૅસ્ટોલોઝી, ફ્રોબેલ અથવા ડયૂઈની ફિલસૂફીમાં રહેલા છે છેલ્લામાં છેલ્લી ઢબની આટલી બધી શિક્ષણ પદ્ધતિઓથી અજાણ્ જઈને કોઈ સશયાત્મા પૂછે કે, 'દુનિયાના જુદા જુદા ભાગોમા કળવણીની છેલ્લામા છેલ્લી ઢબની આટલી બધી પદ્ધતિઓનો સફળતાપૂર્વક અમલ થઈ રહ્યો હોય તો, દેશને સ્પર્શતા બીજા તાકીદના સવાલો ઉપર આપણું સઘળું લક્ષ કેન્દ્રિત કરવાને બદલે કેળવણીનું આ નવું તૂત લઈને બેસવાની શી જરૂર છે?' ગાંધીજીને જીવનની દરેક બાજુમા માથું મારવાની ટેવ હતી એટલા માટે તેમણે કેળવણીમાં માથું નથી માર્યું, પરતુ કેળવણી સમાજની કેન્દ્રવર્તી પ્રવૃત્તિ છે અને તેના પર સમાજની સુલેહશાન્તિ, પ્રગતિ અને સમૃદ્ધિ

1. ધી લેટેસ્ટ ફેડ, પા. ૪૨

આપણા પોતાના જમાનામા અમેરિકાના નામાંકિત ફિલસૂફ જૉન ડ્યુઈ ક્રિયાપ્રધાન અથવા પ્રવૃત્તિપ્રધાન શાળાના સમર્થ પુરસ્કર્તા છે તેમનુ એવુ કહેવુ છે કે, આજની શાળાઓનુ સગઠન સમાજના સગઠન તથા આજના સમયની જરૂરિયાતો સાથે મેળ ખાતુ આવતુ નથી તેઓ દૃઢતાપૂર્વક માને છે કે, પ્રત્યેક માણસ સ્વમાનપૂર્વકનુ અને રોજી આપનારુ બુદ્ધિપૂર્વકનુ કામ કરવાની શક્તિવાળો હોવો જોઈએ અને પ્રત્યેક માણસને તેના કામમાથી તેની પોતાની તથા તેના આશ્રિતોની આજીવિકા મળી રહેવી જોઈએ તે કહે છે 'આપણે તમામ સુથારીકામનો, લુહારીકામનો તથા વણવાના, સીવવાના અને રાધવાના કામનો જીવન અને રહેણીની પદ્ધતિ તરીકે ઉપયોગ કરવો જોઈએ, તેમને ખાસ વિષયો કે હુન્નરો ગણી કાઢવા ન જોઈએ જે પ્રક્રિયા દ્વારા સમાજ નભે છે તેના તે બધા વિશિષ્ટ પ્રકારો છે તથા સમાજજીવનની કેટલીક મુખ્ય આવશ્યકતાઓ તથા માણસની સમજ અને કુશળતા વધતી ગઈ તેમ તેમ તે આવશ્યકતાઓ કેવી રીતે પૂરી પાડવામા આવી છે તેના માર્ગો બાળકના ધ્યાન ઉપર લાવવાના તે બધા સાધનો છે એ રીતે એ બધી ક્રિયાઓનુ સામાજિક રહસ્ય આપણે વિચારવુ જોઈએ અર્થાત્ બાળકે પોતે એ જીવન ઉદ્યોગમા કેવી રીતે સાધનભૂત થવાનું છે, એ વસ્તુ તેના ધ્યાન ઉપર લાવવી જોઈએ તેથી શાળા પોતે પણ સક્રિય સમાજ જીવનનું સાચુ સ્વરૂપ ધારણ કરે, અને પાઠો ભણવા માટે અલગ પાડેલી જગ્યારૂપ ન બની રહે'[1] ગાધીજી પણ 'સહકારના પાયા ઉપર રચાયેલા એવા સમાજની કલ્પના કરે છે જેમા બાલ્યાવસ્થા તથા તરુણ અવસ્થાના વરસો દરમ્યાન બાળકોની સઘળી પ્રવૃત્તિઓમા સમાજ સેવાનો હેતુ પ્રધાન સ્થાને હોય'[2] આવા શાળારૂપી સમાજમા બાળકો પાયાના ઉદ્યોગો દ્વારા બૌદ્ધિક તાલીમ મેળવે છે એથી કરીને સમાજજીવનની મૂળભૂત જરૂરિયાતોનુ તેમને ભાન થાય છે ડ્યુઈ તથા ગાધીજી બન્ને કેળવણીને કેવળ બાહ્યતત્ત્વની દૃષ્ટિથી નહીં, પણ રચનાની ઓજારોના ઉપયોગની, કુદરત સાથના સપર્કની, અભિવ્યક્તિની તથા ક્રિયા અથવા પ્રવૃત્તિની દૃષ્ટિથી કલ્પે છે તેમને મન શાળા સામાજિકતાના કરતાં

1 આવામ ડ્યુઈની ધી સ્કૂલ ઍન્ડ સો પા ૩૮

2 મૈત્રીક્રાન્તિક ઉત્ક્રાન્તિ, પા. ૧૨૪

વિશેષે કરીને કામ કરવાનું, જીવન જીવવા દ્વારા જીવનને સમજવાનું સ્થાન છે. તેનું મુખ્ય કાર્ય બાળકોને સહકારવાળા તથા પરસ્પર મદદવાળા જીવનની તાલીમ આપવાનું છે એમ કહી શકાય. કામ દ્વારા ભણતર, સ્નાયુઓ, દૃષ્ટિ, સ્પર્શ તેમ જ શ્રવણનો ઉપયોગ, તથા શક્તિ, મૌલિકતા અને આપસૂઝને કામે લગાડવા, એ એવી શાળાના ગુણો છે. આટલે સુધી બંને વિચારકો એકમત છે, પરંતુ ગાંધીજીની ફિલસૂફીનું અવનવું લક્ષણ એ છે કે, તેઓ શારીરિક તાલીમને સાહિત્યની કેળવણીની પૂરક બનાવવા નથી ચાહતા પણ શારીરિક તાલીમને સાહિત્યની તથા બૌદ્ધિક કેળવણીનું સાધન બનાવે છે. પરંતુ ગાંધીજી તથા ડ્યૂઈ ઉભયને લોકશાહીમા ઊંડી શ્રદ્ધા છે અને લોકશાહીનો તેમનો અર્થ, માણસમાત્રને તકની સમાનતા, પ્રત્યેક વ્યક્તિનો પૂરેપૂરો વિકાસ, વર્ગોનો અભાવ અને સૌના નિયમનમાં સૌનો સ્વતંત્ર અવાજ હોય, એ છે. બંને કેળવણી સ્વાશ્રયી હોવી જોઈએ એમ માને છે. પરંતુ ડૉ. ઝાકીરહુસેને ડ્યૂઈની યોજના અમેરિકામાં નિષ્ફળ નીવડ્યાની ગાંધીજીને યાદ આપી ત્યારે તેમણે આ પ્રમાણે કહ્યું, 'તેમની યોજના બહુ ખર્ચાળ હતી તેથી નહીં પરંતુ મોટા પાયા પર તેઓ તેનો અમલ કરી ન શક્યા તે કારણે તે નિષ્ફળ નીવડી એમ મને લાગે છે. મારી યોજના બિલકુલ ભિન્ન પ્રકારની છે. કારણ કે તે ગ્રામીણ અથવા

તેના કરતા માત્ર અર્ધું જ શિક્ષણ કારખાનામા કામ કરતા બાળકોને મળતુ હોવા છતા તે બાળકો ચાલુ વિદ્યાર્થીઓ જેટલુ જ કે ઘણી વાર તો, તેમના કરતા પણ વધારે શીખતા હતા આનુ કારણ એ આપી શકાય કે, દિવસનો અર્ધો ભાગ જ તેઓ શાળામા રહેતા હોવાથી તેઓ હમેશા તાજા તથા શિક્ષણ મેળવવા તત્પર તથા ઉત્કંઠાવાળા રહેતા અર્ધો વખત મજૂરી અને અર્ધો વખત શાળા, એ પદ્ધતિએ કામ કરતા તેમને તે બંને વસ્તુઓ અરસપરસ આરામ અને રાહત આપવાની ગરજ સારતી પરિણામે બાળકને એક જ વસ્તુ પર ચાલુ વળગેલો રાખવા કરતા બંને વસ્તુ વારાફરતી કરવાની હોય એ તેને વધુ ફાવે છે'

માર્ક્સ તથા પ્રિન્સ ક્રોપોટ્કીન અને જેમા સરકારિતા અને મજૂરી વચ્ચેનો ગોઝારો ભેદ ન હોય એવી સર્વાંગી કેળવણીની હિમાયત કરે છે તેઓ એવી કેળવણી આપવાની નેમ રાખે છે કે, ૧૮ અથવા ૨૦ વરસની વયે શાળા છોડતી વખતે દરેક છોકરાછોકરીને વિજ્ઞાનનુ પૂરેપૂરુ જ્ઞાન મળી ગયુ હોય એ દ્વારા તેમને હુન્નરઉદ્યોગની કેળવણીના પાયારૂપ બાબતોનુ સામાન્ય જ્ઞાન મળી જાય, તથા એકાદ ખાસ ઉદ્યોગમા એવી કુશળતા મળી જાય કે જેથી તે દરેક જણ સપત્તિના ઉત્પાદન માટે કરાતી શારીરિક મજૂરીના મહાન ક્ષેત્રમા પોતાનુ સ્થાન લઈ શકે

સોવિયેટ કેળવણીનો સત્તાવાર દેવાન લખનાર પિંકુવિચ 'પ્રજાની મજૂરીને તેની કેળવણીના કેન્દ્રસ્થાને' મૂકે છે મજૂરી કરનારનો તે કોઈ નિષ્ણાતની દૃષ્ટિથી નહીં પણ નવુ જીવન ઘડનારની દૃષ્ટિથી વિચાર કરે છે તે ચાહે તે ધંધો કરતો હોય, પરતુ તેને મજૂરીના જુદા જુદા પ્રકારો વચ્ચેના સબધ તથા અન્યોન્યાશ્રય વિષે સ્પષ્ટ સમજ હોવી જોઈએ તેને મન મજૂરી એ 'કામકાજની પ્રક્રિયા નથી, આપભોગ નથી, શાળાનુ કામ નથી તેમ જ દુકાન પણ નથી, પરતુ આખી શાળાની મુખ્ય ધરી છે આચાર્ય કૃપાલાનીનો એવો અભિપ્રાય છે કે, 'સોવિયેટની કેળવણીની પદ્ધતિ ગાધીજીના વિચારો સાથે વધુમા વધુ મળતી આવે છે' વિદ્વાન આચાર્ય પ્રત્યે પૂરેપૂરી અદબ રાખીને કહી શકાય કે, સોવિયેટની કેળવણીની પદ્ધતિ, ગાધીજીની જેમ, ઉદ્યોગ દ્વારા બધા જ વિષયોનુ જ્ઞાન આપવાને તાકતી નથી એ હકીકત ગાધીજીની ફિલસૂફીને નવીનતા અને મૌલિકતા અર્પે છે કિલ્પેટ્રિક તથા અમેરિકામા ડયૂઈના બીજા અનુયાયીઓ જેની હિમાયત કરે છે તે પ્રોજેક્ટ પદ્ધતિ તથા રશિયામા મિશ્ર પદ્ધતિ (કૉમ્પ્લેક્સ મૅથડ) કોઈક શારીરિક કામને કેળવણીનુ કેન્દ્ર બનાવે છે પરતુ ગાધીજીની

વર્ધા યોજનાનુ મડાણ સર્વથા જુદી જ વિચારસરણી પર થયેલુ છે ડૉ ઝાકીર હુસેન કહે છે તેમ, 'મહાત્માજીએ જે રીતે તેમની આ યોજના રજૂ કરી છે તે ખસૂસ મૌલિક છે ' રશિયાના એક ગામમા કેળવણીને ઉદ્યોગપ્રધાન કરવાના એક સર્વસામાન્ય હુકમનો કેવી રીતે અમલ કરવામા આવ્યો હતો તેનો આચાર્ય કૃપાલાની વિનોદપૂર્વક ઉલ્લેખ કરે છે 'જ્યારે બધે કેળવણીનુ ઉદ્યોગીકરણ કરવાનો હુકમ આવ્યો, અને શાળાઓને કોઈ કારખાના જેવા કે સરકારી માલકીના કે સામુદાયિક માલકીના ખેતર જેના કોઈ ને કોઈ ઉત્પાદક કેન્દ્ર સાથે જોડી દેવાની સૂચના આવી, ત્યારે એ ગામના લોકો ભારે વિમાસણમા પડી ગયા કારણ કે, એ ગામથી દૂર દૂર સુધી કોઈ કારખાનુ કે એવુ ખેતર ન હતુ છતા સૂચનાનો અમલ તો થવો જ જોઈએ એટલે ગામની શાળાને એક હજામની દુકાન સાથે જોડી દેવામા આવી, કારણ કે તે નજીકમા નજીક એવુ ઉત્પાદક મજૂરીનુ કેન્દ્ર હતુ '[1] ગાધીજી શાળાને કોઈ કારખાના કે ઉત્પાદક કેન્દ્ર સાથે જોડતા નથી તેમને મન શાળા પોતે જ — જ્યા કામ ભણતરનુ આવશ્યક સાધન હોય — એવુ ઉત્પાદન કેન્દ્ર છે

આપણા જમાનામા પણ બાળકની પ્રવૃત્તિ તથા તેના રસના પાયા પર રચાયેલા કેળવણીના અનેક પ્રયોગો વિષે આપણા સાભળવામા આવે છે દાખલા તરીકે, મોન્ટેસોરી પદ્ધતિ, ડૉલ્ટન યોજના, હ્યુરિસ્ટીક પદ્ધતિ અને ગ્રે પદ્ધતિ એ બધી પદ્ધતિઓ પ્રવૃત્તિ અથવા ક્રિયાને એક યા બીજા સ્વરૂપમા કેળવણીનુ અવિભાજ્ય અગ બનાવે છે તેમના મૂળ પેસ્ટોલોઝી, ફ્રોબેલ અથવા ડ્યૂઈની ફિલસૂફીમા રહેલા છે છેલ્લામા છેલ્લી ઢબની આટલી બધી શિક્ષણ પદ્ધતિઓથી અજાઈ જઈને કોઈ સશયાત્મા પૂછે કે 'દુનિયાના જુદા જુદા ભાગોમા કેળવણીની છેલ્લામા છેલ્લી ઢબની આટલી બધી પદ્ધતિઓનો સફળતાપૂર્વક અમલ થઈ રહ્યો હોય તો, દેશને સ્પર્શતા બીજા તાકીદના સવાલો ઉપર આપણુ સઘળુ લક્ષ કેન્દ્રિત કરવાને બદલે કેળવણીનુ આ નવુ તૂત લઈને બેસવાની શી જરૂર છે ?' ગાધીજીને જીવનની દરેક બાજુમા માથુ મારવાની ટેવ હતી એટલા માટે તેમણે કેળવણીમા માથુ નથી માર્યું, પરતુ કેળવણી સમાજની કેન્દ્રવર્તી પ્રવૃત્તિ છે અને તેના પર સમાજની સુલેહશાન્તિ, પ્રગતિ અને સમૃદ્ધિ

1. ધી લેટેસ્ટ ફેડ, પા ૪૨

નહીં પણ શાસ્ત્રીય રીતે શીખવાવો જોઈએ, એટલે કે, બાળકને દરેક ક્રિયા શા માટે કરવામાં આવે છે તે સમજાવવું જોઈએ વાચનલેખનના કરતા શ્રૌત પદ્ધતિથી દશગણું જ્ઞાન આપી શકાય છે . . . આ સૂચના આજની શિક્ષણપદ્ધતિમાં ક્રાંતિ કરવાનું સૂચવનારી છે, પણ એથી પાર વિનાની મહેનત બચી જાય છે અને વિદ્યાર્થીને જે વસ્તુ શીખતા ઘણો વધારે વખત લાગે તે આ રીતે એક વરસમાં શીખી શકે છે '[1] ગાંધીજીની યોજના હિંસાનો છેદ ઉડાડી દે છે, કારણ કે, કાકા કાલેલકર કહે છે તેમ, ' . . સાચી કેળવણી અહિંસા દ્વારા આપવી જોઈએ, અને ગાંધીજીની કેળવણીની યોજનામાં એ વિચાર કેન્દ્રસ્થાને છે ' 'જેઓ કેળવણીના ક્ષેત્રમાં કામ કરી રહ્યા છે તેમને મહાત્માજીની યોજના બહુ નવી નહીં લાગે' એમ આરંભમાં કહેનાર રો. ઝાકીર હુસેને પાછળથી

માટે તેમણે કેળવણીને નવી જ દિશા આપી કેળવણીના ધંધાદારી નિષ્ણાતોના મન જ્યારે ક્ષુલ્લક અને નજીવા મુદ્દાઓમા પરોવાયેલા હતા ત્યારે ગાધીજીની વેધક દૃષ્ટિએ મિથ્યા શબ્દજાળ વીંધીને સીધુ વસ્તુના હાર્દને પકડયું અને જીવન વિષે તેમણે પ્રાપ્ત કરેલા જ્ઞાનના પાયા પર પોતાની ફિલસૂફી નિર્માણ કરી એ જ્ઞાન તેમણે પુસ્તકો દ્વારા નહીં પણ જનસમુદાયના જીવનમા તેમના ધંધારોજગારોમા અને પ્રવૃત્તિઓમા તથા તેમના સુખ દુખોમા સક્રિય ભાગ લઈને પ્રાપ્ત કર્યું હતુ એટલા માટે 'મારી યોજના સર્વથા ભિન્ન પ્રકારની છે કારણ કે, તે ગ્રામીણ યોજના છે એમ તેઓ કહે છે તે વાજબી છે બીજી બાબતોની જેમ આમા પણ પોતાના અનુભવને કારણે તેમ જ દેશની પરિસ્થિતિના તેમના જ્ઞાનને કારણે તેઓ સાચી વસ્તુ અચૂકપણે પકડી શકયા વ્યવહારુ વિગતો નહીં પણ તેમના પાયામા રહેલુ મૂળભૂત સત્ય તેમની કેળવણીની યોજનાની મહત્ત્વની વસ્તુ છે એ પાયાનુ સત્ય એ છે કે હિન્દના બાળકોને તેમની આસપાસની પરિસ્થિતિને અનુરૂપ કેળવણી આપવી જોઈએ બાળક ઘરને ભૂલી જવાને અને બની શકે એટલા પ્રમાણમા ઘરની દુનિયાથી ભિન્ન હોય એવી દુનિયામા જીવવાને શાળામા જાય તેને બદલે શાળા તેને માટે સમાન પરિસ્થિતિ સમાન સગાવ્હાલો અને સમાન ધંધા અથવા વ્યવસાયોવાળુ ઘરના અનુસંધાનરૂપ સ્થાન બનવી જોઈએ

ગાધીજી માને છે કે સઘળા અભ્યાસક્રમો ધંધાઓના શિક્ષણની આસપાસ વણી લેવા જોઈએ અને એ શિક્ષણ જો સાચા સ્વરૂપનુ હોય તો તે સ્વાશ્રયી થયા વિના રહે જ નહીં બાળકો મોટા થતા જાય તેમ તેમ બોધા અથવા ખરચાળ નહીં પણ ઉપયોગી નાગરિકો બનતા જવા જોઈએ તેમની કેળવણી રાષ્ટ્રની જૂજ સાધનસંપત્તિ પર બોજારૂપ ન થવી જોઈએ પણ તેની ધનદોલતમા ઉમેરો કરનારી થવી જોઈએ બીજા કેળવણીકારોએ પણ ઉત્પાદક મજૂરી અથવા શ્રમની વાતો કરી છે પરંતુ ગાધીજીએ એ વસ્તુને કેળવણીનુ તથા કેળવણીના નભાવ માટેના સાધનનુ કેન્દ્ર બનાવી છે જે પ્રવૃત્તિ દ્વારા બાળકને કેળવવામા આવે છે તે કેવળ વ્યર્થ રમત નથી, તે બાળકને કેળવણી આપે છે તેમ જ શાળાને નભાવે છે તથા તેને માટે 'બેકારીની સામે એક પ્રકારના વીમારૂપ બને છ આ ખસૂસ એક અવનવો વિચાર છે અને દુનિયાના બીજા કોઈ પણ ભાગમા એવા વિચાર વિષે કદી પણ સાભળવામા આવ્યુ નથી ગાધીજીને મન સ્વાવલંબન

અવનએ છે તથા સામાજિક, રાજકીય અથવા નૈતિક સુધારણા માટેનુ તે પ્રમગ હથિયાર છે, એ વસ્તુની 'સ્વપ્નદર્શી અને વ્યવહારદક્ષ પુરુષ' તરીકે તેમને પ્રતીતિ થઈ એટના માટે તેમણે એમા માથુ માર્યું છે એથી કરીને, 'અતિનય દૂરગામી પરિણામો લાવનાર શાન્ત સામાજિક ક્રાન્તિની અગ્રણી બને એવી કેળવણીની પદ્ધતિ તેમણે નિર્માણ કરી ત્યારે સવાલના મૂળને તેમણે પકડયુ હતુ

ગાધીજીની કેળવણીની ફિલસૂફી સર્વથા મૌલિક છે—કે જૂની વસ્તુ તેમણે નવે સ્વરૂપે રજૂ કરી છે? ભૂતકાળના કેળવણીકારોના વિચારોમાથી છૂટાછવાયા વિચારો લઈને તેમને થાગડથિગડ કરીને તેમણે રજૂ કર્યા છે કે પછી ફિલસૂફી નિર્માણ કરતા પહેલા મધમાખની પેઠે તેમણે તેમને પચાવી લીધા છે? એ ફિલસૂફી પ્રચલિત અર્થમા નવી કહી શકાય, પરતુ તેમ છતા તે ભૂતકાળની વિધાયક અસરોનુ ફળ છે ગાધીજીએ સર્વથા નવી ફિલસૂફી નિર્માણ કરી છે એવો દાવો કરવો એ તો તેમના અતિ

ગાધીજી અને ઉપરના કેટલાક વિચારકો વચ્ચે રહેલી વિચારની એકતા અને તેમની વચ્ચેના મતભેદો વિષે આપણે ચર્ચા કરી ગયા છીએ ગાધીજી જો હોય તો, કેટલા પ્રમાણમા તેમના ઋણી છે? આપણે જોઈ ગયા કે, ભૂતકાળમા થઈ ગયેલા પૂર્વના તથા પશ્ચિમના મહાન વિચારકોનો તેમણે અભ્યાસ કર્યો નહોતો તેમ છતા તેમના વિચારોના બીજ તેમની કેળવણીની ફિલસૂફીમા જોઈ શકાય છે. ગાધીજીની ફિલસૂફીનુ મડાણ અગત અનુભવ અને પ્રયોગ પર હતુ તેમ છતા કોમેનિયસથી માડીને મૉન્ટેસોરી સુધીના વિચારકોની લાબી હારમાળાએ નિર્માણ કરેલા કેળવણીના સિદ્ધાત સાથે તે સુસગત છે, એ વસ્તુ કેળવણીકાર તરીકે ગાધીજીને ભારે યશ આપનારી છે તેમની કેળવણીની ફિલસૂફી, બીજાઓના સચિત અનુભવનો લાભ લીધા વિના અગત અનુભવ દ્વારા તેમણે નિર્માણ કરી હતી એ અર્થમા મૌલિક છે એવી ફિલસૂફી ભૂતકાળમા બીજા કોઈએ પણ ઉપદેશી નહોતી એ અર્થમા એ મૌલિક નથી પરતુ તેની રજૂઆત તથા રાષ્ટ્રવ્યાપી પાયા પર તેને નક્કર બેસતી કરવી એ તો બેશક નવીન અને મૌલિક છે જ, એ ધ્યાનમા રાખવુ જોઈએ આચાર્ય વિનોબા ભાવેના શબ્દોમા કહીએ તો, 'એ નવી વસ્તુ ન હોય એમ બને પરતુ નવી દૃષ્ટિથી તેને રજૂ કરવામા આવી છે'[1] પશ્ચિમના ફિલસૂફોના વિચારોનો ઉલ્લેખ કરતા તેઓ વધુમા કહે છે 'પશ્ચિમના લોકોએ ઉદ્યોગની તાલીમને તેમના અભ્યાસક્રમના એક ભાગ તરીકે સ્વીકારી હશે એમ બને, પરતુ તેઓ રાષ્ટ્રોનુ શોષણ કરી રહ્યા છે અને શારીરિક અથવા ઉદ્યોગોની તાલીમનો તેઓ શોષણમાથી મુક્તિ એવો અર્થ કરતા નથી'[2] ગાધીજી પોતે કહે છે 'હાથઉદ્યોગ દ્વારા સમગ્ર માનવીનો વિકાસ સાધવો એ નેમ મધ્ય યુગમા કે બીજા કોઈ પણ યુગમા નહોતી એ હુ ખસૂસ જાણુ છુ એ વિચાર મૌલિક છે'[3] ગાધીજીના કહેવાની મતલબ એ છે કે, શારીરિક તાલીમ અને કેળવણી અવિભાજ્ય છે તેઓ માને છે કે, 'આ શિક્ષણપદ્ધતિમા મન અને આત્માનો ઊચામા ઊચો વિકાસ સાધવો શક્ય છે માત્ર દરેક હાથઉદ્યોગ આજે શીખવાય છે તેમ જડ યત્રવત્

---

૧ એજ્યુકેશનલ રીકન્સ્ટ્રક્શન, પા ૭૫

૨ એ જ પા ૭૬

૩ હરિજન, ૧૬-૧૦-'૩૭

નહીં પણ શાસ્ત્રીય રીતે શીખવાવો જોઈએ એટલે કે, બાળકને દરેક ક્રિયા શા માટે કરવામા આવે છે તે સમજાવવુ જોઈએ વાચનલેખનના કરતા ઔત પદ્ધતિથી વધારે જ્ઞાન આપી શકાય છે આ સૂચના આજની શિક્ષણપદ્ધતિમા ક્રાતિ કરવાનુ સૂચવનારી છે, પણ એથી પાર વિનાની મહેનત બચી જાય છે અને વિદ્યાર્થીને જે વસ્તુ શીખતા ઘણો વધારે વખત લાગે તે આ રીતે એક વરસમા શીખી શકે છે[1] ગાધીજીની યોજના હિંસાનો છેદ ઉડાડી દે છે કારણ કે કામ કાનેકર કહે છે તેમ સાચી કેળવણી અહિંસા દ્વારા આપવી જોઈએ અને ગાધીજીની કેળવણીની યાજનામા એ વિચાર કેન્દ્રસ્થાને છે' જેઓ કેળવણીના ક્ષેત્રમા કામ કરી રહ્યા છે તેમને મહાત્માજીની યોજના બહુ નવી નહીં લાગે એમ આરભમા કહેનાર . આખર હુમેને પાછળથી કબૂલ કર્યું છે કે મહાત્માજીએ તેમની આ યોજના જે રીતે રજૂ કરી છે એ ખરેખર મૌલિક છે[2]

ગાધીજી કેળવણીમા વિશેષે કરીને પ્રેમનો ઉપદેશ આપે છે એનો જો અમલ કરવામા આવે તો યાગ્ય પ્રકારનો શિક્ષક સમજ સહાનુભૂતિ અને પ્રત્યેક બાળકની મહામૂલી વિશિષ્ટતાની યોગ્ય કદર દ્વારા બાળકનો સર્વોત્તમ અશ બહાર લાવી શકે[3] શિક્ષકો બાળક પર પ્રેમનુ મધુરુ બળ અજમાવે અને એ રીતે બાળકો તેની પોતાની શક્તિનુ જ નહીં પણ તેની પ્રતિષ્ઠાનુ પણ ભાન કરાવે એમ તેઓ ઇચ્છે છે ભૂતકાળના કેળવણીકારોએ પણ પ્રેમના મહત્વ ઉપર ભાર મૂક્યો છે પરતુ બાળકોને કેળવવામા ગાધીજી પ્રેમને એકમાત્ર દબાણ અને માર્ગદર્શક બનાવે છે કારણ કે કેળવણીમા જ્યારે પ્રેમનુ શાસન ચાલવા લાગે ત્યારે શિક્ષાના સવાલનો છેદ ઊડી જાય છે કેમ કે ગાધીજી માને છે કે પુખ્તવયની વ્યક્તિ કરતા બાળકમા પ્રતિભાની ભાવના વધારે નાજુક હોય છે

માટે તેમણે કેળવણીને નવી જ દિશા આપી કેળવણીના ધંધાદારી નિષ્ણાતોના મન જ્યારે ક્ષુલ્લક અને નજીવા મુદ્દાઓમા પરોવાયેલા હતા ત્યારે ગાંધીજીની વેધક દૃષ્ટિએ મિથ્યા શબ્દજાળ વીંધીને સીધુ વસ્તુના હાર્દને પકડયું અને જીવન વિષે તેમણે પ્રાપ્ત કરેલા જ્ઞાનના પાયા પર પોતાની ફિલસૂફી નિર્માણ કરી એ જ્ઞાન તેમણે પુસ્તકો દ્વારા નહી પણ જનસમુદાયના જીવનમા, તેમના ધંધારોજગારોમા અને પ્રવૃત્તિઓમા તથા તેમના સુખ-દુ ખોમા સક્રિય ભાગ લઈને પ્રાપ્ત કર્યું હતુ એટલા માટે, 'મારી યોજના સર્વથા ભિન્ન પ્રકારની છે, કારણ કે, તે ગ્રામીણ'યોજના છે' એમ તેઓ કહે છે તે વાજબી છે બીજી બાબતોની જેમ આમા પણ પોતાના અનુભવને કારણે તેમ જ દેશની પરિસ્થિતિના તેમના જ્ઞાનને કારણે તેઓ સાચી વસ્તુ અચૂકપણે પકડી શકયા વ્યવહારુ વિગતો નહીં પણ તેમના પાયામા રહેલુ મૂળભૂત સત્ય તેમની કેળવણીની યોજનાની મહત્ત્વની વસ્તુ છે એ પાયાનુ સત્ય એ છે કે, હિન્દના બાળકોને તેમની આસપાસની પરિસ્થિતિને અનુરૂપ કેળવણી આપવી જોઈએ બાળક ઘરને ભૂલી જવાને અને બની શકે એટલા પ્રમાણમા ઘરની દુનિયાથી ભિન્ન હોય એવી દુનિયામા જીવવાને શાળામા જાય તેને બદલે શાળા તેને માટે સમાન પરિસ્થિતિ, સમાન સવાલો અને સમાન ધંધા અથવા વ્યવસાયોવાળુ ઘરના અનુસંધાનરૂપ સ્થાન બનવી જોઈએ

એ જ કસોટી છે, ' . . . વસ્તુતાએ સ્વાવલંબન એ જ એની ખરી કસોટી છે.' 'તમે જે કેળવણી આપો છો તે જ્યારે સ્વાવલંબી અને સ્વયં ક્રિયાશીલ થશે ત્યારે આ મહાવિષમ પ્રશ્ન સહેલો થઈ જશે'[1] એ વિષે તેમના મનમા લવલેશ શકા નથી.

ગાંધીજી ઉદ્યોગ દ્વારા કેળવણીની વાત કરે છે ત્યારે ગાધીજીના મનમાં જેની પેદાશ વેચી શકાય એવી હોય અને તેની આવકમાંથી શાળાનો ખરચ મળી રહે એવો હિંદના ગામડાંઓનો એક પાયાનો ઉદ્યોગ રહેલો હોય છે. યંત્રો સાથે તેમને કશી જ લેવાદેવા નથી, કેમ કે, 'યંત્રોથી કામ કરવા જતાં આપણે પોતે જ યંત્રો બની ગયા છીએ અને સઘળી કળાની ભાવના અને હાથે કામ કરવાની આવડત ગુમાવી બેઠા છીએ તમને હજી પણ એમ લાગતું હોય કે, યંત્રો વિના આપણને ચાલી શકે એમ નથી તો, તમારી આગળ મેં રજૂ કરેલી યોજના વ્યર્થ થઈ પડશે યંત્રો દ્વારા તમે આપણાં ગામડાંઓને જીવતા રાખવા માગો છો અને તેમના દ્વારા ગામડાંના બાળકોને કેળવણી આપવા વિચારો છો. આપણા દેશમાં એ અશક્ય છે એ વિષે મને જરાયે શકા નથી'[2]

ગાધીજીની કેળવણીની ફિલસૂફીનુ અપૂર્વ લક્ષણ શ્રી કિશોરલાલ મશરૂવાળા કહે છે તેમ 'બાળકને દુનિયાના ભાવિ નાગરિક તરીકે કેળવવામાં અહિંસાના કાયદાનો ઉપયોગ છે' ગાધીજીની 'યોજના અહિંસામાથી ઉદ્ભવે છે,' કારણ કે, 'આપણે કોમી કલહ તેમ જ આતરરાષ્ટ્રીય કલહ ટાળવો હોય તો આપણાં બાળકોને મેં દર્શાવ્યા મુજબની કેળવણી આપીને શુદ્ધ અને મજબૂત પાયા પર તેનો આરભ કરવો જોઈએ' યુરોપનો દાખલો ગાધીજીને ખપતો નથી, કારણ કે, 'હિંસામાં તે માનતો હોવાથી હિંસાની દૃષ્ટિથી જ તે તેના કાર્યક્રમો ઘડે છે. રશિયાની સિદ્ધિનું મૂલ્ય હું ઓછુ આકતો નથી, પરંતુ તેની આખીયે રચના બળ અને હિંસાના પાયા પર કરવામા આવી છે. હિંદે જો હિસાનો ત્યાગ કરવાનો નિર્ધાર કર્યો હોય તો, કેળવણીની આ પદ્ધતિ, તેણે લેવાની તાલીમનુ અવિભાજ્ય અંગ બનવી જોઈએ'[3]

१. हरिजन, ११-९-'३७
२. मैच्युकेशनल रीकन्स्ट्रक्शन, पा. ७३
३. એ જ પા. ६६

ગાધીજીની કેળવણીની ફિલસૂફીના કેટલાક પ્રધાન લક્ષણોની આપણે ટૂંકમા ચર્ચા કરી ગયા એ લક્ષણો તેમના પુરોગામી તથા સમકાલીન કેળવણીકારોએ નિર્માણ કરેલા કેળવણીના સિદ્ધાતથી તેમની કેળવણીની ફિલસૂફીને જુદી પાડે છે અને સામાન્ય રીતે, કેળવણીની ફિલસૂફીમા તે અતિ મહત્ત્વનો અને મૌલિક ફાળો આપે છે એમ કહી શકાય ગાધીજીએ કેળવણીની કલ્પનામા ક્રાતિ કરી છે અને દુનિયાભરની કેળવણીની પદ્ધતિ ઉપર થોડા જ વખતમાં તેની અસર થવા પામશે, એમ કહેવામા કશી અતિશયોક્તિ થતી નથી સાથે સાથે અમે તેમની ફિલસૂફીના બીજાં કેટલાક અપૂર્વ લક્ષણો ગણાવીશુ

૧. સમગ્ર કેળવણી આપવા માટેના સાધન તરીકે ગાધીજી તકલીની ખાસ કરીને સૂચના કરે છે તેઓ ખાતરીપૂર્વક માને છે કે, તકલી એ જ આપણા સવાલનો એકમાત્ર વહેવારુ ઉકેલ છે.

૨ વિદ્યાર્થીઓના શારીરિક શ્રમથી પેદા થયેલી વસ્તુઓ દ્વારા શિક્ષકનો ખરચ નીકળી રહેવો જોઈએ એ વિષે ગાધીજી આગ્રહ રાખે છે કારણ કે, આપણા અધભૂખ્યા અને અર્ધનગ્ન કરોડો દેશવાસી સુધી કેળવણી પહોચાડવાનો એ સિવાય બીજો કોઈ પણ રસ્તો નથી એની તેમને પાકી ખાતરી છે

૩ ઉપજાઉ શરીરશ્રમ દ્વારા મળતી આવી સમગ્ર અને સર્વાંગી કેળવણી, પોતાની કેળવણી માટેનો ખરચ પોતાના શરીરશ્રમથી આપવાને કારણે બાળકોને આત્મવિશ્વાસવાળા અને બહાદુર બનાવશે.

૪. એ યોજના કેળવણીને વર્ગની ચાર દીવાલોના બદીખાનામાથી બચાવે છે.

૫ એના મૂળ આપણી સભ્યતા અને સસ્કૃતિમા રહેલા છે તથા એ આપણી પ્રજાની પ્રકૃતિને બહુ જ અનુકૂળ છે.

૬ હિંદને માટે એ યોજના સર્વથા નવી છે

૭ એ સૌ કોઈને લાગુ પાડી શકાય એવી છે, કારણ કે, હિંદુ, મુસલમાન, પારસી ખ્રિસ્તી સૌને માટે એ સમાન છે

૮ એ વહેવારુ ધર્મ પર, સ્વાશ્રયના ધર્મ પર ભાર મૂકે છે.

૯ નાગરિકત્વનો ખ્યાલ એ યોજનામા ગર્ભિતપણે રહેલો છે લોકશાહી રાજ્યમા નાગરિકોના હકોના બુદ્ધિપૂર્વકના ઉપભોગ અને ફરજોના બુદ્ધિપૂર્વકના પાલન માટે તે નાગરિકોને ઓછામા ઓછી અમુક કેળવણી આપવાનુ તાકે છે.

૧૦ જ્યા આગળ, બાળકોની સઘળી પ્રવૃત્તિઓમા સમાજસેવાનો હેતુ પ્રાધાન્ય ભોગવતો હોય એવા સહકારી સમાજની તે કલ્પના કરે છે

૧૧ ગાધીજી ઇચ્છે છે કે, 'સાચી કેળવણી ભૌતિક સત્તાની વાસનામા નહીં પણ આધ્યાત્મિક શક્તિમા પરિણમવી જોઈએ.'

## ૬

# ગાંધીજીના કેળવણીના સિદ્ધાંતનો વિકાસ '

ગાંધીજીની કેળવણીની ફિલસૂફી હિંદમાંની અથવા બીજા દેશોમાંની પ્રાચીન કે અર્વાચીન કેળવણીની ચળવળોના અભ્યાસનું પરિણામ નથી, એ વસ્તુ આગળના પ્રકરણોમાંની અમારી ચર્ચાઓ પરથી સ્પષ્ટ થઈ હશે કેળવણીનો તેમનો સિદ્ધાંત 'મૌલિક', 'નવીન', 'યુગપ્રવર્તક', અને 'ક્રાંતિકારી' છે તે આ દેશના રાજકીય, સામાજિક અને આર્થિક જીવનના તેમના બહોળા અને ઊંડા અનુભવમાંથી ઉદ્ભવ્યો છે માણસો તથા તેમની આસપાસની પરિસ્થિતિના સૂક્ષ્મ અભ્યાસી તરીકે ગાંધીજી તરુણ વયમાં જ સમજી ગયા કે હિંદ સદીઓ થયાં જે બુરાઈઓ અને બદીઓથી પીડાતું આવ્યું છે તેનો એકમાત્ર રામબાણ ઇલાજ કેળવણી છે. ઇતિહાસના છેક આરંભકાળથી માંડીને માનવવિકાસના લાંબા પંથ પર ઋષિમુનિઓ, દ્રષ્ટાઓ, સતપુરુષો અને પેગંબરોના પગલાં આપણે નિહાળી શકીએ છીએ માનવીની આધ્યાત્મિક પ્રગતિના તેઓ ઝંડાધારીઓ હતા પ્રાચીન કાળથી માંડીને આજ સુધીની એ અનેક સદીઓ દરમ્યાન તેઓ માનવીના ચિત્તના અંધકારમય ખૂણાને ઉજાળવાને તથા પોતાની જિંદગીનો ભોગ આપીને પણ આધ્યાત્મિક જીવનની જ્યોત બળતી રાખવાને નિરંતર અવતરતા રહ્યા છે સંતો અને પેગંબરોની એ હારમાળામાં આવનારાઓ પૈકીના ગાંધીજી અત્યાર સુધીમાં છેલ્લા છે અને એ મહાન પરંપરાના તેઓ સાચા પ્રતિનિધિ છે જીવનભર તેઓ જે ઉમદા આદર્શો ઉપદેશતા આવ્યા હતા તેમને ખાતર પોતાના જીવનનું બલિદાન આપીને તેમણે એ મહાન પરંપરા સાચવી રાખી છે પોતાના જીવનના પાછલા ભાગમાં તેમણે પોતાનું લક્ષ કેળવણી પર કેન્દ્રિત કર્યું, કારણ કે, પોતાના દેશના ઉદ્ધાર માટે કેળવણી એ જ એકમાત્ર સાધન છે એમ તેમને માલૂમ પડ્યું

અહીંના સમાજની જરૂરિયાતો સાથે તેને બંધબેસતી કરવા માટે તેમાં ધરમૂળના ફેરફારો કરવાનો સમય ક્યારનોયે પાકી ગયો હતો. એ કેળવણીની પદ્ધતિ જડ બની ગઈ હતી અને પ્રગતિ કરતી અટકી ગઈ હતી. એટલે નાના નાના ફેરફારો કરવાથી તેમાં સુધારો થઈ શકે એમ હતું જ નહીં. જુદી જુદી કમિટીઓએ સૂચવેલા સુધારાઓ — આપણે એને વિષે ઠીક ઠીક સાંભળ્યું છે — વસ્તુના મૂળ સુધી જતા નહોતા અને આપણે માટે ક્રાંતિની જરૂરિયાત પેદા થઈ હતી. મદ્રાસની સરકારે ૧૯૩૭ના જૂનની ૨૬મી તારીખે પ્રગટ કરેલી નીચેની છાપાંજોગી યાદીમાં વસ્તુસ્થિતિનો સાચો ચિતાર આબેહૂબ વર્ણવવામાં આવ્યો છે :

'પ્રાથમિક શાળાઓ માટેના અભ્યાસની યોજના મોટાભાગે તેમ જ બાળકો ઉભયના જીવન તથા તેમની આસપાસની પરિસ્થિતિ સાથે પૂરતા પ્રમાણમાં સંબંધ ધરાવતી નથી. ગામડાંઓની પ્રાથમિક શાળાઓને આ ખાસ કરીને લાગુ પડે છે. શાળાના શિક્ષકો — એમાંના ઘણા ગામડાંઓના નથી હોતા — સામાન્ય રીતે અખત્યાર કરે છે તે જડ થઈ ગયેલી કાર્યપદ્ધતિ તેઓ શાળાના અભ્યાસને કંઈક પરાઈ અને બહારની વસ્તુ બનાવી મૂકે છે અને તેથી મોટા ભાગના વિદ્યાર્થીઓને માટે એ કંઈક મુશ્કેલ અને નીરસ બાબત બની જાય છે. દાખલા તરીકે, શાળામાંના તથા શાળાની આસપાસના જીવન સાથેના કોઈ પણ પ્રકારના સંબંધ વિનાના કુદરતના અભ્યાસના પાઠ્યપુસ્તકમાંથી અપાતા શિક્ષણનું કશું જ વહેવારુ મૂલ્ય નથી એમાં અવલોકનની શક્તિને કશી જ તાલીમ મળતી નથી, કશું પ્રત્યક્ષ કામ હોતું નથી અને બગીચાકામમાં કશો રસ હોતો નથી. શિક્ષણ, વિદ્યાર્થીઓને વધારે સારા ગ્રામવાસી બનવામાં મદદરૂપ થાય એવી તાલીમ આપવાને બદલે, સામાન્ય રીતે, તેમને ગ્રામજીવનથી તથા વશપરંપરાથી ઊતરી આવેલા ઉદ્યોગોથી અળગા પાડવા તરફ ઢળે છે.'

ગાંધીજીની કેળવણીની ફિલસૂફીનું યોગ્ય મૂલ્યાંકન કરવા માટે આપણી પાસે બ્રિટિશ અમલ દરમ્યાન અહીં દાખલ કરવામાં આવેલી અને હજી આજ સુધી જે ચાલુ રહી છે તે કેળવણીની પદ્ધતિનું સ્પષ્ટ ચિત્ર હોવું જોઈએ ફિરંગીઓએ જ્યારે આ દેશમાં પગદંડો જમાવ્યો ત્યારે ફ્રાંસિસ્કન, ડૉમિનિકન, જેસ્યૂટ અને બીજા રોમન કૅથલિક મિશનરીઓ અહીં આવવા લાગ્યા અને તેમણે દેશના જુદા જુદા ભાગોમાં કેળવણીની સંસ્થાઓ સ્થાપવા માંડી એ પછીથી થોડા જ વખત બાદ બીજા મિશનરીઓ, સરકારી અમલદારો તથા કેળવાયેલા કેટલાક હિંદીઓએ આધુનિક કેળવણીની પદ્ધતિના ઉદ્ભવ તથા તેના વિકાસમાં ફાળો આપ્યો. એ

કેળવણીની પદ્ધતિ થોડા જ વખતમાં આપણા તરુણ સ્ત્રીપુરુષોમા, જુદા જુદા કારણોને લઈને, ભારે લોકપ્રિય થઈ પડી અને ૧૯મી સદીના અત સુધીમા તો તેણે કેળવણીની પરાપૂર્વથી ચાલતી આવેલી દેશી પદ્ધતિનુ સપૂર્ણપણે સ્થાન લીધુ આવી કેળવણીની પદ્ધતિને માટેની ભૂમિકા હિંદના સામાજિક, રાજકીય અને આધારણીય ઇતિહાસે તેમ જ તે સમયના ઇગ્લડમા થવા પામેલા સામાજિક, રાજકીય તથા કેળવણીવિષયક ફેરફારોએ પૂરી પાડી 'ઇગ્લડની કેળવણી અગેની નીતિમા થયેલા ફેરફારના પડઘા વહેલામોડા હિંદની કેળવણીમા પણ પડયા' એમ કહેવામા આવ્યુ છે તે બરાબર છે બ્રિટિશરો હિંદમા આવ્યા ત્યારે સ્થાનિક સ્વરાજની પદ્ધતિ અહીં પ્રચલિત હતી હિંદુ સંસ્કૃતિ અને સભ્યતા સદીઓ સુધી ટકી રહી તે વહીવટી તેમ જ ન્યાયની સત્તા ઠીક ઠીક પ્રમાણમા ધરાવનાર ગ્રામ પચાયતોને ઘણે અશે આભારી છે આ ગ્રામપચાયતો, મંદિરો, મઠો, ધર્મપિતાનો અને શાળાઓ વગેરે જાહેર સસ્થાઓ ચલાવતી હતી બ્રિટિશ અમલ શરૂ થતાની સાથે ગ્રામપચાયતોની આ વ્યવસ્થા છિન્નભિન્ન થઈ ગઈ અને એને પરિણામે તે કેળવણીની જે દેશી પદ્ધતિ ચલાવતી હતી તેના ઉપર માઠી અસર થવા પામી[1]

૧૮૩૫ની સાલ હિંદની કેળવણીના ઇતિહાસમા એક સીમાચિહ્ન છે કારણ કે, એ વરસમા મૅકોલેએ શિક્ષણના માધ્યમ તરીકે અગ્રેજીને રાખવાની તરફેણમા પોતાની મશહૂર નોધ લખી હતી

હિંદમા અગ્રેજી શીખવવાના ઉદ્દેશની ચર્ચા કરતા તેણે કહ્યુ

> 'અત્યારે તો આપણે જે કરોડો લોકો ઉપર શાસન કરીએ છીએ તેમની અને આપણી વચ્ચે દુભાષિયાઓ બને એવો વર્ગ પેદા કરવાને માટે આપણાથી બનતો બધો પ્રયત્ન કરવો જોઈએ એ વર્ગ લોહી અને વર્ણમા હિંદી પરતુ રુચિ અભિપ્રાયો, નીતિમત્તા અને બુદ્ધિ વગેરેમા અગ્રેજ હોય

મૅકોલેની નોધે હિંદના કેળવણીના નવા પ્રવાહને નિશ્ચિત વલણ આપ્યુ પાછળથી એના દૂરગામી પરિણામો આવ્યા એ પદ્ધતિમા દોષો હતા, કારણ કે, તે આપણા ગુલામીના બધનો મજબૂત કરતી હતી, પરતુ તેમા કેટલાક ગુણો પણ હતા પડિત જવાહરલાલ નેહરુના શબ્દોમા 'અગ્રેજી કેળવણીએ હિંદીઓની દૃષ્ટિમર્યાદા વિસ્તૃત કરી, અગ્રેજી સાહિત્ય

[1] લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન એન્શિયન્ટ ઇન્ડિયા, પા. ૧૧

તેમ જ રાજકીય સસ્થાઓ માટે ચાહના પેદા કરી, હિંદી જીવનની કેટલીક બાજુઓ તેમ જ રૂઢિઓ સામે વિરોધની લાગણી ઉત્પન્ન કરી અને રાજકીય સુધારાઓ માટે ઉત્તરોત્તર વધતી જતી માગણી પેદા કરી '[૧]

આમ અગ્રેજી અને યુરોપી સસ્કૃતિઓ દાખલ કરવામા આવી તેના સારા તેમ જ માઠા બને પ્રકારના પરિણામો આવ્યા પરતુ સારા કરતા તેના માઠા પરિણામો અનેકગણા હતા અને ૧૯૩૧ની સાલમા ગૅથમ ઇન્સ્ટિટ્યૂટ ઑફ ઇન્ટર નૅશનલ ઍફેર્સ આગળ ગાધીજીને કહેવુ પડયુ કે, "પચાસ કે સો વરસ ઉપર હતુ તેના કરતા હિંદ આજે વધારે નિરક્ષર છે કેળવણીની આધુનિક પદ્ધતિની બીજી કેટલીક બાજુઓ અને બીજા કેટલાક વધુ માઠા પરિણામો આપણે તપાસીએ

૧ મૅકોલે તથા તેના દેશવાસીઓ કેળવણીનુ સ્વરૂપ ખોટી રીતે સમજ્યા ડૉ કે એલ શ્રીમાળી કહે છે તેમ, 'પરદેશી પદ્ધતિ દાખલ કરીને તથા દેશની સસ્કૃતિનો નાશ કરીને હિંદીઓને કેળવણી આપી શકાય એમ વિચારવુ એ ભૂલ હતી '[૨]

૨ એ પદ્ધતિએ બાળકને તેની ભૌતિક તથા સામાજિક પરિસ્થિતિથી વિખૂટુ પાડયુ કારણ કે, શાળાઓમા શીખવવામા આવતા અભ્યાસક્રમોનો હિંદના જીવન સાથે બિલકુલ સબધ નહોતો

૩ તેણે હિંદમા નવી 'જ્ઞાતિઓ' પેદા કરી એક અગ્રેજી જાણનાર અને બીજી અગ્રેજીથી અજ્ઞાત પહેલી જ્ઞાતિ બીજી પ્રત્યે તુચ્છકારથી જોતી હતી

૪ તે કેવળ પુસ્તકિયા અથવા સાહિત્યની કેળવણીને મહત્ત્વ આપતી હતી, કારણ કે, જુવાનિયાઓને નીચલા દરજ્જાની સરકારી નોકરીઓ માટે તૈયાર કરવાની તેની નેમ હતી

૫ તે વિદ્યાર્થીમા નાગરિકત્તાની ભાવના વિકસાવવામા નિષ્ફળ નીવડી

૬ બ્રિટિશ અમલ નીચે પ્રાથમિક કેળવણીની પ્રગતિ ઘણી જ ઓછી થવા પામી

૭ એ આખાયે કેળવણીની પદ્ધતિમા ભારે બગાડ થતો રહ્યો છે અને તે અતિશય બિનઅસરકારક રહી છે

---

१ दी डिसकवरी ऑफ इण्डिया पा ३१९

२ थी वर्धा स्कीम पा ११

૮ એમા જનસમુદાયની કેળવણી પ્રત્યે દુર્લક્ષ કરવામા આવ્યુ છે કારણ કે, એમ માનવામા આવતુ હતુ કે, ઉપલા વર્ગના લોકો કેળવણી પામશે એટલે તેઓ ધીમે ધીમે જનસમુદાય સુધી સસ્કૃતિ પહોચાડશે

આ ભૂમિકા નીચે ગાધીજીનો કેળવણીનો સિદ્ધાત વિકસ્યો હતો હિંદની પ્રચલિત કેળવણીની પદ્ધતિની ગંભીર ખામીઓ ગાધીજીની નજરે પડી અને તેમને વધુ ને વધુ સ્પષ્ટપણે જણાવા લાગ્યુ કે એ પદ્ધતિ ધરમૂળથી સાવ સડી ગયેલી છે અને તેને સપૂર્ણપણે સુધારવાની જરૂર છે ૧૯૩૭ના ઓક્ટોબરની ૨૭મી તારીખે વર્ધા પરિષદ સમક્ષ મગળપ્રવચન કરતા તેમણે કહ્યુ

> મને પાકી ખાતરી થઈ ચૂકી છે કે પ્રાથમિક કેળવણીની આજની પદ્ધતિ બગાડથી ભરેલી છે એટલુ જ નહીં પણ તે ખરેખર નુકસાનકારક છે મોટા ભાગના છોકરાઓ માબાપો તથા જેમા તેઓ જન્મ્યા હોય તે ધધાઓ ખોઈ બેસે છે તેઓ કુટેવોના ભોગ બને છે શહેરી રીતભાત અપનાવે છે અને તેમને જે કઈક ઉપર ચોટિયુ જ્ઞાન મળે છે તે બીજુ ચાહે તે હોય પણ કેળવણી તો નથી જ હોતી [1]

ઝાકીર હુસેન સમિતિના હેવાલમા કેળવણીની વર્તમાન પદ્ધતિની ઊણપો બહુ જ આબેહૂબ રીતે વર્ણવવામા આવી છે

> દેશની આજની કેળવણીની પદ્ધતિને લોકો લગભગ એકમતે વખોડી કાઢે છે બદલાયેલા રાષ્ટ્રજીવનની અતિશય તાકીદની જરૂરિયાતો પૂરી પાડવામા તથા તેના બળો અને વલણોને સગઠિત કરવામા તથા યોગ્ય દિશામા વાળવામા તે નિષ્ફળ નીવડી છે આજે જ્યારે ઝડપી અને દૂરગામી ફેરફારો રાષ્ટ્રીય તેમ જ આતરરાષ્ટ્રીય જીવનને નવેસરથી ઘડી રહ્યા છે તથા નાગરિકો પાસેથી નવી માગણીઓ કરી રહ્યા છે એવે વખતે તે સુસ્તપણે અને જીવનના સાચા પ્રવાહથી અળગી રહીને કામ કર્યે જાય છે અને નવા સજોગો સાથે પોતાનો મેળ સાધી શકતી નથી આજની પરિસ્થિતિના વાસ્તવિક તત્ત્વો પ્રત્યે તે અભિમુખ પણ નથી તેમ જ જીવનદાયી તથા સર્જક આદર્શોની પ્રેરણાથી તે વંચિત છે વ્યક્તિઓને તે સમાજના ઉપયોગી સભ્યો બનવાની પોતાના જીવન-વ્યવહારનો બોજો વહન કરવાની તથા સમાજના કાર્યમા અસરકારક રીતે ભાગ લેવાની તાલીમ નથી આપતી શોષણ અને હિંસક બળોના પાયા પર રચાયેલી આજની હયાતીની

૧ એજ્યુકેશનલ રીકન્સ્ટ્રક્શન, પા ૯૦

અને હરીફાઈપ્રધાન સમાજવ્યવસ્થાને સ્થાને સહકારના પાયા પર રચાયેલી સમાજવ્યવસ્થા સ્થાપિત કરવાની — એ સ્થાપિત કરવામાં કેળવણીએ મદદરૂપ થવું જોઈએ — કલ્પના પણ તેની પાસે નથી [1]

ગાંધીજીનો કેળવણીનો સિદ્ધાંત તથા વ્યવહાર દેશની પાયાની જરૂરિયાતો પૂરી પાડવાના ઉદ્દેશથી ઉદ્ભવ્યો હતો તે તેમના દક્ષિણ આફ્રિકા તથા હિંદમાંના પ્રયોગોનું ફળ હતું આમ, વ્યવહાર સિદ્ધાંતનો પુરોગામી હોવાને કારણે ગાંધીજીની ફિલસૂફીને તાર્કિક કરતાં વિશેષે કરીને અનુભવજન્ય કહી શકાય એથી કરીને, બીજા ઘણાખરા ફિલસૂફોના સિદ્ધાંતને મુકાબલે ગાંધીજીનો સિદ્ધાંત મનોગત કરતાં વિશેષે કરીને વસ્તુગત, ચિંતનાત્મક કરતાં વિશેષે કરીને પ્રયોગાત્મક છે એમાં વિજ્ઞાનશુદ્ધ વલણ તથા ઉદ્દેશનું પ્રાધાન્ય છે એકબીજાને જણાવી સમાય તથા પારખું કરી શકાય એવી અનુભવની હકીકતો પર તેનું મંડાણ છે ગાંધીજીએ કેટલીક હકીકતો નિહાળી, તેમનું વર્ગીકરણ કર્યું, ઠીક ઠીક વિશાળ પાયા પર તેમના પ્રયોગો કર્યા અને અંગત લાગણીથી તટસ્થ રહીને તેમનું મૂલ્યાંકન કર્યું તથા તેમને વિષે નિર્ણયો બાંધ્યા 'સારા વ્યવહારના સમર્થન માટે તમને સારો સિદ્ધાંત અવશ્ય મળી રહેશે, પરંતુ આ ક્રમ ઉલટાવો તો ચાહે તેવા સારા સિદ્ધાંત ઉપરથી તમે સારો વ્યવહાર ભાગ્યે જ તારવી શકશો,' આ કેળવણીના મશહૂર સૂત્રને તેઓ અનુસર્યા હોય એમ લાગે છે આ કાર્યપ્રણાલીની સંગીનતા સર જૉન ઍડમ્સના લખાણોમાંથી કળી શકાય છે તે કહે છે કે, 'સિદ્ધાંતનો વિચાર વ્યવહારથી અલગ રીતે કરી શકાય એમ બને, પણ સિદ્ધાંતથી અલગ રીતે વ્યવહાર સલામત રીતે આગળ ચલાવી શકાય એવું એના પરથી ફલિત થતું નથી' વ્યવહારની સાથે સિદ્ધાંત હંમેશાં ગર્ભિત રીતે રહેલો હોય જ છે, તેમાં ગર્ભિત રીતે રહેલી પ્રક્રિયા પર વિચાર કરતાં તે પ્રગટ રૂપ ધારણ કરે છે આરંભના તબક્કાઓમાં વ્યવહાર પર વધારે ધ્યાન આપવામાં આવે છે અને આપણાં કાર્યો માટેનાં કારણોની વિચારણા પછીના સમયને માટે છોડવામાં આવે છે કેળવણીના વિકાસના બધા તબક્કાઓમાં સિદ્ધાંત તથા વ્યવહાર ઉભય મોજૂદ હોય છે, વ્યવહાર સિદ્ધાંતને સુધારે છે અને સિદ્ધાંત વ્યવહારને સુધારે છે આ રીતે સિદ્ધાંત વ્યવહારમાં મળેલા અનુભવની સમીક્ષા હોય છે અને પછીના

१. एज्युकेशनल रीकन्स्ट्रक्शन, पा ११९

તે પોતાના એ જ્ઞાનને વ્યવહારની કસોટી કરવામા કામે લગાડે છે સર જોન એડમ્સ કહે છે કે, 'વ્યવહાર સ્થિતિચુસ્ત પ્રક્રિયાઓની હિમાયત કરે છે, સિદ્ધાત પ્રગતિશીલ પ્રક્રિયાઓની,'. તે બરાબર છે

ગાધીજીનો કેળવણીનો સિદ્ધાત તથા વ્યવહાર ઉપર નિર્દેશેલી વિકાસની પ્રક્રિયાના ક્રમને અનુસરે છે આરભમા ગાધીજીએ બાળકોને કેળવવાની વર્તમાન પદ્ધતિ સામે વિરોધ ઉઠાવ્યો અને દક્ષિણ આફ્રિકામા ફિનિક્સ આશ્રમમા તથા ટોલ્સ્ટોય ફાર્મમા ઘર મેળે પોતાની કેળવણીની પદ્ધતિનો પ્રયોગ આદર્યો પછીથી તેમણે આ રીતે મળેલા અનુભવ અંગે વિચાર કર્યો, તે પ્રમાણે તેમા સુધારો કર્યો અને પછીથી તેની અજમાયશ કરી તેઓ હિંદમા આવ્યા પછીથી તેમણે એ જ પ્રક્રિયાનુ પુનરાવર્તન કર્યું. આ રીતે તેમનો કેળવણીનો સિદ્ધાત તથા વ્યવહાર સાથે સાથે વિકસવા પામ્યા આખરે ૧૯૩૭ની સાલમા તેમણે તેમને પૂર્ણ કર્યા અને સાગોપાગ તથા સુસગત કેળવણીની ફિલસૂફી નિર્માણ કરી તેમની કેળવણીની ફિલસૂફી કેવી રીતે ઉદ્ભવી તથા વિકસવા પામી તેની તપાસ કરવી અસ્થાને નહીં ગણાય આપણા ધખારી કેળવણીકારો તેનુ યોગ્ય મૂલ્યાકન તથા કદર કરે તો થોડા જ વખતમા દુનિયાભરમાં કેળવણીના વ્યવહારમા તે ક્રાતિ કરી શકે એમ છે

ગાધીજીએ પોતે જ આપણને કહ્યું છે કે, આધુનિક કાળના ત્રણ મહાપુરુષોએ તેમના જીવન પર ઊડી અસર કરી છે તથા તેમનું મન હરી લીધું છે રાયચદભાઈએ તેમના જીવત સપર્ક દ્વારા, ટોલ્સ્ટોયે घी किंग्डम ऑफ गॉड ज़िज़ विधिन यु નામના તેમના પુસ્તક દ્વારા અને રસ્કિને તેમના अन्टु धिस लास्ट નામના પુસ્તક દ્વારા તેમણે તેમની જીવનની તેમ જ કેળવણીની ફિલસૂફી ઉપર વિધાયક અસર કરી ગાધીજી શાળામા ભણતા હતા ત્યારે જ કેળવણીની વર્તમાન પદ્ધતિના દોષો જોઈ શક્યા હતા "ચોથા ધોરણમા કેટલુક શિક્ષણ અગ્રેજી મારફતે શરૂ થાય અને કશી સમજ ન પડે"[1] હાઈસ્કૂલમા વગાયેલા અસતોષના બીજના ફણગા ફૂટ્યા અને તેમના લડનના રહેણાણ દરમ્યાન તેમણે તેમના મનમા ઊડા મૂળ ઘાલ્યાં બાવીસ વરસની ઉમરે, ૧૮૯૧ની સાલના જૂનની ૧૦મી તારીખે તેઓ બેરિસ્ટર થયા ત્યારે પોતાની સ્થિતિનુ વર્ણન કરતા તેઓ કહે છે

૧. आत्मकथा, पा. १५

'પરીક્ષાઓ પસાર કરી, ૧૮૯૧ની દશમી જૂને બારિસ્ટર કહેવા' પણ મારી નિરાશા અને ભીતિનો પાર નહોતો. કાયદાઓ વાંચ્યા .. ખરા, પણ હું વકીલાત કરી શકું એવું તો મને કંઈ જ નથી આવડ્યું એમ લાગ્યું.'[1] તેમણે કાયદાનાં સૂત્રો રસથી વાંચ્યાં હતાં, પણ પોતાના ધંધામાં એ સૂત્રો કેવી રીતે લાગુ પાડવાં એની તેમને ગતાગમ નહોતી. દુનિયાને વિષે તેમને કશું જ જ્ઞાન નહોતું. કારણ કે, વિદ્યાર્થી તરીકે તો તેમણે શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કર્યું હતું જેનો જીવનના વ્યવહાર સાથે કશો સંબંધ નહોતો. તેમણે શેક્સપિયરની મુખમુદ્રાનો અભ્યાસ કર્યો હતો પણ લંડનની શેરીઓમાં જતાઆવતા શેક્સપિયરો ઓળખી કાઢવાની આવડત તેમને આવી નહોતી. તેમની આવી મનોદશામાં તેમને વહેવારુ તાલીમ અને દુનિયાના વહેવારુ-જ્ઞાનનું મહત્ત્વ સમજાવા લાગ્યું અને એ કેળવણીનાં અવિભાજ્ય અંગો છે એમ તેમને લાગ્યું. ૧૮૯૧ની સાલમાં તોફાની દરિયામાં સફર કરીને મુંબઈ ઊતર્યા ત્યારે તેઓ આવી માનસિક દ્વિધાની સ્થિતિમાં હતા. બહારનું તોફાન તેમને મન તેમના અંતરમાં ચાલી રહેલા તોફાનના પ્રતીક સમું હતું. સમુદ્રના તોફાનથી તો તેઓ સ્વસ્થ રહ્યા હતા પણ તેમના આંતરિક તોફાનની બાબતમાં એવું કહી શકાય એમ નથી. આ વખતે જ તેમના મિત્ર ડૉ. પ્રાણજીવન મહેતાએ ગુજરાતી કવિ અને તત્ત્વજ્ઞ રાયચંદભાઈ અથવા રાજચંદ્ર સાથે તેમની ઓળખાણ કરાવી. તેઓ 'ચારિત્ર્યવાન અને જ્ઞાની હતા.'[2] રાયચંદભાઈ સાચા સત્યશોધક હતા. તેમને વિષે ગાંધીજી કહે છે: 'ઘણા ધર્માચાર્યોના પ્રસંગમાં હું ત્યાર પછી આવ્યો છું, દરેક ધર્મના આચાર્યોને મળવાનો પ્રયત્ન મેં કર્યો છે, પણ જે છાપ મારા ઉપર રાયચંદભાઈએ પાડી તે બીજા કોઈ નથી પાડી શક્યા. તેમનાં ઘણાં વચનો મને સોંસરાં ઊતરી ગયાં. તેમની બુદ્ધિ વિષે મને માન હતું. તેમની પ્રામાણિકતા વિષે તેટલું જ હતું. ને તેથી હું જાણતો હતો કે, તેઓ મને ઇરાદાપૂર્વક આડે રસ્તે નહીં દોરે ને પોતાના મનમાં હશે એવું જ કહેશે. આથી મારી આધ્યાત્મિક ભીડમાં હું તેમનો આશ્રય લેતો.'[3] રાયચંદભાઈને વિષે તેમનો આટલો બધો આદર હતો

---

૧. આત્મકથા, પા. ૮૧
૨. એ જ પા. ૮૬
૩. એ જ પા. ૮૭

તેમ છતા તેમને તેઓ પોતાના ગુરુ તરીકે તેમના હૃદયમા સ્થાન ન આપી શક્યા આમ છતા, તેઓ અનેક પ્રસંગોએ તેમના માર્ગદર્શક અને મદદગાર બન્યા તેઓ સત્ય અને અહિંસાના ઉપાસક હતા અને પછીથી ગાંધીજીના જીવન અને ઉપદેશ ઉપર પ્રભાવ પાડનાર સત્ય અને અહિંસાની તેમની ફિલસૂફી નિર્માણ કરવામા તેમનો ફાળો નાનોસૂનો નહોતો એમ આપણે કહી શકીએ આ બે સિદ્ધાંતોએ ગાંધીજીની કેળવણીની ફિલસૂફી ઉપર પણ અસર પાડી છે એ અહિંસામાથી ઉદ્ભવી છે'

ગાંધીજીની યુવાવસ્થામા તેમના સંસ્કારક્ષમ ચિત્ત ઉપર ટૉલ્સ્ટૉય તથા તેમના ઉપદેશની ભારે અસર થવા પામી હતી એ રશિયન ઋષિ પ્રત્યેનુ પોતાનું ઋણ તેઓ આ રીતે વ્યક્ત કરે છે 'ટૉલ્સ્ટૉયના વૈકુંઠ તારા હૃદયમા છે (घा किंग्डम आफ गाड जिज्ञ विधिन यु) નામના પુસ્તકે મને ઘેર્યો તેની છાપ મારા ઉપર બહુ ઊંડી પડી'[1] ટૉલ્સ્ટૉયના પુસ્તકની સ્વતંત્ર વિચારશૈલી તેની ગહન નીતિમત્તા તથા તેની સચ્ચાઈ આગળ ગાંધીજીએ વાંચેલા બીજા બધા પુસ્તકો તેમને સાવ નજીવા લાગ્યા આ ઉપરાંત તેમણે ટૉલ્સ્ટૉયના घी गास्पेल्स जिन ब्रीफ त्यारे करीशु शु? (वाट टु डु) અને બીજા પુસ્તકો વાંચ્યા જેની મારા મન ઉપર ઊંડી છાપ પડી વિશ્વપ્રેમ મનુષ્યને ક્યા લગી લઈ જઈ શકે છે એ હુ વધારે ને વધારે સમજવા લાગ્યો'[2] ટૉલ્સ્ટૉયે ગાંધીજી પર લખેલા પત્રનો નીચેનો ઉતારો ગાંધીજી તેમની સામાન્ય ફિલસૂફી તેમ જ ખાસ કરીને તેમની કેળવણીની ફિલસૂફી નિર્માણ કરવા માટે ટૉલ્સ્ટૉયના કેટલા બધા ઋણી હતા તે દર્શાવે છે

> મારા લાંબા જીવનને અને અને ખાસ કરીને હવે જ્યારે હુ મૃત્યુની સંમુખ આવીને ઊભો હોઉં એમ મને લાગે છે ત્યારે મને જેનો સ્પષ્ટ અનુભવ થાય છે અને મારે મન જે અતિ મહત્ત્વનુ છે તે બીજાઓને હુ કહી દેવા માગુ છુ તે એ છે કે જેને અહિંસક પ્રતિકાર કહેવામા આવે છે તે વસ્તુતાએ બીજું કશુ નહીં પણ જૂઠાણાથી દૂષિત થયા વિનાના પ્રેમનો ઉપદેશ છે
>
> આ પ્રેમ મનુષ્યજીવનનો સર્વોચ્ચ અને એકમાત્ર નિયમ છે અને પ્રત્યેક માનવી તેના આત્માના ઊંડાણમા (બાળકોમા આપણને આનુ સૌથી સ્પષ્ટ દર્શન થાય છે) આ વસ્તુ અનુભવે છે અને જ્યા લગી તે દુનિયાના ખોટા શિક્ષણથી

૧ आमकथा પા ૧૩૭
૨ એ જ પા ૧૫૯

ઘેરાઈ જાય ત્યા સુધી તે આ જાણતો હોય છે હિંદી તેમ જ ખ્રિસ્તી હિબ્રૂ ગ્રીક અને રોમન વગેરે દુનિયાભરના સાધુસતોએ એ નિયમની ઘોષણા કરી છે

'વસ્તુતાએ પ્રેમમા બળજબરીનો પ્રવેશ થતાની સાથે જ પ્રેમ જીવનનો નિયમ રહ્યો નહીં, રહી શક્યો નહીં, અને હિસા, એટલે કે, બળિયાના બળ સિવાય બીજુ કશુ રહેવા પામ્યુ જ નહીં આ રીતે, ખ્રિસ્તીધર્મી જમાત, ઓગણીસ સદીઓ સુધી જીવતી આવી છે'

ગાધીજી અહિસાનો પોતાનો પહેલો પાઠ રાયચદભાઈ પાસેથી શીખ્યા એમ આપણે કહીએ તો આપણે એમ પણ કહી શકીએ કે, તેમના પ્રેમના ઉપદેશના મૂળ, ટૉલ્સ્ટૉયના ઉપદેશમા રહેલા છે અહિંસક પ્રતિકારની તેમની ફિલસૂફી નિષેધાત્મક સ્વરૂપની નથી, તેના વિધાયક સ્વરૂપમા તે પ્રેમનો પ્રયોગ છે ગાધીજીને મન અહિસા અને પ્રેમ એક જ વસ્તુ છે એ સતો પાસે જે કઈ ઉત્કૃષ્ટ હતુ તે તેમણે અપનાવ્યુ અને વીરતાપૂર્વક ઘોષણા કરી કે

'તેના વિધાયક સ્વરૂપમા અહિસા એટલે વિશાળ પ્રેમ, વધુમા વધુ ઉદારતા હુ જો અહિસાનો ઉપાસક હોઉં તો મારે મારા દુશ્મન પર પ્રેમ રાખવો રહ્યો      આ સક્રિય અહિંસામા સત્ય અને નિર્ભયતાનો અવશ્ય સમાવેશ થાય છે'

ગાધીજી માનતા હતા કે, 'અહિસાનો જીવનના નિયમ તરીકે સ્વીકાર કરવામા આવે ત્યારે તે સમગ્ર જીવનમા વ્યાપી જવી જોઈએ અને છૂટાછવાયા કાર્યોમા જ તેનો પ્રયોગ થવો જોઈએ નહી' એથી કરીને, તેમણે પ્રેમના ઉપદેશનો — જે બીજુ કશુ નહી પણ અહિંસાનુ વિધાયક સ્વરૂપ જ છે — તેમના કેળવણીના સિદ્ધાતમા સમાવેશ કર્યો તથા તેમા તેને માનભર્યું સ્થાન આપ્યુ, એ સ્વાભાવિક હતુ

કોઈ ને કોઈ હાથઉદ્યોગ દ્વારા કેળવણી આપવી જોઈએ એવા ગાધીજીના મતના મૂળ પણ ટૉલ્સ્ટૉયના ઉપદેશમાથી આપણે ખોળી શકીએ છીએ ૧૯૩૭ના ઑક્ટોબરની ૨૨મી તારીખે વર્ધા પરિષદ સમક્ષ કરેલા મગળપ્રવચનમા તેમણે પોતે જ એ વાતનો સ્વીકાર કર્યો છે

'સદ્‌ગત મધુસૂદન દાસ વકીલ હતા, પરતુ તેમને પાકી ખાતરી થઈ ગઈ હતી કે, આપણા હાથ તથા પગનો ઉપયોગ કર્યા વિના આપણા મગજ જડ બની જશે અને તે કામ કરશે તોયે શેતાનના

ઘર મની જગે ટૉલ્સ્ટૉયે પણ તેમની અનેક વાર્તાઓ દ્વારા આ જ પાઠ શીખવ્યો છે'[1]

આમ રાયચંદભાઈ તથા ટૉલ્સ્ટૉયે ગાંધીજીને ભારે વિચાર કરતા કરી મૂકયા અને તેમની ફિલસૂફીના નિર્માણ માટે ભૂમિકા તૈયાર કરી અનુભવ અને પ્રયોગના પાયા પર રચાયેલા જ્ઞાન માટેની તેમની તરસ તેમણે તીવ્ર બનાવી તથા તેમની વિવેચક શક્તિ જાગ્રત કરી એ વિવેચક શક્તિએ તેમને 'માની લેવાને તથા સ્વીકારી લેવાને માટે નહીં, પણ સંતોલન કરવાને તેમ જ ચિંતન કરવાને માટે, વાચતા અને સાંભળતા' કર્યા જીવનના શાશ્વત મૂલ્યો વિષેની તેમની શ્રદ્ધા તેમણે બળવત્તર કરી અને તેમને અંધકારમાંથી પ્રકાશમાં, સ્વાર્થમાંથી સેવા તરફ, દ્વેષમાંથી પ્રેમ તરફ, અજ્ઞાનમાંથી સાચા જ્ઞાન તરફ અને છેવટે, સત્ય કે જે ઈશ્વર છે, તેના તરફ લઈ જનારા પ્રેમ અને સેવાના જીવનપથ ઉપર નિશ્ચિતપણે લાવી મૂકયા

'सर्वोदय'ના સિદ્ધાંતો હું આમ સમજ્યો :

૧. બધાના ભલામાં આપણું ભલું રહેલું છે.

૨. વકીલ તેમ જ વાળંદ બંનેના કામની કિંમત એકસરખી હોવી જોઈએ, કેમ કે, આજીવિકાનો હક બધાને એકસરખો છે.

૩. સાદું મજૂરીનું, ખેડૂતનું જીવન જ ખરું જીવન છે.

'પહેલી વસ્તુ હું જાણતો હતો. બીજી હું ઝાંખી જોતો હતો. ત્રીજીનો મેં વિચાર જ નહોતો કર્યો. પહેલીમાં બીજી બંને સમાયેલી છે એ મને सर्वोदये દીવા જેવું સ્પષ્ટ દેખાડ્યું. સવાર થયું ને હું તેનો અમલ કરવાના પ્રયત્નમાં પડ્યો.'[१]

અહીં આપણે ગાંધીજીનો કેળવણીનો સિદ્ધાંત ચોક્કસ સ્વરૂપ ધારણ કરે છે તે સ્થળે આવી પહોંચીએ છીએ. રાયચંદભાઈ તથા ટૉલ્સ્ટૉયની વિધાયક અસર પામેલું અને પરિણામે ક્ષુબ્ધ થયેલું તેમનું ચિત્ત સ્વસ્થતા ધારણ કરવા લાગે છે, વિચારની ચોક્કસ દિશા પકડે છે. તેમની ફિલસૂફીના પાયા હવે નંખાઈ ચૂક્યા હોય છે અને ઉપરના ચણતરની વિગતો પ્રયોગો તથા અવલોકન દ્વારા મેળવેલા અનુભવ પ્રમાણે નક્કી કરી શકાય. જેમાંથી ગાંધીજીએ પ્રથમ પ્રેરણા મેળવી તે રસ્કિનની ફિલસૂફી પર રૂસોના ઉપદેશની અસર પડી હતી તેણે કુદરત અથવા પ્રકૃતિને પ્રાધાન્ય આપ્યું અને કેળવણીમાં ઇંદ્રિયોના સંવેદનને તથા કર્તૃત્વને મહત્ત્વનું સ્થાન આપવાનો દાવો કર્યો તેનું એવું કહેવું હતું કે, 'સ્પર્શ એટલે શું એ જાણવા માટે દરેક યુવકે કોઈ ને કોઈ વસ્તુ પોતાના હાથ વડે સાંગોપાંગ બનાવતાં શીખવું જોઈએ.' આ વિચારે ગાંધીજીના ચિત્તનો કબજો લીધો અને તેમને લાગવા માંડ્યું કે, કેળવણીને યથાર્થ તથા અસરકારક બનાવવી હોય તો તેને કામથી અળગી પાડી શકાય નહીં ગાંધીજીની કેળવણીની ફિલસૂફી પર થયેલી રસ્કિનની અસરનો ઉલ્લેખ કરતા શ્રી મહાદેવ દેસાઈ આ પ્રમાણે કહે છે :

"તાજેતરમાં હું રસ્કિનનું અન્ટુ ધિસ લાસ્ટ વાંચી રહ્યો હતો અને પહેલી આવૃત્તિની તેની પ્રસ્તાવના અતિશય આંખ ઉઘાડનારી છે. એમાં ગાંધીજીની દરખાસ્તના બીજ રહેલા છે એટલું જ નહીં પણ શાળા 'સ્વાવલંબી' હોવી જોઈએ એવો વિચાર પણ રહેલો છે તે છોકરાઓ માટેની તાલીમશાળાની વાત કરે છે તે 'કારખાનાઓ' સાથે જોડાયેલી હોવી જોઈએ એમ તે કહે છે અને સૂચવે છે કે, 'કોઈ પણ બેકાર સ્ત્રી કે પુરુષ અથવા છોકરા કે છોકરીને

१. आत्मकथा, पा. २७३

પાસેમા પાસેની શાળાએ તરત જ દાખલ કરવા જોઈએ અને કસોટી કરતા તેઓ જે કામ કરી શકે એવા લાગે તે કામ તેમને નિશ્ચિત રોજથી આપવુ જોઈએ એ રોજનો દર દર વરસે નક્કી કરવામા આવે ' પાદનોધમા તે વધુમા જણાવે છે કે 'પરોક્ષ રીતે તેઓ (આ શાળાઓ) સ્વાવલબી કરતા પણ વિશેષ થઈ પડશે ગુનાઓનુ પ્રમાણ ઓછુ થશે (આધુનિક યુરોપના બજારોમા એ વૈભવની બહુ જ મોટી વસ્તુઓ પૈકીની એક બની ગઈ છે) એટલા માત્રથી પણ તેમને ચલાવવાના ખરચ કરતા દસ ગણુ દામ મળી જશે તેમની મજૂરી એ ચોખ્ખો લાભ જ છે અને એ લાભ એવડો મોટો છે કે આજે તેનો અદાજ કાઢી શકાય એમ નથી''[1]

પરતુ શ્રી દેસાઈ કહે છે કે, ગાધીજી સ્વાવલબન શબ્દ કઈક જુદા અર્થમા વાપરે છે ગાધીજીએ કેળવણીની સ્વાવલબી બાજુનો પોતાનો ખ્યાલ તેના છેવટના સ્વરૂપમા દેશ સમક્ષ રજૂ કર્યો ત્યારે તે સાચે જ અપૂર્વ હતો, પરતુ તેની આરભની અવસ્થામા સ્વાવલબનના રસ્કિનના ખ્યાલથી નિરાળો પાડી શકાય એવો તે નહોતો એ તબક્કે રસ્કિનની જેમ ગાધીજી પણ માનતા હતા કે, કેળવણીની સાથે શરીરશ્રમને સ્થાન હોવુ જોઈએ, જેથી કરીને તેનો ખરચ મળી રહે અને બાળક કમાણી કરનાર ઘટક બને

ગાધીજી કર્મયોગી હતા જે આદર્શો તેઓ હૃદયપૂર્વક માનતા તેનો તેઓ અમલ કરતા કેળવણીના તેમના નવા સિદ્ધાતના પ્રયોગો તેમણે પોતાના ઘરમા જ શરૂ કર્યા કારણ કે તેઓ માનતા હતા કે, 'જે કેળવણી બાળકો સુવ્યવસ્થિત ઘરમા સહેજે પામે છે તે છાત્રાલયોમા ન પામી શકે'[2] તેઓ તેમના બાળકોને જેનાથી તેમને કે તેમના બાળકોને સતોષ થાય એવુ શિક્ષણ ન આપી શક્યા તેમને સરકારી શાળાઓમા તેઓ ન મોકલી શક્યા તેનો તેમને અફસોસ નહોતો, કારણ કે, તેઓ જે સાદાઈ અને સેવાભાવ શીખ્યા તે ત્યા ન શીખી શકત તેમણે પોતાની રહેણીકરણી સર્વથા બદલી નાખી અને ડરબનમા પોતાના ઘરમા અમુક અશે અને પછીથી રસ્કિનના ઉપદેશથી પ્રેરાઈને જોહાનિસબર્ગમા સપૂર્ણપણે સાદાઈ દાખલ કરી સઘળો શરીરશ્રમ જાતે જ કરવાની તેમની લગની વધવા પામી પોતાના બાળકોને પણ એ શિસ્ત નીચે લાવવાની તેમણે શરૂઆત કરી તેમણે એક હાથઘટી ખરીદી અને મિ પોલાક, તથા બાળકોની મદદથી

---

1 ધી બીયર બુક ઑફ એજ્યુકેશન, (૧૯૪૦) પા ૪૪૨-૪૩

2 આત્મકથા, પા ૧૯૭

દળવાનું શરૂ કર્યું 'આ કસરત બાળકોને માટે બહુ સારી નીવડી. તેમની પાસે આ કે કોઈ કામ મેં બળાત્કારે કદી નથી કરાવ્યું પણ તેઓ સહેજે રમત સમજીને પૈડું ચલાવવાને આવતા. થાકે ત્યારે છોડી દેવાની તેમને છૂટ હતી.'[1] બાળકો નોકરને પણ તેના કામમાં મદદ કરતાં. પાયખાનાની કોટડી તેઓ સાફ કરતાં 'આ કામ અમે જાતે કરતાં ને તેમાં પણ બાળકોને તાલીમ મળતી પરિણામ એ આવ્યું કે, મૂળથી જ મારા એક પણ દીકરાને પાયખાના સાફ કરવાની સૂગ નથી રહેલી, ને આરોગ્યના સામાન્ય નિયમો પણ તેઓ સહેજે શીખ્યા છે. જોહાનિસબર્ગમાં કોઈ માંદા તો ભાગ્યે જ પડતા પણ જો માંદગીનો પ્રસંગ આવે તો સેવાકામમાં બાળકો જ હોય; ને તેઓ આ કામ ખુશીથી કરતાં'[2] બાળકોની કેળવણી અંગેનો ગાંધીજીનો આ મહત્ત્વનો પ્રયોગ હતો એણે બાળકોને ઐચ્છિક શિસ્ત, શ્રમનું ગૌરવ, સ્વાશ્રય તથા સામાન્ય સ્વચ્છતાનો પહેલો પાઠ શીખવ્યો.

આ ઉપરથી કોઈ એવું અનુમાન ન કરે કે, ગાંધીજી તેમના બાળકોને અક્ષરજ્ઞાન આપવાની બાબતમાં બેદરકાર હતા. એ ખરું છે કે, કેવળ અક્ષરજ્ઞાન અને સેવા તથા સ્વાશ્રયના આદર્શોની વચ્ચે પસંદગી કરવાની આવે તો અક્ષરજ્ઞાનનો ભોગ આપતા તેમણે સંકોચ ખાધો નહોતો તેઓ દરરોજ તેમને પોતાની સાથે ચાલતા ઓફિસે લઈ જતા ઓફિસ અઢી માઈલ દૂર હતી એટલે આવતાં જતાં પાંચ માઈલ ચાલવાનું થતું આથી તેમને સારી કસરત મળી રહેતી. રસ્તે ચાલતા ગાંધીજી વાતચીત દ્વારા તેમને કંઈક શીખવવાનો પ્રયત્ન કરતા સહુથી મોટા હરિલાલ સિવાય — તે હિંદમાં રહી ગયા હતા — તેમના બધા બાળકો જોહાનિસબર્ગમાં આ રીતે ઊછર્યા પરંપરાગત ધોરણ પ્રમાણે આ આદર્શ કેળવણી નહોતી, 'પણ તેમના અક્ષરજ્ઞાનનો હોમ પણ મેં ભલે અજ્ઞાનથી છતાં સદ્‌ભાવે માનેલી સેવાને અર્થે કર્યો છે એવો મારો અભિપ્રાય છે તેમનાં ચારિત્ર્ય ઘડવા પૂરતું જે કંઈ કરવું ઘટે તે કરવામાં મેં ક્યાંયે ઊણપ નથી રાખી એમ કહી શકું છું ને પ્રત્યેક માબાપની આ અનિવાર્ય ફરજ છે એમ હું માનું છું.'[3]

---

૧. आत्मकथा, પા ૩૧૦
૨. એ જ, પા. ૩૧૧
૩. એ જ, પા. ૩૧૨

ભાષાના સવાલ વિષેના ગાંધીજીના વિચારો પણ આ જ વખતે બંધાયા હતા. તેઓ કહે છે, 'મેં અસલથી જ માનેલું છે કે, જે હિંદી માબાપો પોતાનાં બાળકોને બચપણથી જ અંગ્રેજી બોલતાં કરી મૂકે છે તેઓ તેમનો અને દેશનો દ્રોહ કરે છે. મેં એમ પણ માન્યું છે કે, આથી બાળકો પોતાના દેશના ધાર્મિક અને સામાજિક વારસાથી વંચિત રહે છે, ને તેટલે અંશે દેશની તેમ જ જગતની સેવા કરવા ઓછા લાયક બને છે.'[1] આથી ગાંધીજી તેમના બાળકો સાથે ઇરાદાપૂર્વક ગુજરાતીમાં જ વાતો કરતા. પોલાકને આ ન ગમતું પણ ગાંધીજી પોતાના વિચારોને મક્કમપણે વળગી રહ્યા અને તે પ્રમાણે આચરણ કરતા રહ્યા. આથી તેમના પુત્રો અક્ષરજ્ઞાનમાં કાચા રહી ગયા પરંતુ 'માતૃભાષાનું સામાન્ય જ્ઞાન સહેજે પામી શક્યા તેથી તેમને અને દેશને લાભ જ થયો છે ને અત્યારે તેઓ પરદેશી જેવા નથી થઈ રહ્યા.'[2]

૧૯૦૪ની સાલમાં ગાંધીજીએ તેમના જીવનમાં એક ભારે મહત્ત્વનું કામ ઉપાડ્યું. રસ્કિનના अन्टु धिस लास्ट પુસ્તકે તેમના મન ઉપર ઊંડી અસર કરી તે આપણે જોઈ ગયા. એ અરસામાં ગાંધીજી તથા શ્રી મદનજિત અને મનસુખલાલ નાઝર વગેરે તેમના સાથીઓએ મળીને દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના ધ્યેયની સેવાને અર્થે इन्डियन ओपीनियन નામનું છાપું શરૂ કર્યું. ગાંધીજીને હસ્તક હતું ત્યાં સુધી इन्डियन ओपीनियनમાં 'પ્રતિસપ્તાહ હું મારો આત્મા રેડતો.' તંત્રી તથા વાચકો વચ્ચે નિકટનો અને શુદ્ધ સંબંધ સ્થાપવાની તેમની નેમ હતી. થોડા જ વખતમાં તેમણે સૂચના કરી કે, इन्डियन ओपीनियनને એક ખેતર પર લઈ જવું. ત્યાં સહુ એકસરખો ખાધાખરચ પૂરતો ઉપાડ કરે, સૌ પોતાની ખેતી કરે અને બચતા વખતમાં इन्डियन ओपीनियनનું કામ કરે. શ્રી વેસ્ટ, શ્રી છગનલાલ ગાંધી, શ્રી મગનલાલ ગાંધી અને શ્રી રુસ્તમજીએ એ યોજના વધાવી લીધી અને તેમણે ફિનિક્સ સ્ટેશનથી અઢી માઈલ દૂર અને ડરબનથી ચૌદ માઈલ દૂર વીસ એકર જમીન ખરીદી. આ રીતે ૧૯૦૪ની સાલમાં ફિનિક્સ આશ્રમની સ્થાપના થઈ અને અનેક મુશ્કેલીઓ હોવા છતાં इन्डियन ओपीनियन ત્યાંથી પ્રગટ થવા લાગ્યું. એ આશ્રમમાં રહેનારાંઓએ

૧. આત્મકથા, પા. ૩૧૨
૨. એ જ, પા. ૩૧૩

સાદું જીવન અને ઉદાત્ત વિચારોના આદર્શને અનુસરવાનું હતું બ્રહ્મચર્ય, અસ્વાદ, સ્વેચ્છાપૂર્વકની ગરીબાઈ, જાતમહેનત, નિર્ભયતા, સ્વાશ્રય, સહિષ્ણુતા વગેરેનું પાલન તેમણે કરવાનું હતું. કેળવણીની પદ્ધતિમાં તેમણે અક્ષરજ્ઞાન કરતાં ચારિત્ર્યના ઘડતરને અગ્રસ્થાન આપવાનું હતું. 'દક્ષિણ આફ્રિકામાં ફિનિક્સ આશ્રમથી ટૉલ્સ્ટૉય ફાર્મ, ટૉલ્સ્ટૉય ફાર્મથી સાબરમતીને કિનારે સ્થપાયેલો સત્યાગ્રહ આશ્રમ, એના વિસર્જન સાથે ખીલેલો ગાંધી સેવાસંઘ, એના વિસર્જન પછી અને પૂ બાપુજીના બલિદાન પછી હિંદના સ્વાતંત્ર્યના ઉદય સાથે જન્મ પામતો સર્વોદય સમાજ એ પરંપરા પણ પૌરાણિક ફિનિક્સ પક્ષીના અગ્નિસંભવ જેવી જ છે.'[1] એ ગાંધીજીના આદર્શોના નવજીવનની પણ પરંપરા છે.

ફિનિક્સમાં ગાંધીજીએ તેમની કેળવણીની ફિલસૂફીને અમલી સ્વરૂપ આપ્યું. ફિનિક્સ આશ્રમના રહેવાસીઓનાં લગભગ ત્રીસ બાળકોને ગાંધીજીના આદર્શ અનુસાર કેળવણી મળી એ આદર્શ તેમણે લંડનથી દક્ષિણ આફ્રિકા પાછા ફરતાં તેમની દરિયાઈ સફર દરમ્યાન ૧૯૦૮ની સાલમાં લખેલા તેમના હિંદ સ્વરાજ્ય નામના પુસ્તકમાં નિરૂપવામાં આવ્યો છે. ફિનિક્સ આશ્રમનાં બાળકોને ત્રણ કલાક શાળામાં, બે કલાક ખેતીકામમાં અને બે કલાક છાપખાનામા ગાળવાના હતા. આ ઉપરાંત, રાત્રે વખત મળે તો તેઓ પોતાના પાઠો વાચતાં. આ રીતે તેમનો આખો દિવસ અભ્યાસ અને જાતમહેનતમા પસાર થતો. આથી તેમના વિચારો તથા તેમનું આચરણ શુદ્ધ અને પવિત્ર રહેતાં અને અક્ષરજ્ઞાનની ઊણપ ભરપાઈ થતી. બગીચામાં કામ કરતી વખતે અથવા રસોડામા તેઓ ગાંધીજી સાથે કોઈ મહત્ત્વના બનાવ વિષે અથવા કોઈ મહાન પુરુષ કે મહાન ગ્રંથ વિષે ચર્ચા કરતાં. આ રીતે અંગમહેનત કરતાં કરતા તેમને જ્ઞાન મળતુ રહેતુ.'[2]

ગાંધીજીએ કેળવણી વિષેના પોતાના વિચારો ૧૯૦૮ની સાલમાં હિંદ સ્વરાજ્ય નામના પોતાના પુસ્તકમા રજૂ કર્યા છે તેમના એ વિચારોમાં પછીથી કશો ખાસ ફેરફાર થવા પામ્યો નથી જોકે વખત જતાં તે વિકસતા ગયા અને ૧૯૩૭ની સાલમાં તે આપણને કેળવણીની સાંગોપાંગ ફિલસૂફીના રૂપમાં પ્રાપ્ત થયા. હિંદ સ્વરાજ્યમાં તેમણે

---

૧. સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસની પ્રસ્તાવના, પા. ૧૦
૨. ગાંધીજીની સાધના, પા. ૧૨૯

કેળવણીનો ઉદ્દેશ અક્ષરજ્ઞાન નથી, મેકોલેએ યોજેલી આપણી કેળવણીની પદ્ધતિનો હેતુ આપણા ગુલામીના બંધનો મજબૂત કરવાનો છે, પરસ્પર સંપર્ક માટે આપણે અંગ્રેજી ભાષાનો ઉપયોગ કરીએ છીએ એ જુલમ છે, દરેક હિંદવાસીને હિંદી ભાષાનું સામાન્ય જ્ઞાન હોવું જોઈએ અને હિંદમાં આપણે ધાર્મિક કેળવણીમાંથી છટકી શકીએ એમ નથી, હિંદુસ્તાન કદી પણ નાસ્તિક બનવાનું નથી

ફિનિક્સની વસાહતનો પ્રધાન ઉદ્દેશ ઇન્ડિયન ઓપીનિયન પ્રસિદ્ધ કરવાનો તથા ત્યાં આગળ વસનારાઓ ગાંધીજીએ અપનાવેલા રસ્કિનના આદર્શો પોતાના જીવનમાં ઉતારે એ હતો ૧૯૧૧ની સાલમાં ગાંધીજીને સત્યાગ્રહીઓ પોતાના કુટુંબકબીલા સાથે રહે અને ધર્મપરાયણ જીવન ગાળે એવા એક આશ્રમની જરૂર માલૂમ પડી હરમન કેનનબેક નામના તેમના એક જર્મન સાથીની સક્રિય મદદથી ગાંધીજીએ ટ્રાન્સવાલમાં એવો એક આશ્રમ શરૂ કર્યો અને તેને ટોલ્સ્ટોય ફાર્મ એવું નામ આપ્યું, કારણ કે બંને જણા રશિયાના સંત કાઉન્ટ લિયો ટોલ્સ્ટોયના ભારે પ્રશંસક હતા એ સમગ્ર સંસ્થા ધાર્મિક સિદ્ધાંતોના પાયા પર રચાયેલી હતી અને તેમાં હિંદુ મુસલમાન, પારસી તથા ખ્રિસ્તીઓ રહેતા હતા ત્યાં આગળ બીજા ધર્મો પ્રત્યે અનાદર રાખ્યા વિના સૌ પોતપોતાનો ધર્મ પાળતા અને આત્મોન્નતિ કરવાનો પ્રયત્ન કરતા

ગાંધીજીના કેળવણીના પ્રયોગો માટે ટોલ્સ્ટોય ફાર્મ એક આદર્શ પ્રયોગશાળા સમાન બની ગયું ફાર્મ વધતું ગયું તેમ તેમ ત્યાંના છોકરા છોકરીઓની કેળવણીને માટે કંઈક પ્રબંધ કરવાની જરૂર માલૂમ પડી બાળકો કહેવાતી કેળવણી વિનાના રહે તોયે ગાંધીજી કેળવણીની પ્રચલિત પદ્ધતિ દાખલ કરવા ચાહતા નહોતા 'ચાલુ કેળવણીની પદ્ધતિ મને પસંદ નહોતી હું એટલું સમજતો હતો કે, આદર્શ સ્થિતિમાં ખરી કેળવણી તો માબાપની નીચે જ હોય આદર્શ સ્થિતિમાં બાહ્ય મદદ ઓછામાં ઓછી હોવી જોઈએ ટોલ્સ્ટોય આશ્રમ એક કુટુંબ છે અને તેમાં પિતા રૂપે હું છું એટલે મારે એ નવયુવકોના ઘડતરની જવાબદારી યથાશક્તિ ખેડવી જોઈએ એમ ધાર્યું'[1] તેમણે હૃદયની કેળવણીને, એટલે ચારિત્ર્ય ખીલવવાને પ્રથમ સ્થાન આપ્યું અને નૈતિક તાલીમ સૌને

[1] આત્મકથા, પા ૩૩૪

એકસરખી રીતે આપી શકાય એમ તેઓ વિશ્વાસપૂર્વક માનતા હતા. તેઓ ચારિત્ર્યને કેળવણીના પાયા તરીકે લેખતા હતા અને એ પાયો જો મજબૂત હોય તો બીજું બધું બાળકો આપમેળે શીખી લે એ વિષે તેમના મનમાં લવલેશ શંકા નહોતી. અક્ષરજ્ઞાન થોડુંઘણુ પણ આપવું જોઈએ એમ તેઓ માનતા હતા. તેઓ પોતે જ કહે છે કે, 'છતાં અક્ષરજ્ઞાન થોડુંઘણું પણ આપવું જોઈએ એમ હું સમજતો હતો, તેથી વર્ગો કાઢ્યા, ને તેમાં મિ. કેલનબેકની અને પ્રાગજી દેસાઈની મદદ લીધી.'[1] શરીરની કેળવણીનું મહત્ત્વ પણ તેઓ ઓછુ આંકતા નહોતા. પરંતુ એ કેળવણી બાળકોને સહેજે મળી રહેતી. કારણ કે, ફાર્મમાં નોકરો નહોતા અને પાયખાનાથી માંડીને રસોઈ સુધીનાં બધાં કામો આશ્રમવાસીઓએ જ કરવાનાં હતાં. તેઓ ફળઝાડોની સંભાળ રાખતા અને બગીચાકામ પણ કરતા. એમાં બાળકોનો હિસ્સો મોટો હતો. મોટા ખાડા ખોદવા, ઝાડો કાપવાં, બોજા ઊંચકી જવા વગેરે કામોમા તેમનાં શરીર કસાતા. એમાં તેમને આનંદ આવતો ને તેથી બીજી કસરતની કે રમતની જરૂર તેમને નહોતી રહેતી. આ શરીરશ્રમની સાથે સાથે કેળવણી હતી. પરતુ એ ઉપરાત ગાધીજીએ શારીરિક ધંધાની કેળવણી પણ દાખલ કરી. સહુને કંઈક ઉપયોગી ધધો શીખવવાનો તેમનો ઇરાદો હતો. એને માટે તેમણે મિ. કેલનબૅકને ટ્રૅપિસ્ટ મઠમાં મોકલ્યા. ટ્રૅપિસ્ટ મઠોમા કૅથલિક સપ્રદાયના સાધુઓ રહેતા હતા. ત્યાં આગળ શરીરશ્રમના ગૌરવને ઘણુ જ મહત્ત્વ આપવામાં આવતું હતુ અને મઠવાસીઓ દરરોજ પાચ કલાક શરીરશ્રમનુ કામ કરતા. સાધુઓ અંગમહેનતથી જ પોતાની આજીવિકા મેળવતા એટલે તેમને સોપવામાં આવેલુ શરીરશ્રમનુ કામ તેઓ ગભીરતાથી અને પોતે સ્વાવલબી બની શકે એ રીતે કરતા. મઠોના આશ્રય નીચે ચાલતી શાળાઓમાં સાધુઓ બાળકોને શરીરશ્રમનુ ગૌરવ શીખવતા તથા હાથઉદ્યોગો કેળવણી તેમ જ શાળાજીવનનુ અવિભાજ્ય અંગ બનતા. મિ. કેલનમૅક ત્યા જઈને ચંપલ બનાવવાનુ શીખી આવ્યા. તેમની પાસેથી ગાધીજી એ કામ શીખ્યા અને તેમણે બીજાઓને શીખવ્યુ. મિ કેલનમૅક થોડુ સુથારીકામ પણ જાણતા હતા. તેમણે ટોલ્સ્ટૉય ફાર્મમા ઉદ્યોગશિક્ષણ દાખલ કર્યું અને તે આપવા માટે દરરોજ આઠ કલાક રાખવામાં આવ્યા. 'અક્ષરજ્ઞાન માટે એક અને

---

૧. આત્મકથા, પા. ૩૩૫

વધુમાં વધુ બે કલાક રાખવામાં આવ્યા હતા ઉદ્યોગમાં ખોદવું, રસોઈ કરવી, ઝાડુ કાઢવું, ચંપલ બનાવવા, સાદુ સુથારીકામ અને ખેપિયાનું કામ હતું બાળકોની ઉંમર ૭ વરસથી માંડીને સોળ વરસ સુધીની હતી' આ ધંધાદારી અથવા ઉદ્યોગની કેળવણી આપવાનો એક મુખ્ય ઉદ્દેશ 'જેમની કેળવણીને માટે હું જવાબદાર હતો તે છોકરાછોકરીઓનો સર્વાંગી' વિકાસ કરવાનો હતો છોકરાઓ જે કંઈ શીખ્યાં તે આનંદથી શીખ્યા, કારણ કે, તેમની સાથે શિક્ષક હમેશા એ કામમા જોડાયેલો રહેતો અને તેમને સહકાર આપતો હતો આ રીતે ગાંધીજીએ 'ટૉલ્સ્ટોય ફાર્મ'મા શારીરિક કેળવણીની અને સાથે સાથે હાથકારીગરી શીખવવાની જોગવાઈ કરી જોકે આ કામ મને સંતોષ થાય તેવી રીતે તો નહોતો જ કરી શક્યો છતાં તેમાં વત્તીઓછી સફળતા મળી હતી'[૧] એ વખતે ગાંધીજીએ કેળવણીને કોઈ ને કોઈ હાથઉદ્યોગની આસપાસ વણી લેવાનો પ્રયત્ન નહોતો કર્યો એ વખતે તેમણે આટલું કર્યું ઉદ્યોગને કેળવણીનો પૂરક બનાવ્યો અને એ રીતે બાળકને સ્વાવલંબી બનવાની શક્તિ આપી

ગાંધીજી માનતા હતા કે પ્રત્યેક વિદ્યાર્થીએ પોતાના ધર્મનાં મૂળતત્ત્વો જાણવાં જોઈએ અને પોતાનાં ધર્મપુસ્તકોનું સામાન્ય જ્ઞાન તેને હોવું જોઈએ. ટોલ્સ્ટોય આશ્રમનાં બાળકોને કેળવણી આપવાનું તેમણે માથે લીધું તે પહેલાં ઘણા વખત અગાઉ તેમણે જોઈ લીધું હતું કે, આત્માની કેળવણી એ એક નોખો જ વિભાગ છે. આત્માનો વિકાસ કરવો એટલે ચારિત્ર્ય ઘડવું, ઈશ્વરજ્ઞાન મેળવવું, આત્મજ્ઞાન મેળવવું. તેમના અભિપ્રાય પ્રમાણે, આત્માની કેળવણી વિનાની સઘળી કેળવણી વ્યર્થ છે અને કદાચ હાનિકારક પણ હોય. તો પછી આ આત્માની કેળવણી આપવી કેવી રીતે? 'શરીરની કેળવણી શરીરની કસરતથી અપાય, બુદ્ધિની બુદ્ધિની કસરતથી, તેમ આત્માની આત્માની કસરતથી. આત્માની કસરત શિક્ષકના વર્તનથી જ પામી શકાય. એટલે યુવકોની હાજરી હો યા ન હો, તેમ છતાં શિક્ષકે સાવધાન રહેવું જોઈએ.'[1] ટૂંકમાં શિક્ષકે તેમની સાથે રહેતાં છોકરાછોકરીઓને માટે સદૈવ પદાર્થપાઠ રૂપે થઈને રહેવું જોઈએ. ગાંધીજીએ શારીરિક શિક્ષાનો વિરોધ કરીને બાળકોની કેળવણીમાં અહિંસાનો મહત્ત્વ ઉપર પણ ભાર મૂક્યો છે. બાળકોના ગેરવર્તનના દાખલા વારંવાર બનતા હતા તેમ છતાં તેમણે કદી પણ શારીરિક શિક્ષાનો આશરો લીધો નહોતો. આ રીતે તેમના વાલીપણા નીચેનાં છોકરા-છોકરીઓને આત્માની કેળવણી આપવાનો પ્રયત્ન કરતાં કરતાં તેઓ આત્માની શક્તિ ઉત્તરોત્તર વધુ ને વધુ સમજતા ગયા. ટોલ્સ્ટોય ફાર્મના તેમના પ્રયોગ ઉપરથી તેમની ખાતરી થઈ કે, 'માબાપોની દેખરેખ બરાબર હોય તો પોતાનાં સારાં છોકરાંઓ નઠારાં છોકરાંઓ સાથે રહે અને ભણે તેથી સારાને કશી હાનિ નથી. પોતાનાં છોકરાંને તિજોરીમાં પૂરી રાખવાથી તે શુદ્ધ જ રહે છે અને બહાર કાઢ્યાથી અભડાય છે એવો કોઈ નિયમ તો નથી જ.'[2]

ગાંધીજી માનવસ્વભાવ વિષેની પોતાની ઊંડી સમજ પણ દર્શાવે છે. તેઓ કહે છે: 'શિક્ષક અને વાલી તરીકે મારે તેમનાં હૃદયમાં પ્રવેશ કરવાનો હતો, તેમનાં સુખદુઃખમાં ભાગ લેવાનો હતો; તેમનાં જીવનની ગૂંચો ઉકેલવાની હતી, તેમની ઊછળતી જુવાનીના તરંગોને સીધે

1. આત્મકથા, પા. ૩૩૯–૪૦
2. એ જ, પા. ૩૪૨

માર્ગે દોરનારા હતા"[૧] અહીં આપણને કેળવણીમાં ગાંધીજીનો પ્રેમનો ઉપદેશ જોવા મળે છે એ તેમની કેળવણીની ફિલસૂફીનો પાયાનો પથ્થર છે એક વાર તેઓ જોહાનિસબર્ગ ગયા હતા ત્યારે ફિનિક્સ આશ્રમની બે વ્યક્તિઓના નૈતિક પતનના સમાચાર તેમને મળ્યા સત્યાગ્રહની લડતમાં નિષ્ફળતા જેવું લાગે તેથી તેમને આઘાત પહોંચતો નહોતો પરંતુ આ બનાવે તેમના પર વજ્રસમો પ્રહાર કર્યો આ પતિત વ્યક્તિઓ જોડે તેમણે કેવી રીતે કામ લીધું? બેશક જેલના દરોગાની પેઠે નહીં જ ગાંધીજી જન્મસિદ્ધ શિક્ષક અને માનસશાસ્ત્રી હતા એ સવાલ ગેરડહાપણ પૂર્વક હાથ ધરવાથી ભીષણ પરિણામો આવે, એ તેઓ જાણતા હતા તેમનો ઉદ્દેશ પતિતોને સારે રસ્તે ચઢાવવાનો તેમની શક્તિઓને સારે માર્ગે વાળવાનો અને તેમનો હૃદયપલટો કરવાનો હતો બકરાને ગળે છરી દેનાર કસાઈના ખાટકી બનવાનો નહીં દમન કરવું ઠપકો આપવો, નૈતિક ઉપદેશ આપવો વગેરે નિષેધાત્મક ઉપાયો લેવા તેઓ ઇચ્છતા નહોતા પ્રેમ સહાનુભૂતિ અને સમજ દ્વારા તેઓ તેમને નૈતિક પતનને માર્ગેથી પાછા વાળવા માગતા હતા, ભય દ્વારા નહીં ભય તો આપણી બધી બદીઓ અને આપણા બધા દોષોની કાળમુખી જનેતા છે તેમને લાગ્યું કે, 'પોતાની રક્ષા નીચે રહેનારના પતનને સારુ વાલી કે શિક્ષક થોડેઘણે અંશે પણ જવાબદાર છે આ બનાવમાં મારી જવાબદારી મને સ્પષ્ટ જણાઈ મને ભાસ્યું કે, જો હું આ પતનને સારુ પ્રાયશ્ચિત્ત કરીશ તો જ આ પતિત થયેલા મારું દુખ સમજી શકશે ને તેથી તેમને પોતાને દોષનું ભાન થશે ને કંઈક માપ આવશે'[૨] આથી તેમણે સાત દિવસના ઉપવાસ અને સાડાચાર માસ એકટાણું કરવાનું વ્રત લીધું આથી દોષિત પ્રત્યેનો તેમનો ક્રોધ ઊતર્યો ને તેમની પ્રત્યે શુદ્ધ દયાભાવ જ પેદા થયો વિદ્યાર્થીઓ જ્યારે કંઈ દોષ કરે ત્યારે સામાન્ય શિક્ષકે ઉપવાસનો આશરો લેવો એવી ગાંધીજીની સલાહ નથી આમ છતાં તેઓ માનતા હતા કે 'કેટલાક સંજોગોમાં આવા પ્રાયશ્ચિત્તરૂપ ઉપવાસને અવશ્ય સ્થાન છે પણ તેને સારુ વિવેક અને અધિકાર જોઈએ જ્યાં શિક્ષક શિષ્ય વચ્ચે પ્રેમસંબંધ નથી, જ્યાં શિક્ષકને પોતાને શિષ્યના દોષનો ખરો

આઘાત નથી, જ્યા શિષ્યને શિક્ષક પ્રત્યે આદર નથી, ત્યા ઉપવાસ નિરર્થક છે અને કદાચ હાનિકર પણ થાય'[૧]

ગાંધીજી પ્રજાના ગજ્જાપ આગેવાન હતા એટલે તેમને તેમનો કેળવણીનો એ પ્રયોગ લાંબા વખત સુધી સંતોષકારક પાયા પર કરવાને ઝાઝો સમય મળ્યો જ નહીં અને રાજકીય મુદ્દાનું સમાધાન થતા તેમને છેવટે આશ્રમ વિખેરી નાખવો પડ્યો હતો.

૧૯૧૪ની સાલના છેવટના ભાગમા ગાંધીજી હિંદ આવ્યા ત્યારથી તેમના જીવનનો બીજો તબક્કો શરૂ થયો અહીં આવ્યા ત્યારથી જ કેળવણીની વર્તમાન પદ્ધતિને તેઓ કેવળ બગાડવાળી જ નહીં, પણ નુકસાનકારક પણ લેખવા લાગ્યા તેઓ દેશ આવી પહોચ્યા તે અગાઉ ફિનિક્સની તેમની મડળી હિંદ આવી ગઈ હતી એ લોકો શાતિનિકેતનમા ઊતર્યા હતા અને ડૉ રવીન્દ્રનાથ ટાગોર તથા તેમના માણસોએ તેમને પ્રેમથી નવડાવ્યા ગાંધીજી પણ ત્યા જઈ પહોચ્યા ત્યા જ કાકા સાહેબનો તેમને પહેલવહેલો ભેટો થયો ફિનિક્સની મડળીને નોખો ઉતારો આપવામા આવ્યો હતો મગનલાલ ગાંધી તેમના મુખી હતા અને ફિનિક્સ આશ્રમના બધા નિયમોનુ તેઓ સૂક્ષ્મતાએ પાલન કરાવતા હતા તેમણે પોતાનાં પ્રેમ, જ્ઞાન અને ઉદ્યોગને લીધે આખાયે શાતિનિકેતનમા પોતાની સુવાસ ફેલાવી મૂકી આવતાની સાથે જ ગાંધીજી શાતિનિકેતનના શિક્ષકો અને વિદ્યાર્થીઓ સાથે ભળી ગયા અને જાતમહેનત વિશે તેમની સાથે ચર્ચા કરવા લાગ્યા તેમણે તેમને કહ્યુ, 'પગારદાર રસોઇયાને બદલે જો શિક્ષકો અને વિદ્યાર્થીઓ પોતાની રસોઈ કરી લે તો સારુ થાય રસોડાની ઉપર આરોગ્ય અને નીતિની દૃષ્ટિએ શિક્ષકવર્ગ કાબૂ મેળવે, અને વિદ્યાર્થીઓ સ્વાશ્રય અને સ્વયપાકનો પદાર્થપાઠ લે બાળકોને તો, નવી ચીજ ગમે તે હોય તો ગમે જ તે ન્યાયે, આ પણ ગમી'[૨] એટલે તેમણે અખતરો શરૂ કર્યો ડૉ ટાગોરે કહ્યુ કે, 'આ અખતરામા સ્વરાજની ચાવી રહેલી છે' પિયર્સન, નાગેન્દ્ર અને બીજા શાતિનિકેતનવાસીઓએ શાક સમારવાની, અનાજ સાફ કરવાની તથા રસોડાની આસપાસ સાફસફી કરવાની ટુકડીઓ રચી તેમને કોદાળી લઈને કામ કરતા જોઈને ગાંધીજીનુ હૈયુ હરખાયુ.

૧. आत्मकथा, પા ૩૪૪
૨ એ જ, પા ૩૮૦

વાસણ માંજનાર ટુકડીનો થાક ઉતારવા કેટલાક વિદ્યાર્થીઓ ત્યાં સતાર વગાડતા 'દરેક કામ વિદ્યાર્થીઓએ પૂરા ઉત્સાહથી ઝીલી લીધું અને આખું શાંતિનિકેતન મધપૂડાની પેઠે ગણગણવા લાગ્યું'[1] ફિનિક્સની મંડળી પોતાનું અલગ રસોડું ચલાવતી તેમાં રસોઈ બહુ જ સાદી હતી શાંતિનિકેતનના છોકરાઓએ પણ એવું જ રસોડું શરૂ કર્યું, પરંતુ વેકેશન પછી તેમણે એ પ્રયોગ ફરીથી શરૂ ન કર્યો

ગાંધીજી શાંતિનિકેતનમાં થોડો વખત જ રહ્યા, કેમ કે દક્ષિણ આફ્રિકા છોડતી વખતે તેમણે હિંદમાં ફિનિક્સના આદર્શોવાળો આશ્રમ સ્થાપવાનો સંકલ્પ કર્યો હતો આ રીતે તેમણે ૧૯૧૫ના મે માસની ૨૫મી તારીખે સાબરમતી નદીને તટે સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી શરૂઆતમાં લગભગ વીસેક આશ્રમવાસીઓ હતા અને તે બધા દક્ષિણ આફ્રિકાથી આવેલા હતા નાનાં બાળકોને તેમ જ મોટી વયનાં નિરક્ષરોને શિક્ષણ આપવા માટે આશ્રમમાં એક શાળા શરૂ કરવામાં આવી હતી અક્ષરજ્ઞાન ઉપરાંત સૌએ કાંતવાનો તથા સુથારીનો ઉદ્યોગ કરવાનો હતો આશ્રમમાં નોકરો નહોતા એટલે રાંધવું સફાઈ પાણી લાવવું વગેરે કામો આશ્રમવાસીઓ જાતે જ કરતા હતા અભ્યાસક્રમ શિક્ષણની પદ્ધતિ શિક્ષણવસ્તુ વગેરેને અંગે સારી પેઠે ચર્ચા થતી હતી ગાંધીજી સત્યાગ્રહ આશ્રમની શાળાને બીજાઓને માટે ઉદાહરણરૂપ થઈ પડે' એવી બનાવવા માગતા હતા

ગાંધીજીનું લક્ષ રાજકારણના ક્ષેત્રમાં પરોવાયેલું હતું અને તે એક નાનકડા સમાજના કલ્યાણને નહીં પણ એક વિશાળ દેશના કલ્યાણને સ્પર્શતું હતું એટલે કેળવણીના પ્રયોગમાં તેઓ જોઈએ તેટલું લક્ષ આપી ન શક્યા અને પરિણામે ઘણા વરસ વીત્યા પછી ૧૯૩૭ની સાલમાં આપણને સંપૂર્ણપણે વિકસેલી કેળવણીની ફિલસૂફી પ્રાપ્ત થઈ શકી પોતાની બધી પ્રવૃત્તિઓમાં ગાંધીજીએ રાજકીય સ્વતંત્રતાને સૌથી અગ્રસ્થાન આપ્યું અને દેશની કેળવણીની પુનરરચનાના કાર્યને અનુકૂળ મોકો આવતા સુધી મોકૂફ રાખી એ દેશના સર્વોચ્ચ હિતમાં જ હતું કારણ કે રાજકીય સ્વતંત્રતા વિના તેમના કેળવણીના સિદ્ધાંતનો અમલ રાષ્ટ્રવ્યાપી પાયા પર કેવી રીતે થઈ શકત? તેમના સાથીઓ પણ એ જ રીતે તેમની

---

१ आत्मकथा पा ३८०

જુદી જુદી લડતોના ઝંઝાવાતોમાં સપડાયા હતા. પરંતુ, આમ છતાં, ગાંધીજી તેમની કેળવણીની પ્રવૃત્તિઓની બાબતમાં સર્વથા બેદરકાર નહોતા. સત્યાગ્રહ આશ્રમમાં તેમની અને તેમના આશ્રમવાસી સાથીઓની વચ્ચે તેમ જ આશ્રમવાસીઓ વચ્ચે પરસ્પર ચાલતી ચર્ચાઓને પરિણામે ૧૯૩૨ ની સાલમાં ગાંધીજી કેળવણીના સંબંધમાં કેટલાક ચોક્કસ નિર્ણયો પર આવ્યા. કાકા કાલેલકર કહે છે: 'મારે કહેવું જોઈએ કે, એ બધા વિચારો શાળાના શિક્ષકોને સંપૂર્ણપણે માન્ય હતા. અમુક સિદ્ધાંત ઉપર કેટલો ભાર મૂકવો અને બે ત્રણ તત્ત્વો વચ્ચે સમન્વય કેમ સાધવો, એ વિષે મતભેદો જરૂર હતા. પણ મુખ્ય મુશ્કેલી, બંને સંસ્થા (આશ્રમ અને શાળા) ચલાવતાં, જે તંત્રની મુશ્કેલીઓ આવતી હતી તેને અંગેની હતી. તે વખતના એ કેળવણી વિષયક અથવા પૂ. બાપુજી કહેતા તેમ, આધ્યાત્મિક ઝઘડામાંથી જ વર્ધા યોજનાનું સ્વરૂપ નક્કી થયુ. અને બાપુજી એ નિર્ણય પર આવ્યા કે, રાષ્ટ્રીય મહત્ત્વના ગ્રામઉદ્યોગો ખીલવવાનુ કામ કેળવણીકારના હાથમાં સોંપવું જોઈએ અને તે કેળવણીની ઢબે થવુ જોઈએ.'[1] મગનલાલ ગાંધીનો એવો આગ્રહ હતો કે ઉદ્યોગને પ્રધાનપદ જોઈએ, કાકાસાહેબ કહેતા કે એ બાબતમાં મતભેદને સ્થાન નથી, 'પણ કેળવણીમાં ઉદ્યોગ દાખલ થવો જોઈએ કેળવણીની ઢબે જ, કારખાનાની ઢબે નહીં.'[2]

ગાંધીજી ૧૯૩૨ની સાલમાં કેળવણીના સંબંધમાં નીચે મુજબના નિર્ણયો પર આવ્યા હતા. બીજી ગોળમેજી પરિષદમાંથી પાછા ફર્યા બાદ યરવડાની જેલમાં તેમને અટકાયતમાં રાખવામાં આવ્યા હતા ત્યારે એ તેમણે કાગળ પર લખી કાઢયા હતા. જે વર્ધા યોજના તરીકે ઓળખાય છે તે કેવળ આનું એક આગળનુ ડગલું જ છે.

'૧. બાળકો અને બાળાઓને સાથે કેળવણી આપવી. બાલ્યાવસ્થા આઠ વરસ લગી ગણવી.

૨. તેઓનો વખત મુખ્યત્વે શારીરિક કામમાં ગાળવો જોઈએ અને તે કાર્ય પણ કેળવણીકારની દેખરેખ નીચે. શારીરિક કામ કેળવણીના વિભાગ તરીકે ગણવુ જોઈએ.

---

૧. सत्याग्रहाश्रमनो इतिहास, प्रस्तावना, પા. ૭

૨. जीवननुं परोढ, प्रस्तावना, પા. ૯

૩ પ્રત્યેક બાળક બાળાનું વલણ પારખીને તેને કામ સોંપવું જોઈએ

૪ દરેક કામ લેતા પ્રત્યેક કાર્યના કારણની માહિતી આપવી

૫ બાળક-બાળાને સમજણ થાય ત્યારથી સામાન્ય જ્ઞાન આપવું જોઈએ તેનું આ જ્ઞાન અક્ષરજ્ઞાનની પૂર્વે શરૂ થવું જોઈએ

૬ અક્ષરજ્ઞાનને સુલેખન કળાનો વિભાગ ગણી પ્રથમ બાળકને ભૂમિતિની આકૃતિઓ કાઢતા શીખતા તેના આંગળા વળે ત્યારે તેને બારાખડી આલેખતા શીખવવી એટલે કે, તેને પ્રથમથી જ શુદ્ધ અક્ષર કાઢતા શીખવવું

૭ લખતા પહેલા વાચતા શીખે એટલે કે, અક્ષરોને ચિત્ર સમજી તેને ઓળખતા શીખે ને પછી ચિત્ર કાઢે

૮ આવી રીતે જે બાળક શીખે ને મુખેથી જ્ઞાન પામે તે આઠ વરસની અંદર તો તેના ગજા પ્રમાણે ઘણુ જ્ઞાન પામેલું હોવુ જોઈએ

૯ બાળકોને પરાણે કંઈ જ ન શીખવવું

૧૦ જે શીખે તેમા તેને રસ આવવો જ જોઈએ

૧૧ બાળકને શિક્ષણ રમત જેમ લાગવુ જોઈએ રમત પણ શિક્ષણનો આવશ્યક વિભાગ છે

૧૨ બાળકોની બધી કેળવણી માતૃભાષા મારફત થવી જોઈએ

૧૩ બાળકોને હિંદી ઉર્દૂનુ જ્ઞાન રાષ્ટ્રભાષા તરીકે અપાવુ જોઈએ તેનો આરંભ અક્ષરજ્ઞાન પૂર્વે થવો જોઈએ

૧૪ ધાર્મિક કેળવણી આવશ્યક સમજાવી જોઈએ તે પુસ્તક મારફતે નહીં પણ શિક્ષકના વર્તનમાથી બાળક પામે, અને તેને મુખેથી

૧૫ નવથી સોળ વર્ષનો બીજો કાળ છે

૧૬ બીજા કાળમા પણ સભવે ત્યા લગી બાળક-બાળાની કેળવણી સાથે હોય તો સારું

૧૭ બીજા કાળમાં હિંદુ બાળકોને સંસ્કૃતનું જ્ઞાન મળવું જોઈએ, મુસલમાનને અરબીનુ

૧૮. આ કાળમાં પણ શારીરિક કામ તો ચાલતું જ હોય અક્ષરજ્ઞાનનો સમય આવશ્યકતા પ્રમાણે વધારવો જોઈએ.

૧૯. આ કાળમાં બાળકનાં માબાપનો ધંધો જો નિશ્ચિત થયેલો જોવામાં આવે તો તેને તે ધધાનું જ્ઞાન મળવુ જોઈએ, અને તેને એવી રીતે તૈયાર કરવો જોઈએ કે, જેથી તે બાપૂકા ધધામાંથી પોતાની આજીવિકા મેળવવાનુ પસંદ કરે આ નિયમ બાળાને લાગુ નથી પડતો.

૨૦ સોળ વર્ષ લગીમાં બાળક-બાળાને જગતના ઇતિહાસ–ભૂગોળનું અને વનસ્પતિશાસ્ત્ર, ખગોળ, ગણિત, ભૂમિતિ, બીજ-ગણિતનુ સામાન્ય જ્ઞાન હોવુ જોઈએ

૨૧ સોળ વર્ષનાં બાળક-બાળાને સીવતાં, રસોઈ કરતાં આવડવુ જોઈએ.

૨૨ સોળથી પચીસ વર્ષ લગીનો ત્રીજો કાળ ગણુ છુ તે કાળમા પ્રત્યેક યુવાન કે યુવતીની ઇચ્છા ને તેના સજોગો પ્રમાણે કેળવણી મળે

૨૩ નવ વર્ષ પછીથી શરૂ થતી કેળવણી સ્વાવલબી હોવી જોઈએ, એટલે કે, વિદ્યાર્થી શીખતાં શીખતા એવા ઉદ્યોગોમા રોકાયેલ હોય કે, જેનુ ઉત્પન્ન શાળાનો ખર્ચ ચલાવે

૨૪ શાળામા ઉત્પન્ન તો પ્રથમથી જ શરૂ થાય પણ પ્રથમનાં વર્ષમા ખર્ચ પુરુ થવા પૂરતુ ન થાય

૨૫. શિક્ષકવર્ગના પગાર મોટા હોઈ ન શકે, પણ તેને પેટ પૂરતું મળે. તેઓમા સેવાવૃત્તિ હોવી જોઈએ પ્રાથમિક શિક્ષણને સારુ ગમે તેવા શિક્ષકથી ચલાવી લેવાનો રિવાજ નિંદ્ય છે. શિક્ષક માત્ર ચારિત્ર્યવાન હોવા જોઈએ.

૨૬ શિક્ષણને સારુ મોટાં ને ખરચાળ મકાનોની આવશ્યકતા નથી

૨૭ અગ્રેજીનો અભ્યાસ ભાષા તરીકે જ હોય. અને તેને શિક્ષણક્રમમાં સ્થાન હોવુ જોઈએ હિંદી જેમ રાષ્ટ્રભાષા છે તેમ

અંગ્રેજીનો ઉપયોગ પરરાષ્ટ્રોની સાથેના વ્યવહાર ને વ્યાપારને સારુ છે'[1]

ગાંધીજી કબૂલ કરે છે કે, તેમની અને આશ્રમના તેમના સાથીઓ વચ્ચે સંપૂર્ણ એકમતી નહોતી તથા તેમનો કેળવણીનો સિદ્ધાંત હજી એરણ પર છે પણ એ બાબતમાં સૌ સંમત હતા કે, કેળવણીમાં ઉદ્યોગો અને મુખ્યત્વે કાંતવાને મોટું સ્થાન મળવું જોઈએ, કેળવણી મોટે અંશે સ્વાવલંબી હોવી જોઈએ, અને ગ્રામજીવનને પોષનારી અને તે જીવનની સાથે સંબંધ રાખનારી હોવી જોઈએ[2] સામાન્યપણે જેને શિક્ષણ માનવામાં આવે છે એવું આશ્રમમાં બહુ ઓછું હતું પરંતુ બાળકથી માંડીને વૃદ્ધ સુધી દરેક સ્ત્રીપુરુષમાં કેળવણી માટેની ધગશ પેદા થઈ, જ્ઞાન મેળવવાની ઇચ્છા વધતી ગઈ ગાંધીજી આ વસ્તુને શુભ ચિહ્ન લેખતા હતા, કારણ કે, તેઓ માનતા હતા કે, કેળવણીને સારુ કાળની મર્યાદા જ નથી ખરી કેળવણી શાળા છોડયા પછી શરૂ થાય છે શિક્ષક વિના શિક્ષણ લેવાય જ નહીં, એ વહેમનો તેમણે નાશ કર્યો અને તેઓ એવા નિર્ણય પર આવ્યા કે, મનુષ્યનો ખરો શિક્ષક તે પોતે જ છે, અનુભવ મોટામાં મોટી નિશાળ છે, શાળાનું જ્ઞાન ઘણી વાર કેવળ પોપટિયું હોય છે અને મોટી ઉંમરે પહોંચેલાને સારુ શાળાની જરૂર કરતાં ઇચ્છાની, ખંતની અને આત્મવિશ્વાસની જરૂર છે આશ્રમનું શિક્ષણ આ દૃષ્ટિએ ચાલી રહ્યું હતું અને ગાંધીજીના અભિપ્રાય પ્રમાણે તેને ઠીક ઠીક સફળતા મળી હતી, કારણ કે, આશ્રમનું પ્રત્યેક ખાતું શાળા હતી[3]

આપણે થોડાક પાછળ હઠીને ૧૯૨૦ની સાલ પર જઈએ એ વખતે ગાંધીજીએ ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરીને કેળવણીનો મોટો અખતરો શરૂ કર્યો હતો सा विद्या या विमुक्तये । ગૂજરાત વિદ્યાપીઠનો ધ્યાનમંત્ર છે. એ ધ્યાનમંત્ર ભારે અર્થગંભીર છે એ ધ્યાનમંત્ર સમજાવતાં ગાંધીજીએ કહ્યું 'એનો અર્થ એ છે કે જે મુક્તિ આપે તે વિદ્યા એમાં નાનાનો સમાવેશ થઈ જાય છે એ ન્યાયે આધ્યાત્મિક મુક્તિમાં રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય તેમ જ ભૌતિક સ્વાધીનતાનો સમાવેશ થઈ જાય છે એથી

૧ सत्याग्रहाश्रमनो इतिहास પા. ૮૧–૮૪.
૨ એ જ પા ૮૫
૩ એ જ પા ૮૭, ૮૮

કરીને, શાળા-મહાશાળાઓમાં મેળવેલું જ્ઞાન, કંઈ નહીં તો, એવી સ્વતંત્રતા અપાવનારું હોવું જોઈએ '[૧]

રાષ્ટ્રીય કેળવણી વિષેના વિચારો ૧૯૨૧ની સાલમાં ગાંધીજીએ પ્રજા સમક્ષ એવી તો સુંદર રીતે રજૂ કર્યા છે કે, તેમના જ શબ્દોમાં તે અહીં ઉતારવાનો લોભ અમે છોડી શકતા નથી.

'મારા અભિપ્રાય પ્રમાણે, ચાલુ શિક્ષણપદ્ધતિ સર્વથા અન્યાયી સરકાર સાથે સબંધ ધરાવે છે એ વાત બાજુએ રાખીએ તોયે, ત્રણ મહત્ત્વની બાબતોમાં ખામીવાળી છે:

૧ એનુ મંડાણ પરદેશી સંસ્કૃતિના પાયા પર થયેલુ છે અને આ દેશની સંસ્કૃતિને તેમાથી લગભગ બાદ જ રાખવામા આવી છે.

૨. તે હૃદય અને હાથની કેળવણી પ્રત્યે દુર્લક્ષ કરે છે અને કેવળ બુદ્ધિની કેળવણી પર જ લક્ષ આપે છે.

૩. તે પરદેશી ભાષાના માધ્યમ દ્વારા આપવામાં આવે છે.

'લગભગ શરૂઆતથી જ પાઠ્યપુસ્તકો છોકરાછોકરીઓને પોતાના ઘરમાં જેમની સાથે હમેશાં કામ લેવાનુ હોય છે તે વસ્તુઓની નહીં, પણ જેનાથી તેઓ સાવ અજાણ હોય છે તેવી વસ્તુઓની ચર્ચા કરે છે. છોકરો પોતાની આસપાસ સારુ શું છે અને ખરાબ શુ છે, તે પાઠ્યપુસ્તકમાથી નથી શીખતો તેનો અભ્યાસ જેમ જેમ આગળ વધે છે તેમ તેમ તે પોતાના ઘરથી વધુ ને વધુ દૂર થતો જાય છે અને તેની કેળવણી પૂરી થતા સુધીમાં તે તેની આસપાસની પરિસ્થિતિથી સાવ પરાયો બની જાય છે. ગૃહજીવન વિષે તે કાવ્ય અનુભવી શકતો નથી. ગામડાના દશ્યો તે સમજી જ શકતો નથી. તેની પોતાની સંસ્કૃતિ તેની આગળ મંદબુદ્ધિની, જંગલી, વહેમી તથા સાવ નકામી તરીકે રજૂ કરવામા આવે છે. તેની કેળવણીનો આશય તેની પરંપરાગત સંસ્કૃતિથી તેને વિમુખ કરવાનો હોય છે. આમ છતાં કેળવાયેલા જુવાનિયાઓનો સમુદાય હજી સર્વથા રાષ્ટ્રીયતાની ભાવનાવિહીન નથી થયો એનુ કારણ એ છે કે, તેમની પ્રાચીન સંસ્કૃતિ તેમનાં હાડમા એવી તો ઊંડી ઊતરી ગયેલી છે

૧. યંગ ઇન્ડિયા, ૨૦-૩-'૩૦

કે, તેના વિકાસને અવરોધનાર કેળવણી પણ તેને સંપૂર્ણપણે નિર્મૂળ કરવાને અસમર્થ છે

'બીજા અન્ય દેશોની બાબતમાં ચાહે તે સાચું હોય પણ જ્યાં આગળ એંશી ટકા કરતાં વધારે વસ્તી ખેતી કરનારી હોય અને બીજી દશ ટકા વસ્તી ઉદ્યોગો કરનારી હોય એવા હિં૦ જેવા દેશમાં તો કેળવણી કેવળ પુસ્તકિયા બનાવવી અને પાછળના જીવનમાં શારીરિક કામ કરવા માટે છોકરાછોકરીઓને અયોગ્ય બનાવી દેવા એ ગુનો જ સાચે જ, આપણો ઘણો વખત આપણો નિર્વાહ મેળવવા માટેના પરિશ્રમમાં જતો હોઈ ને આપણાં બાળકોને છેક નાનપણથી જ એવા શ્રમનું ગૌરવ શીખવવું જોઈએ, એમ હું માનું છુ ખેડૂતનો છોકરો નિશાળમાં ભણ્યા પછી ખેતમજૂર તરીકે નકામો શાને થવો જોઈએ? પણ આજે તો તે એ માટે નકામો થઈ જાય છે શાળાઓમાં ભણતા આપણા છોકરાઓ શરીરશ્રમ પ્રત્યે ધિક્કાર નહીં તો સૂગ રાખે છે એ ખરેખર અફસોસકારક છે વળી, નિશાળે જવા જેવા સઘળા છોકરાછોકરીઓ હિંદમાં શાળાનું શિક્ષણ લે એમ આપણે ઇચ્છતા હોઈએ — આપણે ખસૂસ એવું ઇચ્છવું જોઈએ — તો આજની રીત પ્રમાણેની કેળવણી આપવા માટે નાણાં ઊભાં કરવાના આપણી પાસે સાધનો નથી તેમ જ અત્યારે લેવામાં આવે છે તેટલી ફી પણ કરોડો માબાપો આપી શકે એમ નથી એટલા માટે આપણાં બાળકો તેમની કેળવણીનો થોડો અથવા પૂરેપૂરો ખરચ પોતાની મજૂરીથી આપે એમ કરવું જોઈએ

'શારીરિક તાલીમ દાખલ કરવાથી આપણા જેવા ગરીબ દેશમાં બેવડો હેતુ સાધી શકાશે એથી આપણાં બાળકોની કેળવણીનો ખરચ મળી રહેશે અને તેઓ ઇચ્છે તો પાછળના જીવનમાં નિર્વાહ માટે કરી શકે એવો ધંધો તેઓ શીખશે આવી શિક્ષણપદ્ધતિ આપણાં બાળકોને સ્વાશ્રયી બનાવશે આપણે મજૂરીને ધિક્કારતા શીખીએ એના કરતાં રાષ્ટ્રની વધુ અધોગતિ કરનારી બીજી કોઈ વસ્તુ નથી'[1]

---

[1] यंग इंडिया १-९-२१

ગાધીજીએ કહ્યુ છે કે, 'આપણી શાળાઓ અને વિદ્યાલયોને સ્વાશ્રયી કરવા જોઈએ સ્વાશ્રયી એટલે દાન અથવા સરકારી મદદ અથવા વિદ્યાર્થીઓ પાસેથી કઢાવવામા આવતી ફીથી સ્વાશ્રયી નહીં પણ વિદ્યાર્થીઓની પોતાની જાતમહેનતની કમાણીમાથી સ્વાશ્રયી '[1] એ યાદ રાખવુ જોઈએ કે, એ વખતે પણ ગાધીજી 'પુસ્તકોની કેળવણીની સાથે સાથે (નાગરી અમે કર્યું છે) ઉદ્યોગોની કેળવણી આપવાની' આવશ્યકતામા માનતા હતા તેઓ 'કેળવણીને સ્વાશ્રયી બનાવવા માટે ઉદ્યોગોની તાલીમની આવશ્યકતાનો' સ્વીકાર કરતા હતા એટલા માટે તેઓ, વિદ્યાર્થીઓ જાતમહેનતનુ ગૌરવ સમજતા થાય અને અંગમહેનત દ્વારા કરવાના ધધાના અજ્ઞાનને નામોશીરૂપ માનતા થાય એમ ઇચ્છતા હતા પોતાની દલીલના સમર્થનમા તેઓ અમેરિકાનો દાખલો ટાકે છે 'દુનિયાના અતિશય ધનિક ગણાતા, એટલે જ્યા શિક્ષણને સ્વાશ્રયી બનાવવાની કદાચ ઓછામા ઓછી જરૂર છે, એવા અમેરિકા દેશમા વિદ્યાર્થીઓ પોતાનો થોડો અથવા બધો ખર્ચ મહેનત કરીને મેળવી લે છે'[2] ગાધીજી ગરીબ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપવાની પ્રથાનો વિરોધ કરે છે 'ટેકાવા વિદ્યાર્થીના મન પર શિષ્યવૃત્તિનો બોજો જન્મભરનો રહે છે અને રહેવો જોઈએ પોતાની કેળવણીને માટે ધર્માદાન ઉપર આધાર રાખવો પડ્યો હતો એમ પાછના જીવનમા કબૂલ કરવુ કોને સારુ લાગે? આથી ઊલટુ, જેણે સુતારીકામ કે એવુ જ બીજુ કામ કરીને પોતાના મન, શરીર અને આત્માની કેળવણી મેળવવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત કર્યું હશે તેને તે દિવસો યાદ કરતા અભિમાન થયા વિના રહેવાનુ છે?'[3]

કેળવણીમા અહિંસાના સ્થાનનો ઉલ્લેખ કરીને ગાધીજી કહે છે·

"કેળવણીમા જે દૃષ્ટિ કેળવવાની છે તે તો પરસ્પરના નિત્ય સબધની છે જ્યા વાતાવરણ અહિંસારૂપી પ્રાણવાયુ વડે સ્વચ્છ અને સુગધિત થયુ છે, જ્યા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સગા ભાઈ બહેન સમા પોતાની મર્યાદામાં રહી વિચરતા હશે ત્યા વિદ્યાર્થીઓ અને

---

૧. યગ ઇન્ડિયા ૨–૮–'૨૮
૨ એ જ, ૨–૮–'૨૮
૩ એ જ, ૨–૮–'૨૮

અધ્યાપકો વચ્ચે પિતાપુત્ર જેવો પ્રેમ હશે, એકબીજા પ્રત્યે આદર હશે, એકબીજા વચ્ચે વિશ્વાસ હશે. આવો સ્વચ્છ વાયુ એ જ અહિંસાનો નિત્ય, સતત પદાર્થપાઠ છે. આવા અહિંસામય વાતાવરણમાં ઊછરેલા વિદ્યાર્થીઓ નિરંતર સર્વે પ્રત્યે ઉદાર હશે, તેઓ સહેજે સમાજસેવાને સારુ લાયક હશે. . . .કેળવણીમાં અહિંસાની દૃષ્ટિ એટલે કેળવણીના પ્રત્યેક અંગમાં નિત્ય નવો લાગતો, ઊછળતો, ઊભરાતો, શુદ્ધતમ પ્રેમ. એ પ્રેમની સામે વેરભાવ ટકી જ ન શકે. . . . જો સૂર્ય છાબડે ઢાંક્યો છાનો રહે તો કેળવણીમાં રહેલી અહિંસાદૃષ્ટિ છુપાવી શકાય. એવી અહિંસા જે વિદ્યાપીઠમાં પ્રગટશે ત્યાં અહિંસાના કોયડા પૂછવાપણું કોઈને હશે જ નહીં."[૧]

ટીચર્સ વર્લ્ડ નામના સામયિકને તેમણે આપેલી મુલાકાત દ્વારા છેક ૧૯૩૧ ની સાલમાં ગાંધીજીના કેળવણી વિષેના વિચારો આખા ઇંગ્લંડમાં હજારો શિક્ષકો સુધી પહોંચ્યા હતા. એ મુલાકાતમાં તેમની કેળવણીની ફિલસૂફીના કેટલાક મહત્ત્વના સિદ્ધાંતો રજૂ થયા છે. એમાં તેમણે, બાળકોને કેળવવામાં એકમાત્ર પ્રેમની બળજબરી અને પ્રેમના પ્રેરકબળ પર, ક્ષમાના સિદ્ધાંત પર, જે ભૌતિક સત્તાની લાલસામાં નહીં, પણ આધ્યાત્મિક શક્તિમાં પરિણમે એવી સાચી કેળવણીના અર્થ પર, ઘરમાં મળતી કેળવણીના મહત્ત્વ પર, હાથઉદ્યોગોના શિક્ષણ પર, જેથી તેઓ પોતાનાં બાળકોનું યથાર્થ રીતે ઘડતર કરી શકે તે માટે માબાપોની કેળવણી પર ભાર મૂક્યો છે.

ગાંધીજીએ જાતીય અથવા કામશાસ્ત્રના શિક્ષણના ગૂંચવણભર્યા સવાલના ઉકેલમાં ઠીક ઠીક મહત્ત્વનો મૌલિક ફાળો આપ્યો છે. હિંદમાં એ શિક્ષણ પ્રત્યે દુર્લક્ષ કરવામાં આવ્યું હતું. ૧૯૩૬ ની સાલમાં હરિજનમાં તેમણે એ વિષે પોતાના વિચારો દર્શાવ્યા હતા :

છોકરાઓ તથા છોકરીઓને ગુહ્યેન્દ્રિયોના ઉપયોગ અને કાર્ય વિષે અમુક અંશે જ્ઞાન આપવું જોઈએ એમ ગાંધીજી માનતા હતા. એથી તેઓ ગેરરસ્તે અને તે ઇન્દ્રિયોનો દુરુપયોગ કરવા તરફ નહીં દોરવાય. 'બાળકો અને બાળાઓને તે ઇદ્રિયોના ઉપયોગ દુરુપયોગ વિષે જ્ઞાન આપવાની આવશ્યકતાનો હું સ્વીકાર કરું છું. એવું જ્ઞાન મારા હાથ તળે આવેલાં બાળકો ને બાળાઓને આપવાનો પ્રયત્ન મેં કર્યો છે.'[1] ગાંધીજી જે કામશાસ્ત્રના શિક્ષણની હિમાયત કરતા હતા તેનો ઉદ્દેશ કામવાસના ઉપર વિજય મેળવવાનો અને તેને ઊર્ધ્વગામી કરવાનો હતો :

> 'એ જ્ઞાન આપતાં જ મનુષ્ય અને પશુ વચ્ચેનો ભેદ શીખવવાનું આવશ્યક બને છે. મનુષ્ય એ કે જેને હૃદય અને બુદ્ધિ છે. હૃદયને જાગ્રત કરવુ એટલે આત્માને જાગ્રત કરવો. બુદ્ધિને જાગ્રત કરવી એટલે સારાસારનો ભેદ શીખવવો એ શીખવતાં જ કામ ઉપર વિજય કેમ મળે એ શીખવાય છે.'[2]

જાતીય શિક્ષણ વિષેના ગાંધીજીના વિચારો આધુનિક સમયના માનસ-શાસ્ત્રીઓએ કરેલા સશોધન સાથે સંપૂર્ણપણે બધ બેસતા આવે છે. તેઓ પણ માને છે કે, આપણે એ વિષયને, જેને વિષે સૌ કોઈને જ્ઞાન હોવુ જોઈએ, એવો ગણવો જોઈએ. એનુ શિક્ષણ જીવવિદ્યાના શિક્ષણની સાથે શરૂ થવુ જોઈએ તથા એ કંઈક પવિત્ર, ભાવનામૂલક અને ગૂઢ વસ્તુ છે, એ રીતે આપણે એને વિષે વાત ન કરવી જોઈએ. ગાંધીજી પોતાની વેધક દૃષ્ટિથી જોઈ ગયા કે, કામશાસ્ત્ર એક અતિશય ઉપયોગી શાસ્ત્ર છે, પરતુ વિચિત્ર વાત એ છે કે, એના પ્રત્યે બીજા કોઈ પણ શાસ્ત્ર કરતાં વધારે દુર્લક્ષ કરવામા આવે છે. બાળકને એને વિષે સહજ જિજ્ઞાસા હોય છે, પરંતુ તેના ચિત્તમાં રૂઢ થઈ ગયેલા સામાજિક અને નૈતિક વિધિનિષેધોને કારણે તે પણ એ જાણવા માગતું નથી હોતુ. આમ તેના દિલમાં એકી વખતે આકર્ષણ અને સૂગના ભાવો રહેલા હોય છે. આ ભાવો તેના ચિત્તના અર્ધજાગ્રત પ્રદેશમાં માનસિક સઘર્ષ પેદા કરે છે. પાછળના જીવનના આપણા આચરણના ઘણાખરા કોયડાઓનાં તથા દૂષણોના મૂળ બાળકના જીવનના એ શરૂઆતનાં થોડાં વરસો દરમ્યાન

૧. હરિજન, ૨૧-૧૧-'૩૬
૨. એ જ, ૨૧-૧૧-'૩૬

પેદા થયેલા માનસિક સંઘર્ષમાંથી ખાળી શકાય. જાતીયતા અંગેની માહિતી તેને યોગ્ય રીતે આપવાથી તેનું કુતૂહલ સંતોષાશે અને તેના જીવનના આરંભના વરસોમાં તેના વ્યક્તિત્વનો મજબૂત પાયો નંખાશે.

કામવિજ્ઞાનનું શિક્ષણ કોણે આપવું એ બાબતમાં ગાંધીજી માનસશાસ્ત્રીઓ સાથે સંમત નથી. માનસશાસ્ત્રીઓ માને છે કે, એ શિક્ષણ જો તેને એ વિષે પૂછવામાં આવે તો માતાએ અથવા પિતાએ આપવું જોઈએ. એ વિષે શિક્ષકને સવાલો પૂછવામાં આવે તો તેણે પણ એના જવાબો આપવા જોઈએ. ગાંધીજી માને છે કે જેમણે કામવિજ્ઞાનનો, એટલે કે, આત્મસંયમના શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય અને પોતાની જાત ઉપર કાબૂ મેળવ્યો હોય તેઓ જ એ શિક્ષણ આપી શકે. એ સત્શાસ્ત્ર કોણ શીખવે એવા સવાલનો જવાબ આપતાં ગાંધીજી જણાવે છે:

'જેમ ખગોળનું શાસ્ત્ર તેમાં પારંગત થયેલો શીખવે તેમ જ કામજીવનનું શાસ્ત્ર જેણે કામને જીત્યો હોય તે જ શીખવે. તેની ભાષામાં સંસ્કાર હશે, બળ હશે, જીવન હશે. જેના ઉચ્ચારણની પાછળ અનુભવજ્ઞાન નથી તેનું ઉચ્ચારણ જડવત્ છે, તે કોઈને નહીં સ્પર્શે. જેને અનુભવજ્ઞાન છે તેનું કથન ઊગે જ.'[1]

માબાપો તથા શિક્ષકો કામવિજ્ઞાન શીખવી શકે એમ માનસશાસ્ત્રીઓ કહે છે તેનો અર્થ એ નથી કે, હરકોઈ માબાપ કે શિક્ષક એ શીખવવાને લાયક છે. તેઓ એમ પણ માને છે કે, જીવન વિષે સમતોલ દૃષ્ટિવાળા તથા જેમણે પોતાના સવાલો ઉકેલવામાં સફળતા મેળવી હોય એવા માબાપો અને શિક્ષકો જ એ જ્ઞાન સૌથી સારી રીતે આપી શકે. ગાંધીજીની પેઠે તેઓ પણ કહે છે કે એ જ્ઞાન વ્યક્તિગત રીતે સવાલોના જવાબના રૂપમાં આપવું જોઈએ, વર્ગના શિક્ષણના રૂપમાં નહીં; તથા એ વિષયને લગતી સામાન્ય માહિતી જીવવિદ્યા દ્વારા આપી શકાય. તરુણોને પોતાના વિશિષ્ટ પ્રકારના અંગત સવાલો હોય છે અને તેથી તેઓ ચિંતામુક્ત થવાને માટે પોતાના શિક્ષક પાસે જાય છે. તેમના આવેગો યોગ્ય છે કે નહીં તે તેઓ જાણવા માગતા હોય છે. શિક્ષક જે ખુલાસો અથવા સમજૂતી આપે તેનાથી તેમને સંતોષ ન થાય તો તેઓ ગલીચ પ્રકારના સાહિત્યનો આશરો લે છે. એ સાહિત્ય તેમને મૂંઝવણના અગાધ ખાડામાં ધકેલી

૧ હરિજન, ૨૧-૧૧-૩૬

દે છે અને તેમને લાભ કરતાં નુકસાન વધારે કરે છે. તેઓ કંઈક દુર્દૈવ્ય, અજ્ઞાત વસ્તુના વળગાડના ભોગ બન્યા છે, એવી માન્યતામાંથી પેદા થતી ચિંતા તેમને વિનાશને પથે દોરી જશે, સિવાય કે, તેનુ નિરાકરણ કરવામાં આવે અને તેમનામાં આત્મવિશ્વાસ ફરીથી સ્થાપિત કરવામાં આવે.

હવે આપણે ૧૯૩૭ની સાલ પર આવીએ છીએ. એ સાલમાં ગાંધીજીના કેળવણી વિષેના વિચારોએ છેવટનુ સ્વરૂપ ધારણ કર્યું અને દક્ષિણ આફ્રિકા તથા હિંદમાંના તેમના ચાળીસ વરસ જેટલા લાંબા સમયના અનુભવ અને પ્રયોગોને અંતે કેળવણીની ફિલસૂફીના રૂપમાં પરિણમ્યા. તેમના કેળવણીના સિદ્ધાંતનાં બધાં તત્ત્વો એકત્ર થઈને એક સાંગોપાંગ રચનામાં આકાર પામ્યાં. અને એ વસ્તુએ દુનિયાના સૌથી મહાન કેળવણી-કારોની પંક્તિમા તેમને કાયમને માટે સ્થાન આપ્યુ. એ સમય સુધીમાં તેઓ એવા નિર્ણય પર આવ્યા કે, 'સમગ્ર કેળવણી કોઈ ને કોઈ હાથ-કામ અથવા ઉદ્યોગ દ્વારા આપવી જોઈએ' આપણે જોઈ ગયા છીએ કે, આ અગાઉ પણ તેમણે વિદ્યાર્થીઓને હાથઉદ્યોગો શીખવવાની હિમાયત કરી હતી. 'પરંતુ એ વખતની ધંધાદારી અથવા ઉદ્યોગોની તાલીમ કેળવણીનો હેતુ સારનારી નહોતી. ઉદ્યોગો કેવળ ઉદ્યોગોને ખાતર જ શીખવવામાં આવતા હતા; તેમની સાથે સાથે જ બુદ્ધિનો પણ વિકાસ સાધવાનો પ્રયત્ન કરવામાં આવતો નહોતો.'[1] હવે ગાંધીજીએ ઉદ્યોગોને જેની આસપાસ શિક્ષણ ફરતુ રહેવુ જોઈએ એવુ કેન્દ્ર બનાવ્યુ. એટલુ જ નહીં પણ આપણા દેશનાં ગામડાંઓમાં વસતા આપણા કરોડો દેશવાસીઓ માટે, સૌથી અનુકૂળ ઉદ્યોગ તરીકે કાંતણ અને તકલીની ભલામણ કરી તકલીમાં તેમને આપણા સવાલનો એકમાત્ર વહેવારુ ઉકેલ દેખાયો શારીરિક તાલીમને અક્ષરજ્ઞાનની પૂરક બનાવવી એવો એનો અર્થ નથી, પણ શારીરિક તાલીમને અક્ષરજ્ઞાન આપવાનુ સાધન બનાવવુ એવો એનો અર્થ છે. ગાંધીજીના કેળવણીના સિદ્ધાંતનુ એ હાર્દ છે અને એને કેળવણીની વિચારણામાં તેમણે આપેલા અપૂર્વ અને કાયમી ફાળા તરીકે લેખી શકાય. તકલી અથવા રેંટિયો પુરાણા જમાનાનુ કેવળ સૂતર કાંતવાનુ યંત્ર જ નથી. એ એક એવું કેન્દ્ર છે જેની આસપાસ શાંતિની સંસ્કૃતિ નિર્માણ કરી

૧. એજ્યુકેશનલ રીકન્સ્ટ્રક્શન, પા. ૬૧

શકાય એટલે કેળવણીના સઘળા તબક્કાઓમાં તેને કેન્દ્રસ્થાન મળવું જોઈએ શ્રી કિશોરલાલ મશરૂવાળા સાચું જ કહે છે કે

‘રેંટિયો છેક બાલ્યાવસ્થાથી બાળકના જીવનનો એક ભાગ બની જાય અને તેના જીવનના અંત સુધી એમ જ રહે તે સિવાય ખાદી પણ જડ ઘાલી શકવાની નથી રેંટિયો ગાંધીજીના સમગ્ર રચનાત્મક કાર્યક્રમનું પ્રતીક હોવાથી, લોકસેવક સંઘ વિષેની પોતાની છેલ્લી નોંધમાં ગાંધીજીએ ભારપૂર્વક જણાવ્યું છે કે, લોકસેવકે, હિંદુસ્તાની તાલીમી સંઘે નક્કી કરેલી નીતિ મુજબ નયી તાલીમને ધોરણે જન્મથી મરણ સુધી ગ્રામવાસીઓની કેળવણીની વ્યવસ્થા કરવી જોઈએ’

કેળવણીકાર તરીકેની ગાંધીજીની મહત્તા, દુનિયાને તેમણે કેળવણીની સંગીન યોજના આપી કેવળ એ હકીકતમાં જ નહીં, પણ અભૂતપૂર્વ પાયા પર તેમણે જે રીતે તેની ઉપયોગિતા અને અસરકારકતા દર્શાવી આપી તેમાં રહેલી છે હવે આપણે, જે સર્વત્ર વર્ધા યોજના અથવા પાયાની રાષ્ટ્રીય કેળવણીના નામથી ઓળખાય છે, તે કેળવણીના સિદ્ધાંતની વિગતે વિચારણા કરીશું

સામાજિક, રાજકીય તેમ જ ધાર્મિક વગેરે સઘળા પ્રકારના શોષણથી મુક્ત હોવી જોઈએ',[1] એમ આચાર્ય કૃપાલાની માને છે. જ્યાં પણ શોષણ હોય છે ત્યાં માણસનું આધ્યાત્મિક ગૌરવ હણાય છે અને તે પોતે સ્વતઃ સાધક નહીં પણ કેવળ સાધન બની જાય છે. શોષણ નષ્ટ થતાં સામાજિક ન્યાય તથા સૌને માટે તકોની સમાનતાના દ્વાર ખૂલે છે. દ્વેષ, અસૂયા અને અંગત સ્વાર્થનું સ્થાન પ્રેમ અને સેવા લે છે. એવા સમાજમાં અર્થભેદો કે વર્ગભેદોને સ્થાન હોતું નથી. સત્તા, સામાજિક દરજ્જો અથવા ભૌતિક સંપત્તિ, મૂઠીભર લોકોના હાથમાં કેન્દ્રિત થતાં નથી. કાકા કાલેલકર કહે છે કે, આવી સમાજવ્યવસ્થા પ્રવર્તાવવા માટે આપણી પાસે સંગઠિત શાન્તિ સેના હોવી જોઈએ. અહિંસાના પાયા પર સમાજવ્યવસ્થા નિર્ભર હોય ત્યાં આગળ બંદૂકોનું સ્થાન તપશ્ચર્યા અને આત્મનિગ્રહ લે છે અને એ જીવનમાં ઉતારનાર પ્રત્યેક એ સમાજવ્યવસ્થાનો રક્ષક છે.

ગાંધીજી મજૂરો અથવા કામદારોનો વર્ગરહિત સમાજ કલ્પે છે. તેમના સમાજમાં આળસુ લોકોને, કામચોરી કરનારને તથા પરોપજીવીઓને સ્થાન નથી. ગાંધીજીની કલ્પના પ્રમાણેના શોષણમુક્ત સમાજે નૈતિક બળ કે નૈતિક દબાણ પર આધાર રાખવો રહ્યો. ગાંધીજી સમાજનું આર્થિક તેમ જ સામાજિક ચણતર વિકેન્દ્રિત ઉદ્યોગો અને ખેતી પર કરવા માગે છે. એ બંને ક્ષેત્રોમાં સહકારના પાયા પરના વ્યવસાયને માટે અવકાશ રહે એથી કરીને તેઓ મર્યાદિત ખાનગી મિલકતને ધોરણે ચાલતા ગૃહ તેમ જ ગ્રામઉદ્યોગોની હિમાયત કરે છે. તેઓ મોટી જમીનદારીઓની પણ વિરુદ્ધ છે. કોઈ પણ પ્રકારના શરીરશ્રમને તેઓ નીચો કે હીન ગણતા નથી. તેમને મન હરેક પ્રકારનું કામ ગૌરવશાળી અને પવિત્ર છે. તેમના અભિપ્રાય પ્રમાણે નીચામાં નીચું ગણાતું કામ વ્યક્તિએ પોતાને માટે, અને જરૂર પડ્યે બીજાઓને માટે પણ, પોતે જ કરવું જોઈએ. જન્મ, સંપત્તિ કે ધંધાને ધોરણે રચાયેલા વર્ગો અને જ્ઞાતિઓના ચડતાઊતરતા દરજ્જા પ્રત્યે તેમને અણગમો છે.

ગાંધીજીની કલ્પના મુજબની અહિંસક સમાજરચના ગ્રામસ્વરાજ અથવા ગ્રામપંચાયતોના પાયા પર રચાવી જોઈએ. ગ્રામસ્વરાજનો

૧. ધી લેસ્ટ વે, પા. ૮૧.

ગાંધીજીનો ખ્યાલ એવો છે કે, પોતાની મહત્ત્વની જરૂરિયાતો માટે પોતાના પડોશીઓથી સ્વતંત્ર અને છતાં જ્યાં બીજાઓ પર આધાર જરૂરી હોય તેવી બાબતોમાં પરસ્પરાવલંબી, એવું તે સર્વાંગસપૂર્ણ પ્રજાસત્તાક છે પોતાને માટે જરૂરી ખોરાક પકવવો તથા કાપડ માટે જરૂરી કપાસ પકવવો એ દરેક ગામનું પ્રધાન કાર્ય હોવું જોઈએ પોતાના ઢોરને માટે તેની પાસે ગૌચર હોય તથા બાળકો અને મોટેરાઓના મનોરંજન અને રમતગમત માટે રમતનું મેદાન હોય જો જમીન વધુ પ્રમાણમાં હોય તો તે તબાકુ અફીણ અને એવી બીજી માદક વસ્તુઓ સિવાયનો વેચાણ માટેનો પાક પકવી શકે ગામ નાટકશાળા શાળા તથા સભાગૃહની જોગવાઈ કરે ગામને પાણી મળે એવી પાણી માટેની વ્યવસ્થા પણ તે કરે શકય હોય તેટલા પ્રમાણમાં હરેક પ્રવૃત્તિ સહકારી ધોરણે ચલાવવામાં આવે ગામનો વહીવટ પંચાયત ચલાવે તેની ચૂંટણી ગામના પુખ્તવયના સ્ત્રીપુરુષો દર વરસે કરે 'અહીં વ્યક્તિસ્વાતંત્ર્ય પર રચાયેલી સંપૂર્ણ લોકશાહી છે વ્યક્તિ પોતે જ પોતાની સરકાર રચે છે તેના પર તથા તેની સરકાર પર અહિંસાના કાયદાનું શાસન ચાલે છે તે તથા તેનું ગામ આખી દુનિયાના બળને પડકારવાને સમર્થ છે કારણ કે પોતાની તેમ જ પોતાના ગામની આબરૂનું રક્ષણ કરવાને તે મરણને ભેટશે એ કાયદાનું પ્રત્યેક ગ્રામનારી પર શાસન ચાલે છે'[1]

બ્રિટિશરો હિંદમાં આવ્યા ત્યાર આ દેશમાં આવા જ સ્વરાજ ભોગવતા પ્રજાસત્તાકો હતા અને તે ગ્રામપંચાયતોને નામે ઓળખાતા હતા બ્રિટિશ અમલ નીચે ગ્રામસ્વરાજની એ વ્યવસ્થા તૂટી પડી પરિણામે ગામડાની વસ્તીનો પ્રવાહ ઔદ્યોગિક શહેરો તરફ વહેવા લાગ્યો અને ત્યાં આગળ લગભગ પશુતુલ્ય જીવન ગાળવાનું તેમને નસીબે આવ્યું

ગાંધીજી ભૂતકાળનો હિંદનો સાંસ્કૃતિક વારસો તેમ જ તેની આજની સામાજિક અને આર્થિક સ્થિતિ અને ભવિષ્યની જરૂરિયાતો લક્ષમાં રાખીને હિંદના સમાજની પુનર્રચના ઉપર દર્શાવ્યા પ્રમાણે કરવા ધારે છે એ આદર્શ સિદ્ધ કરવા માટે તેમણે વ્યક્તિના તેમ જ રાષ્ટ્રના માર્ગદર્શન માટે લડતનો તેમ જ રચનાત્મક કાર્યનો સર્વેગ્રાહી અને સળંગસૂત્ર કાર્યક્રમ

1 હરિજન ૨૬-૭-૪૨

ઘડી કાઢયો તેમના સિદ્ધાંતો તથા કાર્યક્રમો એક સમગ્ર ઘટકના અવિભાજ્ય અંગો છે આચાર્ય કૃપાલાનીના શબ્દોમા કહીએ તો

'એ ચારિત્ર્યને અનુલક્ષીને, કેળવણીની એક નવી યોજના વિચારી કાઢવામા આવી છે રાજકીય ક્ષેત્રમા સત્ય અને અહિંસાથી શરૂઆત કરીને ગાંધીજીએ રેંટિયા અને ખાદીની, અસ્પૃશ્યતાનિવારણની, હિંદુ મુસ્લિમ ઐકયની, સ્ત્રી સ્વાતંત્ર્યની (પાશ્ચાત્ય અર્થમા શારીરિક જીવન જીવવા માટેની સમાન તકોના પાયા ઉપર ઊભુ કરેલુ સ્ત્રીસ્વાતંત્ર્ય નહીં, પરંતુ સમાજસેવા અને તે દ્વારા વૈયક્તિક વિકાસની તકોના પાયાવાળુ સ્ત્રીસ્વાતંત્ર્ય.), તથા જૂના ગ્રામઉદ્યોગો સજીવન કરવાની તેમ જ નવા શરૂ કરવાની યોજનાઓ તારવી કાઢી છે તે બધામાથી આગળ વધતા વધતા તેઓ હવે કેળવણીની આ નવી યોજના ઉપર આવ્યા છે. કેળવણી છેલ્લી આવી છે, અને એ સ્વાભાવિક છે. કારણ કે, કેળવણી હમેશા વહેવારને અનુસરે છે, પરંતુ એ કેળવણી આગળ ગયેલી બધી બાબતો માટે, અર્થાત્ જીવનની સળંગ વ્યવસ્થા માટે છે તેનો હેતુ બધા શોષણથી મુક્ત એવા આ ન્યાયી અને નીતિમય સમાજમા બાળક ભવિષ્યમા જે સ્થાન લેવાનુ છે, તે માટે તેને તૈયાર કરવાનો છે એવા સમાજની આવશ્યકતાઓને અનુલક્ષીને તેના ચારિત્ર્યનુ ઘડતર કરવા માટે તે છે ગાંધીજીની સામાજિક-રાજકીય ઇમારતોનો તે કળશ છે'[1]

આ ઉપરથી જોઈ શકાશે કે, ગાંધીજીએ કેળવણીની એવી યોજના નિર્માણ કરી જે તેમની કલ્પના પ્રમાણેની સામાજવ્યવસ્થા પેદા કરવામા મદદરૂપ થાય લગભગ ચાલીસ વરસ જેટલા સમય સુધી પ્રયોગો અને અખતરાઓ પછી ગાંધીજીએ ૧૯૩૭ની સાલમા કેળવણીની આ યોજનાને રાષ્ટ્રવ્યાપી પાયા પર અમલ કરવા માટે છેવટનુ સ્વરૂપ આપ્યુ વર્ધા યોજના અથવા પાયાની રાષ્ટ્રીય કેળવણીના નામથી ઓળખાતી નવી યોજનાની ગાંધીજીએ હરિજનમા એકાએક જાહેરાત કરી પોતાની આ ક્રાંતિકારી યોજનાની જાહેરાત કરીને તેમણે જાણે પ્રજા ઉપર બૉમ્બનો ધડાકો કર્યો તેમના વિચારો પ્રચલિત ખ્યાલો તથા કેળવણીકારોની સ્વીકૃત થયેલી પરંપરાગત માન્યતાઓથી વિરુદ્ધ હતા કહેવાતા નિષ્ણાતો તરફથી વિરોધનો વંટોળ મચાવવામા આવ્યો 'એ નવા વિચારોને, પ્રત્યાઘાતી, ક્રાંતિવિરોધી, મધ્યયુગીન, અવહેવારુ, ઘેલછાભર્યા, આધ્યાત્મિક વગેરે વિશેષણોથી નવાજવામા આવ્યા'[2] વિરોધીઓ તેમ જ મિત્રો

૧. ધા ઝાગ ફેડ, પા ૧૦૨-૩
૨ એ જ, પા ૫

કેળવણીની આ બધી કક્ષાઓનો સમાવેશ થાય છે, પરંતુ સાતથી ચૌદ વરસ સુધીની ઉંમરના બાળકોની કેળવણી પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે ગાંધીજી કહે છે કે

'આજે પ્રાથમિક, મિડલ અને હાઈસ્કૂલની કેળવણીને નામે જે ચાલે છે તેની જગા સાત કે વધારે વરસ પહોંચે એવી પ્રાથમિક કેળવણીએ લેવી જોઈએ એ કેળવણીમા અંગ્રેજીને બાદ કરતા મૅટ્રિક લગીના સર્વ વિષયો, અને તે ઉપરાત એકાદ ઉદ્યોગ એટલાનુ જ્ઞાન અપાય ઉદ્યોગ એ જ્ઞાનના સર્વ ક્ષેત્રોમા છોકરા છોકરીઓના મનનો વિકાસ સાધવાના સાધનરૂપ હોય'[1]

ગોઠવણ કરી શકાય. ગાંધીજીના અભિપ્રાય પ્રમાણે સરકારી વિદ્યાપીઠો કેવળ પરીક્ષા લેનારી સંસ્થાઓ જ રહે, અને પોતાનું ખરચ પરીક્ષાઓની ફીમાંથી કાઢી સ્વાવલંબી બને. ગાંધીજી કહે છે:

'વિદ્યાપીઠો કેળવણીના આખા ક્ષેત્રની સંભાળ રાખશે, અને કેળવણીનાં વિવિધ ક્ષેત્રોમાં અભ્યાસક્રમો તૈયાર કરશે અને મંજૂર કરશે. કોઈ પણ ખાનગી નિશાળ તે પ્રાંતની વિદ્યાપીઠની અગાઉથી મંજૂરી લીધા વિના ચાલવી ન જોઈએ. વિદ્યાપીઠ (યુનિવર્સિટી)ના ચાર્ટર સુપાત્ર અને પ્રામાણિક માણસોના કોઈ પણ મંડળને છૂટે હાથે આપવા જોઈએ, માત્ર એટલી ચોખવટ હમેશાં રાખવી જોઈએ કે, એ વિદ્યાપીઠો પાછળ સરકારને કંઈ જ ખરચ કરવું નહીં પડે. સરકાર માત્ર એક મધ્યવર્તી કેળવણી ખાતું જ ચલાવશે.'[૧]

આમ, આ ઉપરથી સ્પષ્ટ થશે કે, ગાંધીજી કેળવણીને એક અવિભાજ્ય અને સર્વાંગસંપૂર્ણ પ્રક્રિયા લેખતા હતા. પરંતુ દેશની વિશિષ્ટ પ્રકારની પરિસ્થિતિ ધ્યાનમાં લઈને, તેમણે પોતાનું લક્ષ પ્રથમ સાતથી ચૌદ વરસ વચ્ચેની ઉંમરના બાળકોની કેળવણી ઉપર કેન્દ્રિત કર્યું. કેળવણીની બીજી કક્ષાઓનું મહત્ત્વ તેઓ ઓછું આંકતા નહોતા, પરંતુ તેમનો એવો અભિપ્રાય હતો કે, આ દેશમા લોકશાહીના સફળ સંચાલન માટે એ લઘુતમ સાર્વત્રિક કેળવણી અનિવાર્ય છે તેઓ કહે છે. 'મને લાગે છે કે, આપણે ઉચ્ચ કેળવણીનો સવાલ થોડા વખત માટે મોકૂફ રાખી શકીએ, પરતુ પ્રાથમિક કેળવણીનો સવાલ તો એક ક્ષણ માટે પણ મોકૂફ રાખી શકાય નહી.'[૨]

## ૨. કેળવણીના કેન્દ્ર તરીકે ઉદ્યોગો

કેળવણી કોઈક ઉદ્યોગ અથવા ઉત્પાદક કામ દ્વારા અપાવી જોઈએ. એ ઉદ્યોગ અથવા ઉત્પાદક કામ શાળામાં અપાતા બીજા શિક્ષણનું કેન્દ્ર બનવું જોઈએ. ઝાકીરહુસેન સમિતિના કહેવા પ્રમાણે, 'ફાવટ આવે એવા કોઈક ઉત્પાદક કામ દ્વારા બાળકોને કેળવણી આપવાની કલ્પનાની આધુનિક શૈક્ષણિક વિચારણા લગભગ એકમતે ભલામણ કરે છે. બાળકોને

૧. હરિજન, ૨–૧૦'૩૭
૨. ऐज्युकेशनल रीकन्स्ट्रक्शन, पा. ९६

તરફથી એકે અનાજે વિરોધ પોકારવામાં આવ્યો થોડાક શ્રદ્ધાવાળા લોકો વધુ સ્પષ્ટતા માટે રાહ જોવા લાગ્યા વિરોધીઓ કહેવા લાગ્યા કે, એ યોજના ગાંધીજીએ રજૂ કરેલી અશક્ય યોજનાઓ પૈકી સૌથી વધારે અશક્ય છે સરકારી અમલદારો ખભા ચડાવીને તેની મજાક કરવા લાગ્યા ગાંધીજીએ તેમના ટીકાકારોને જવાબ આપ્યો અને જેઓ તે સમજવા માગતા હતા તેમના માર્ગદર્શન માટે યોજનાની વિગતો ભરી કાઢીને તેને સાંગોપાંગ બનાવી એને કાગળે લેગો થોડાક ટેકા આપનારા મળ્યા અને થોડાકનો વિચારપલટો થયો

એ જ અરસામાં વર્ધાની મારવાડી હાઈસ્કૂલ — તેનું નવું નામ નવભારત વિદ્યાલય પાડવામાં આવ્યું હતું — પોતાનો રૌપ્ય મહોત્સવ ઊજવી રહી હતી તેના વ્યવસ્થાપકોએ એ પ્રસંગે, ગાંધીજી હરિજનપત્રમાં કેળવણીની જે યોજનાનું નિરૂપણ કરી રહ્યા હતા તેની ચર્ચા કરવા માટે રાષ્ટ્રીય ભાવનાવાળા કેળવણીકારોની એક નાનકડી પરિષદ બોલાવવાનો વિચાર કર્યો ગાંધીજીએ એમાં સંમતિ આપી અને ૧૯૩૭ની સાલના ઓક્ટોબર માસની ૨૨મી તથા ૨૩મી તારીખે તેમના પ્રમુખપદ નીચે વર્ધામાં અખિલ ભારત રાષ્ટ્રીય કેળવણી પરિષદ મળી જેઓ એ સવાલમાં ઊંડો રસ લેતા હતા તેવા થોડા કેળવણીકારોને જ પરિષદમાં આમંત્રવામાં આવ્યા હતા પરિષદ ભારે જનમારૂપ થાય એવી અપેક્ષા નહોતી પ્રેક્ષકો હતા જ નહીં અને તે કેવળ એક કાર્ય કરનારાઓની સભા હતી

પરિષદ સમક્ષ ગાંધીજીએ લાંબુ મંગળપ્રવચન કર્યું અને તેમાં તેમણે પોતાની કેળવણીની ફિલસૂફીની મુખ્ય મુખ્ય બાજુઓ વિગતે સમજાવી એ પછીથી એ શિક્ષણયોજના વિષે વિવેચનાત્મક ચર્ચા થઈ અને તેમાં ડૉ ઝાકીર હુસેન પ્રોફેસર કે ટી શાહ, આચાર્ય વિનોબા ભાવે કાકા કાલેલકર, શ્રી મહાદેવ દેસાઈ જેવા નામાંકિત કેળવણીકારોએ અને કેળવણી ખાતાના ઘણા પ્રધાનોએ ભાગ લીધો પછીથી પરિષદે નીચેના ઠરાવો

૩. આખા સમય દરમ્યાન કેળવણીની પ્રક્રિયા કોઈ પ્રકારના શારીરિક અને ઉત્પાદક કામની આસપાસ ગૂંથાવી જોઈએ; અને બાળકનું વાતાવરણ લક્ષમાં રાખીને, પસંદ કરેલા એવા મધ્યવર્તી હાથઉદ્યોગની જોડે બને ત્યાં સુધી અનુસંધાન રહે તેવી રીતે, તેની બધી શક્તિઓનો વિકાસ થવો જોઈએ કે શિક્ષણ અપાવું જોઈએ.

૪. આ શિક્ષણપદ્ધતિમાંથી ધીરે ધીરે શિક્ષકોનો પગાર નીકળી રહેશે.

પછીથી પરિષદે, ઉપરના ઠરાવો લક્ષમાં રાખીને વિગતવાર અભ્યાસક્રમ તૈયાર કરવા માટે ડૉ. ઝાકીર હુસેનના પ્રમુખપદ નીચે અગ્રગણ્ય કેળવણીકારોની એક સમિતિ નીમી. એ સમિતિએ વર્ધા પરિષદમાંથી ઉદ્‌ભવ્યા પ્રમાણેના કેળવણીના સવાલની બધી બાજુએથી તપાસ કરી અને ૧૯૩૭ના ડિસેમ્બર માસની ૨૭ તારીખે પોતાનો હેવાલ ગાંધીજીને સુપરત કર્યો. એ હેવાલમાં જેને વર્ધા યોજના અથવા પાયાની રાષ્ટ્રીય કેળવણી તરીકે ઓળખવામાં આવે છે તેનો સમાવેશ થાય છે.

હવે આપણે વર્ધા યોજનાનાં મહત્ત્વનાં લક્ષણો વર્ણવીશું :

### ૧. મફત ફરજિયાત કેળવણી

સાતથી ચૌદ વરસ વચ્ચેના સઘળા છોકરા તથા છોકરીઓને મફત અને ફરજિયાત કેળવણી આપવી જોઈએ. માબાપો ઇચ્છે તો, ખાસ છૂટ તરીકે છોકરીને બાર વરસ પૂરાં થયા પછી ઉઠાડી લઈ શકે. સમિતિએ આ સર્વસામાન્ય લઘુતમ કેળવણીને પાયાની રાષ્ટ્રીય કેળવણી એવું નામ આપ્યું. પરંતુ ગાંધીજીના અભિપ્રાય પ્રમાણે, "ગામડાંના હાથઉદ્યોગો મારફત ગામડાંની રાષ્ટ્રીય કેળવણી એવું નામ ઓછું આકર્ષક હોવા છતાં વધારે સારું થાત. 'ગામડાની' કહેતાં ઉચ્ચ કહેવાતું કે અંગ્રેજી શિક્ષણ બાદ થાય છે. 'રાષ્ટ્રીય' શબ્દ આજે સત્ય અને અહિંસા એવો અર્થ સૂચવે છે ...[1] કેળવણીની વર્તમાન પદ્ધતિ પરદેશથી આયાત કરવામાં આવેલી અને રાષ્ટ્રવિરોધી છે, જ્યારે ગાંધીજીની પદ્ધતિ શુદ્ધ રૂપમાં રાષ્ટ્રીય છે.

આ ઉપરથી કોઈ એવું અનુમાન ન કરે કે, ગાંધીજી તથા ઝાકીર હુસેન સમિતિ પૂર્વ-પ્રાથમિક, ઉત્તર-પ્રાથમિક, ઉચ્ચ તથા પ્રૌઢ કેળવણીની જરૂરિયાત પિછાનતી નહોતી. વસ્તુતાએ, ગાંધીજીની કેળવણીની ફિલસૂફીમાં

[1] હિંદુસ્તાની તાલીમી સંઘે પ્રસિદ્ધ કરેલા બેઝિક નૅશનલ એજ્યુકેશનની બીજી આવૃત્તિનું આમુખ.

સર્વાંગી કેળવણી આપવા માટે એ પદ્ધતિ સૌથી વધુ અસરકારક જોવામાં આવે છે '

સમિતિએ એ પદ્ધતિનો પૂરેપૂરો લાભ મેળવવા માટે કેટલીક શરતો નક્કી કરી છે

"એક તો એ કે, જે હાથઉદ્યોગ કે ઉત્પાદક કામ પસંદ કરવામાં આવે તે એવું હોવું જોઈએ કે તેની વાટે કેળવણી આપવાનો ખૂબ અવકાશ હોય. એ કામનો અગત્યના માનવી પ્રવૃત્તિઓ અને હિતોની સાથે સ્વાભાવિક સંબંધ હોવો જોઈએ, અને એ કામ એવું હોવું જોઈએ કે તેનો વિસ્તાર શાળાના આખા અભ્યાસક્રમ જેટલો થઈ શકે એમ હોય કેળવણીની આ નવી યોજનાનો મુખ્ય ઉદ્દેશ યન્ત્રવત્ કોઈ ઉદ્યોગ કરી શકે એવા કારીગરો પેદા કરવાનો નથી પણ ઉદ્યોગની ક્રિયાઓમાં કેળવણી મળવાનો જે અવકાશ રહેલો છે તેનો લાભ ઉઠાવવાનો છે આને સારુ એ આવશ્યક છે કે ઉત્પાદક કામ એ શાળાના અભ્યાસક્રમનું — તેના ઉદ્યોગવિભાગનું — એક અંગ હોય એટલું જ નહીં, પણ બીજા વિષયો શીખવવાની પદ્ધતિ પણ એમાંથી સૂઝવી જોઈએ બાળકો સમૂહમાં મળીને સહકારથી કામ કરે યોજના કરે ચોકસાઈ સાચવે નવું વિચારી કાઢે અને વ્યક્તિગત જવાબદારી સમજે, એ ગુણો આમાંથી શીખવવાના છે એ વસ્તુ પર ભાર દેવાનો જોઈએ '[1]

આ રીતે, પસંદ કરવામાં આવેલો ઉદ્યોગ, કાર્યકુશળતા અને વહેવારુ પરિણામો નજર સમક્ષ રાખીને વ્યવસ્થિત રીતે અને શાસ્ત્રીય રીતે શીખવવાનો છે તે કેવળ બૌદ્ધિક કામના અથવા આર્થિક સ્વાવલંબનના એક સાધન તરીકે શીખવો ન જોઈએ એ તે સાધન તેમ જ સાધ્ય ઉભય હોવો જોઈએ

### ૩ યોજનાની સ્વાવલંબનની બાજુ

આના ઉપરથી આપણે એ યોજનાના સૌથી મહત્ત્વના લક્ષણ ઉપર, એટલે કે, તેની સ્વાવલંબનની બાજુ ઉપર આવીએ છીએ ગાંધીજી પોતે જ કહે છે તેમ, 'તમારે એવી પાકી શ્રદ્ધા રાખીને જ શરૂઆત કરવાની છે કે, હિંદુસ્તાનના ગામડાઓની હાજતો જોતા, આપણે ગામડાની કેળવણી ફરજિયાત કરવી હોય તો તે સ્વાવલંબી કરવી જ જોઈએ '[2] ગાંધીજી માને છે કે બાળક ચૌદ વરસની ઉમરે, એટલે કે, સાત વરસનું ભણતર પૂરું કર્યા પછી, નિશાળ છોડીને જાય ત્યારે તેનામાં કંઈક

૧ બેસ્યુકમાનલ રાષ સ્વહાન પા ૧૨૨

૨ હરિજન, ૧૮–૯–૩૭

કમાવાની શક્તિ આવેલી હોવી જોઈએ તેમની યોજનાની નેમ, કેળવણી આપવાની સાથે સાથે જ બેકારીના મૂળ પર ઘા કરવાની છે ઝાકિર હુસેન સમિતિ એ યોજનાના સ્વાવલંબનના પાયાને સપૂર્ણપણે માન્ય રાખે છે, પરતુ સાથે સાથે તે એ યોજનાના સચાલનમા રહેલા કેટલાક જોખમોની સામે ચેતવણી આપે છે

> આ યોજનાનો અમલ કરવામા કદાચ તેની આર્થિક બાજુ પર એટલો બધો ભાર દેવામા આવે કે, તેમા સંસ્કારપ્રદાન અને કેળવણીના જે ધ્યેયો રહેલા છે તે માર્યા જાય શિક્ષકો કદાચ પોતાના બધા ધ્યાન અને શક્તિ બાળકો પાસેથી વધારેમા વધારે મજૂરી કરાવવામા વાપરે, અને ઉદ્યોગશિક્ષણમા બુદ્ધિ, સમાજસેવાની ભાવના સદાચાર વગેરેના સવર્ધનની જે કલ્પના અને શક્યતા છે તેના તરફ દુર્લક્ષ કરે આ મુદ્દો શિક્ષકોની તાલીમમા તેમ જ શિક્ષણની દેખરેખ રાખનાર નિરીક્ષકોના કામની યોજનામા સતત ધ્યાનમા રખાવો જોઈએ, અને આખી શિક્ષણપ્રવૃત્તિ એ કલ્પનાથી રગાવી જોઈએ [૧]

દરેકના કામની આવકમાથી શિક્ષકનો પગાર મળી રહે એવો પ્રયાસ પણ કરવામા આવે એવી અપેક્ષા રાખવામા આવી છે શાળાના મકાનો, ફર્નિચર, પુસ્તકો તથા ઉદ્યોગ માટે જરૂરી સાધનો અને ઓજારો માટે થતો બાકીનો બધો ખરચ રાજ્યે આપવો જોઈએ રાજ્યે પોતાની જરૂરિયાતોને માટે અથવા જે સ્થાનમા શાળા આવી હોય ત્યાની સ્થાનિક સસ્થાઓની જરૂરિયાતો માટે ઉદ્યોગની પેદાશની વસ્તુઓ ખરીદી લેવાનુ માથે લેવુ જોઈએ પેદા થતા વધારાના માલની વેચાણ માટેની વ્યવસ્થા કરવાનુ પણ રાજ્યે માથે લેવુ જોઈએ

અને આશાઓના સમૃદ્ધ વારસાનો પરિચય કરાવવાનું એક સાધન છે અને તેથી તેને સામાજિક કેળવણીનું તેમજ બાળકમાં નીતિ અને સદાચારના સાચા ખ્યાલો પેદા કરવાનું કીમતી સાધન બનાવી શકાય વળી બાળકની કલાભિરુચિ તથા સૌંદર્ય પારખવાની શક્તિ બહાર વ્યક્ત થવાને માટે માતૃભાષા એ સ્વાભાવિક સાધન છે અને તેને યોગ્ય રીતે કામ લેવામાં આવે તો સાહિત્યનો અભ્યાસ આનંદ અને સર્જનાત્મક ઉપભોગનું મૂળ બને.[1]

## ૫ અહિંસા

વર્ધા યોજના ગાંધીજીના અહિંસાના જીવનસિદ્ધાંતથી તરબોળ છે એ હકીકત નિર્વિવાદ છે શ્રી કિશોરલાલ મશરૂવાળા કહે છે તેમ એ (સેગાંવ પદ્ધતિ) માનવકુટુંબમાં એક જવાબદાર કુટુંબીજનનું સ્થાન ભવિષ્યમાં લઈ શકે એ રીતે બાળકને કેળવવામાં અહિંસા તત્ત્વનો અમલ શી રીતે થઈ શકે તે દેખાડે છે.[2] ગાંધીજીએ કેળવણીમાં અહિંસાનો સિદ્ધાંત લાગુ પાડયો તેની સરળ સમજૂતી શ્રી મહાદેવ દેસાઈએ આપી છે વર્ધા પરિષદ આગળના તેમના પ્રવચનમાં તેમણે કહ્યું છે

> સ્વાવલંબી કેળવણીના ખ્યાલને અહિંસાની સૈદ્ધાંતિક ભૂમિકાથી અળગો પાડી શકાય એમ નથી અને નવી યોજનાની નેમ જેમાં વર્ગ વર્ગ વચ્ચેના અને કોમ કોમ વચ્ચેના દ્વેષો નાબૂદ થયા હોય અને શોષણ દૂર થયું હોય એવો નવો યુગ પ્રવર્તાવવાની છે એ વસ્તુ આપણે લક્ષમાં રાખીશું નહીં તો આપણે તેને સફળ કરી શકવાના નથી એવી કરીને આ કામ અહિંસામાં શ્રદ્ધા રાખીને તથા અહિંસાને હરેક અનિષ્ટના રામબાણ ઇલાજ તરીકે માનનાર વ્યક્તિએ એ નવી યોજના નિર્માણ કરી છે એવી શ્રદ્ધાથી આપણે હાથ ધરવી જોઈએ જેઓ યંત્રયુગની વાતો કરે છે તેમને આપણે સમજાવવા જેખમો પડેલા છે તેની ખબર નથી અને તેઓ એવી ભ્રમણામાં રાચે છે કે ક્યાં તો વ્યક્તિને પૂછડે બાંધેલું સમાજીકરણ અથવા સંપત્તિની સામાજિક માલિકી સર્વ અનિષ્ટોનો ઉકેલ છે.[3]

## ૬ નાગરિકતાનો આદર્શ

વર્ધા યોજનાના પ્રયોજકોનો એવો અભિપ્રાય છે કે નાગરિકતાનો આદર્શ ઘણો જ મહત્ત્વનો છે કારણ કે આધુનિક સમયના ભારતવર્ષમાં દેશના સામાજિક રાજકીય આર્થિક અને સાંસ્કૃતિક જનજીવનમાં

---

૧ બેઝુક નૅશનલ એજ્યુકેશન પા ૧૨૭

૨ હરિજનબંધુ ૫ ૧૨–૩૭

૩ બેઝુક નૅશનલ એજ્યુકેશન પા ૯૪

આમવર્ગનો ફાળો અને પ્રભાવ દિવસે દિવસે વધવાનો છે એ સબધમા ઝાકીર હુસેન સમિતિ આ પ્રમાણે કહે છે

'નવી પેઢીને ઓછામા ઓછુ તેના પોતાના પ્રશ્નો, હક્કો અને કર્તવ્યો સમજવાની તક તો મળવી જોઈએ નાગરિકતાના હકો અને કર્તવ્યોનો બુદ્ધિપૂર્વક અમલ કરવાને માટે લોકોને ઓછામા ઓછી આવશ્યક કેળવણી આપે એવી સાવ નવી શિક્ષણપદ્ધતિ જરૂરની છે બીજુ, આધુનિક કાળમા, બુદ્ધિશાળી નાગરિક સમાજનો સક્રિય સભ્ય હોવો જોઈએ, અને એક સગઠિત સુધરેલા સમાજના સભ્ય તરીકે તેને માથે સમાજનુ જે ઋણ હોય તે કશીક ઉપયોગી સેવાને રૂપે પાછુ વાળવાની શક્તિ તેનામા હોવી જોઈએ જે કેળવણી સમાજ ઉપર બોજારૂપ થનારા ને (ગરીબ કે તવગર) મફતનુ ખાનારાને પેદા કરે છે તે કેળવણી કશા કામની નથી એવી કેળવણી સમાજની ઉત્પાદનશક્તિ અને કાર્યશક્તિને હાનિ પહોચાડે છે એટલુ જ નહીં, પણ ભયાનક ને અનીતિમય માનસ પેદા કરે છે આ યોજનાનો ઉદ્દેશ એવા શ્રમજીવીઓ પેદા કરવાનો છે જેઓ સર્વ પ્રકારના ઉપયોગી કામને — ભગીકામ સુધાના શરીરશ્રમ સાથે — માનભર્યુ માનશે અને જેઓ પોતાના પગ ઉપર ઊભા રહેવાને સમર્થ અને રાજી બને હશે

'નિશાળમા થતા કામનો સમાજના કામની સાથે આવો નિકટ સબધ બાધવાથી, બાળકો નિશાળના વાતાવરણમા પ્રાપ્ત કરેલી દૃષ્ટિ અને વૃત્તિઓ બહારના વિશાળ જગતમા લઈ જઈ શકશે આમ અમે જે નવી યોજનાની હિમાયત કરી રહ્યા છીએ, તેનુ ધ્યેય ભવિષ્યના પ્રજાજનોમા વ્યક્તિત્વની કિંમત, આત્મગૌરવ અને કાર્યશક્તિની તીવ્ર ભાવના પેદા કરવાનુ રહેશે, અને એ તેમનામા આત્મસુધારણાની અને સહકારમૂલક સમાજમા રહીને સમાજસેવા કરવાની ઇચ્છા બળવાન બનાવશે [1]

### ૭ સહકાર પર રચાયેલા સમાજની કલ્પના

આ યોજનાના મૂળમા પરસ્પર સહકાર પર રચાયેલા સમાજની કલ્પના રહેલી છે એવા સમાજમા બચપણ અને જુવાનીની કુમળી વયમા સમાજસેવાનો હેતુ બાળકોની સર્વ પ્રવૃત્તિઓમા ઓતપ્રોત રહેશે શાળામા ભણવાના કાળમા પણ તેમને એમ લાગશે કે, આપણે રાષ્ટ્રીય કેળવણીના મહાન પ્રયોગમા સીધી રીતે અને જાતે મદદ કરી રહ્યા છીએ

ઉપરના સિદ્ધાતોને ધોરણે ઝાકીર હુસેન સમિતિએ સાત વરસના સમયના આખા ગાળા માટેના કામના અનુબદ્ધ કાર્યક્રમની મુખ્ય રૂપરેખા તૈયાર કરી એ ગાળા દરમ્યાન બાળકને 'ઓછામા ઓછી આવશ્યક

---

૧ એજ્યુકેશનલ રીકન્સ્ટ્રક્શન, પા ૧૨૩, ૧૨૪

એવી સામાજિક અને નાગરિકતાની તાલીમ મળી રહે એવી ધારણા રાખવામા આવી છે'

અભ્યાસક્રમમા નીચે જણાવેલી બાબતોનો સમાવેશ કરવાનો છે

૧ પાયાનો ઉદ્યોગ

પસદ કરવામા આવેલો ઉદ્યોગ અથવા ઉત્પાદક કામ કેળવણીની શકયતાઓથી ભરપૂર હોવુ જોઈએ નવી યોજનાનો ઉદ્દેશ મુખ્યત્વે કરીને કોઈક ઉદ્યોગ યનવત્ કરી શકે એવા કારીગરો પેદા કરવાનો નથી પણ 'ઉદ્યોગની ક્રિયાઓમા કેળવણી મળવાની જે શકયતા રહેલી છે તેનો લાભ ઉઠાવવાનો છે' સમિતિએ ત્રણ અનુકૂળ આવે એવા પાયાના ઉદ્યોગો સૂચવ્યા છે તે આ પ્રમાણે છે ૧ ખેતી, ૨ કાતણ અને વણાટ, અને ૩ પૂઠાકામ, લાકડાકામ, અને ધાતુકામ સમિતિને વિશ્વાસ છે કે, એ પૈકીના કોઈ પણ ઉદ્યોગ દ્વારા સામાન્ય અભ્યાસક્રમનુ જ્ઞાન આપી શકાય અથવા તેની સાથે અનુબધ સાધી શકાય જુદા જુદા વિષયોનુ કાર્યક્ષમ અને કુદરતી અનુસધાન યોજવા માટે તથા અભ્યાસક્રમને બાળકનો તેની પરિસ્થિતિ સાથે સમજપૂર્વક અને સક્રિય મેળ સાધી આપવાનુ સાધન બનાવવા માટે સમિતિએ પરસ્પર અનુબધ એવા ત્રણ કેન્દ્રો પસદ કર્યા છે, જે આખા અભ્યાસક્રમના મૂળ સ્થાનો છે એ કેન્દ્રો આ પ્રમાણે છે — ભૌતિક પરિસ્થિતિ, સામાજિક પરિસ્થિતિ અને એ બે જ્યા સ્વાભાવિક રીતે મળે છે તે હાથઉદ્યોગ, કેમ કે, તે ભૌતિક પરિસ્થિતિની સામગ્રીને સમાજના ઉપયોગમા લાવે છે

ઉદ્યોગ વર્ધા યોજનાનું હાર્દ છે અને તે એક વધારાનો વિષય નથી, એ ધ્યાનમા રાખવુ જોઈએ ગાધીજીની કેળવણીની ફિલસૂફીની આ ક્રાતિકારી બાજુ છે અને તેનુ મહત્ત્વ ધ્યાન બહાર રહેવુ જોઈએ નહીં તો જ વર્ધા યોજનાનુ યથાર્થ મૂલ્યાકન થઈ શકશે વરસો સુધી પોતાની શાળામા પુસ્તકની કેળવણીની સાથે સાથે શારીરિક કેળવણી ચલાવનાર શિક્ષકને પોતાની યોજનાની સમજૂતી આપતા ગાધીજી કહે છે

'કાતણ, પીંજણ વગેરે બૌદ્ધિક શિક્ષણના સાધનો હોવા જોઈએ, એ સિદ્ધાત તમે બરાબર પચાવ્યો નથી લાગતો તમે તો એને બૌદ્ધિક અભ્યાસક્રમના પૂરક તરીકે રાખ્યો છે એ બે વચ્ચેનો ભેદ તમે સમજો એમ હુ ઇચ્છુ છુ એક સુથાર મને સુથારીકામ શીખવે છે હુ એ એની પાસેથી યાત્રિક રીતે શીખી લઈશ, પરિણામે અનેક ઓજારો વાપરતા શીખીશ, પણ તેથી મારી બુદ્ધિનો વિકાસ ભાગ્યે જ થશે પણ એ જ વસ્તુ જો મને સુથારીનુ શાસ્ત્રીય શિક્ષણ પામેલો કોઈ માણસ શીખવશે તો તે સાથે સાથે મારી બુદ્ધિને પણ ખીલવતો જશે એમ કરતા હુ કુશળ સુથાર જ નહીં પણ ઇજનેર પણ બનીશ કેમ કે, પેલા નિષ્ણાતે મને ગણિત શીખવ્યુ હશે, જુદી જુદી જાતના લાકડા વચ્ચેનો ભેદ અને તે લાકડુ ક્યાથી આવે છે તે પણ શીખવ્યુ હશે, અને એ રીતે મને ભૂગોળનુ જ્ઞાન અને થોડુક ખેતીનુ પણ જ્ઞાન આપ્યુ હશે તેણે મને મારા ઓજારોના આલેખો દોરતા પણ શીખવ્યુ હશે, અને એ રીતે પ્રાથમિક ભૂમિતિ અને ગણિતનુ જ્ઞાન પણ આપ્યુ હશે સભવ છે કે, કેવળ વાચનલેખન દ્વારા અપાતા બૌદ્ધિક શિક્ષણની સાથે તમે હાથપગની કેળવણીનો મેળ નહીં સાધ્યો હોય મારે કબૂલ કરવુ જોઈએ કે, મેં અત્યાર સુધી એટલુ જ કહ્યુ છે કે, હાથપગની કેળવણી બુદ્ધિની કેળવણીની જોડાજોડ અપાવી જોઈએ, અને એને રાષ્ટ્રીય શિક્ષણમા મુખ્ય સ્થાન મળવુ જોઈએ પણ હવે હું કહુ છુ કે, બુદ્ધિને ખીલવવાનું મુખ્ય સાધન તે હાથપગની કેળવણી હોવુ જોઈએ '[1]

1. હરિજન, ૧૧-૯-'૩૭

## ૨. માતૃભાષા

માતૃભાષાના અભ્યાસક્રમમાં ઝાકીર હુસેન સમિતિએ ભાષા અને સાહિત્યના સર્જનાત્મક અને ઉપયોગિતાનાં એમ ઉભય મૂલ્યો પર ભાર મૂક્યો છે. સાત વરસના અભ્યાસને અંતે નીચેનાં ઉદ્દેશો સિદ્ધ કરવા ધારવામાં આવ્યું છે:[૧]

૧. બાળકની આસપાસની પરિસ્થિતિમાંની વસ્તુઓ, માણસો અને બનાવો વિષે છૂટથી, સ્વાભાવિકપણે અને આત્મવિશ્વાસથી વાતચીત કરવાની શક્તિ.

૨. કોઈ પણ રોજિંદા સામાન્ય વિષય પર સ્પષ્ટપણે, એકધારું અને મુદ્દાસર બોલવાની શક્તિ

૩. સાધારણ અઘરા એવા લખેલા ફકરા મૂંગે મોઢે, સમજીને અને ઝપાટાભેર વાંચવાની શક્તિ (આ શક્તિ ઓછામાં ઓછી એટલી હદ સુધી ખીલવી જોઈએ કે, વિદ્યાર્થી સામાન્ય છાપા ને માસિકો વાંચી શકે.)

૪. ગદ્ય અને પદ્ય બંને મોટેથી — સ્પષ્ટ ઉચ્ચારે, લખાણના ભાવ પ્રગટ થાય તે રીતે અને રસભેર — વાંચવાની શક્તિ

### ૩ ગણિત

સમિતિએ ગણિતના શિક્ષણનો ઉદ્દેશ એ રાખ્યો છે કે, વિદ્યાર્થીમા તેના ઉદ્યોગને અગે તેમ જ તેના ઘર અને સમાજને અગે ઊભા થતા સામાન્ય અકગણિત અને ભૂમિતિના પ્રશ્નો ઝપાટાભેર ઉકેલવાની શક્તિ ખીલવવી વિદ્યાર્થીઓએ વેપારી વહીવટ અને નામાનું જ્ઞાન પણ મેળવવુ જોઈએ

ગણિતનુ શિક્ષણ કેવળ હકીકતો અને આકડાઓની ગણતરી પૂરતુ જ સીમિત રાખવુ જોઈએ નહીં આ સબધમા સમિતિ જણાવે છે

'મૂળ ઉદ્યોગને અગે તેમ જ શાળા તથા સમાજના જીવનમા ઊભા થતા ખરેખરા અનેકવિધ પ્રશ્નોને અગે દાખલા બનાવીને ગણિતનો જીવનની સાથેનો નિકટનો સબધ બતાવવો જોઈએ આને અગે આકડા તેમ જ નાણાના હિસાબો ગણતા વિદ્યાર્થીઓની તર્કશક્તિના વિકાસને માટે પૂરતી તક મળી રહેશે'[1]

ગણિતનો વિષય બાળકને માટે વાસ્તવિક કરવા સારુ તેની વિવિધ પદ્ધતિઓનુ પાયાના અથવા મૂળ ઉદ્યોગની જુદી જુદી ક્રિયાઓ સાથે કેવી રીતે અનુસધાન કરવુ જોઈએ તે સમિતિએ દર્શાવ્યુ છે

'બાળકો જો તેમના સરવાળા-બાદબાકી-ગુણાકાર-ભાગાકાર પોતાના પાયાના ઉદ્યોગમા તથા બાગકામમા પ્રત્યક્ષ ઊભા થતા દાખલાઓ ગણવા દ્વારા તથા પોતાના ગામ શહેર કે દેશની આર્થિક કે સામાજિક ઘટનાઓ ઉપર પ્રકાશ નાખતા આકડાઓ દ્વારા શીખે તથા તેમની પાસે પ્રત્યક્ષ જમીનમાપણી અને ખેતીકામ કરાવવામા આવે તેમ જ તેમના ગામના ખર્ચ અને દેવાની તેમની પાસે ગણતરી કરાવવામા આવે તો ગણિતનુ શિક્ષણ એક સક્રિય વસ્તુ બની જાય એટલુ જ નહીં પણ બાળકને પોતાની સામાજિક પરિસ્થિતિ સમજવાનુ અને તેનો અર્થ કરવાનુ તે સાધન બની રહે'[2]

### ૪ સમાજવિદ્યાઓ

સમાજવિદ્યાના અભ્યાસક્રમમા ઇતિહાસ, ભૂગોળ, નાગરિકશાસ્ત્ર અને વર્તમાન બનાવોનો સમાવેશ થાય છે એ બાળકનો તેની સામાજિક પરિસ્થિતિ સાથે સ્થળની દૃષ્ટિએ (જે ભૂગોળનુ કાર્ય છે) તેમ જ કાળની દૃષ્ટિએ (જે ઇતિહાસનુ કાર્ય છે) સુમેળ સાધી આપવાનો પ્રયત્ન કરે છે નાગરિકશાસ્ત્ર વર્તમાન કાળના પ્રશ્નોની બુદ્ધિપૂર્વકની સમજ આપવાને તથા ઉચિત પ્રકારની સામાજિક અને બૌદ્ધિક ટેવો ખીલવવાને તાકે છે

---

૧ ऍज्युकेशनल रीकन्स्ट्रक्शन, पा १२९

૨ એ જ પા ૧૬૧

સમિતિએ સમાજવિદ્યાના અભ્યાસના નીચે મુજબના ઉદ્દેશો ઠરાવ્યા છે [1]

૧ સામાન્યપણે માનવજાતની અને વિશેષે કરીને હિંદુસ્તાનની પ્રગતિમા માનવોચિત વ્યાપક રસ વિદ્યાર્થીમા ખીલવવો

૨ વિદ્યાર્થીમા તેની આસપાસની સામાજિક તથા ભૌગોલિક પરિસ્થિતિની યોગ્ય સમજ પેદા કરવી, અને તે સુધારવાની ધગશ જાગ્રત કરવી

૩ જન્મભૂમિ વિષે પ્રેમ, તેના ભૂતકાળ વિષે પૂજ્યભાવ અને ભવિષ્યમા પ્રેમ, સત્ય અને ન્યાયના પાયા પર રચાયેલા સયુક્ત સહકારી સમાજનુ નિવાસસ્થાન બનવા તે નિર્માયેલી છે એવી ભાવના વિદ્યાર્થીમા પેદા કરવી

૪ નાગરિકતાના હકો તથા જવાબદારીઓનુ ભાન પેદા કરવુ

૫ જે ગુણો માણસને વિશ્વાસપાત્ર સાથી અને ભરોસાદાર પાડોશી બનાવે છે, તેવા વ્યક્તિગત અને સામાજિક સદ્ગુણોનુ સવર્ધન કરવુ

૬ જગતના ધર્મોને વિષે પરસ્પર આદરની ભાવના ખીલવવી

### ૫ સામાન્ય વિજ્ઞાન

સમિતિએ ઠરાવ્યુ છે કે, સામાન્ય વિજ્ઞાનના અભ્યાસક્રમમા સૃષ્ટિ, પરિચય, પ્રાણીશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, શૌચ અને આરોગ્યવિદ્યા, વ્યાયામ, રસાયણવિદ્યા, તથા તારાઓ અને ગ્રહોનો પરિચય, એટલાનો સમાવેશ થવો જોઈએ એ શાસ્ત્રોના શિક્ષણના ઉદ્દેશો આ પ્રમાણે છે [2]

૧ વિદ્યાર્થીઓને કુદરતને સમભાવપૂર્વક અને બુદ્ધિથી સમજવાની દૃષ્ટિ આપવી

૨ વિદ્યાર્થીઓને ચોકસ નિરીક્ષણની અને પ્રયોગ વડે અનુભવને કસી જોવાની ટેવો પાડવી

૩ (ક) આસપાસની કુદરતી ઘટનાઓમા અને (ખ) મનુષ્યની સેવામા વિજ્ઞાનનો ઉપયોગ કરવામા જે અગત્યના વૈજ્ઞાનિક નિયમો લાગુ પડે છે, તે સમજી શકે એટલુ જ્ઞાન તેમને આપવુ

૧ બેઝિક નૅશનલ એજ્યુકેશન પા ૧૬૦

૨ એ જ, પા ૧૩૨

૪. સત્યની શોધને કાજે જેમના આપભોગની અસર વિકસતા મગજ પર બહુ ભારે થાય છે, એવા મહાન વૈજ્ઞાનિકોનાં જીવનમાંથી વધારે મહત્ત્વની ઘટનાઓનો પરિચય તેમને કરાવવો.

શાળાના પાચમા ધોરણ સુધી છોકરા તથા છોકરીઓ માટે અભ્યાસક્રમ એક જ રહેશે. ચોથા તથા પાંચમા ધોરણમાં છોકરીઓ માટે ગૃહવિજ્ઞાનનો સમાવેશ થાય એ રીતે સામાન્ય વિજ્ઞાનના અભ્યાસક્રમમાં ફેરફાર કરવો. છઠ્ઠા તથા સાતમા ધોરણમાં છોકરીઓને પાયાના ઉદ્યોગને બદલે ગૃહવિજ્ઞાનનો ઉચ્ચતર અભ્યાસક્રમ લેવાની છૂટ રહેશે.

### ૬. આલેખન

પહેલાં ચાર વરસમાં આલેખનનો ઉપયોગ મુખ્યત્વે કરીને સૃષ્ટિપરિચય અને ઉદ્યોગને અંગે ચિત્રો દોરવા માટે થવો જોઈએ. છેલ્લા ત્રણ વરસમાં ભાતો, સુશોભન અને યાન્ત્રિક ચિત્રો પર ભાર મુકાવો જોઈએ, જેથી વિદ્યાર્થીઓ શુદ્ધ પ્રમાણવાળાં ચિત્રો દોરી શકે આલેખનના ઉદ્દેશો આ પ્રમાણે છે:[૧]

૧. આંખને આકારો તથા રંગોનુ નિરીક્ષણ કરવાની ને તેના ભેદો પારખવાની કેળવણી આપવી

૨. આકારો માટે સ્મરણશક્તિ ખીલવવી

૩ કુદરતમાં તેમ જ કળામાં જે સુદર અંશો હોય તે ઓળખતાં ને તેનો રસાસ્વાદ લેતા શીખવવુ

નથી. એથી તેણે એની ભલામણ કરી છે કે, બધા વર્ગોમાં કેટલાક મુખ્ય મુખ્ય રાગો અને તાલવાળો સમૂહગીતનો અભ્યાસક્રમ રાખવો જોઈએ તથા મુખ્ય મુખ્ય હિંદી રાગો અને તાલોનો પ્રાથમિક પરિચય કરાવવો જોઈએ. જેમને સંગીત માટે કુદરતી વલણ જ નથી અથવા જેમને રાગો અને તાલ શીખવા સામે વાંધો હોય તેવાં બાળકોને તેમાંથી બાદ રાખવાં જોઈએ. ગીતો કાળજીથી પસંદ કરવાં જોઈએ અને તેમાં રાષ્ટ્રગીતો, લોકગીતો, ભજનો અને જુદી જુદી ઋતુઓ તથા ઉત્સવોનાં ગીતોનો સમાવેશ થવો જોઈએ. વળી, એ ગીતોમાં ઉદ્યોગ કે વ્યાયામ વખતે ગાઈ શકાય તેવાં સાદાં તથા ઝડપી લયવાળાં થોડા ગીતોનો પણ સમાવેશ કરવો જોઈએ. સંગીતના ઉદ્દેશોની બાબતમાં સમિતિએ નીચે મુજબ

વર્ધા યોજનાની જુદી જુદી બાજુઓનો ઉલ્લેખ કર્યા પછી આપણે એના ગુણદોષો તપાસવા જોઈએ. તો જ આપણે તેનું સાચું મૂલ્યાંકન કરી શકીશું અને આપણી કેળવણીની પુનર્રચનામાં તે શો ભાગ ભજવશે તે બોળી શકીશું. ૧૯૫૦ની સાલના માર્ચ મહિનાની ૧૧મી તારીખે મુંબઈ શહેર નયી તાલીમ પરિષદના પ્રમુખપદેથી મુંબઈ રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી બાળાસાહેબ ખેરે આ પ્રમાણે કહ્યું છે: 'આ લોકશાહીના યુગમાં સામાજિક સેવાઓની સફળતાનું માપ આખરે, પ્રજાની કેવી સેવા કરવામાં આવી એ ધોરણે કાઢવામાં આવશે.'[૧] તેમનો એવો મત હતો કે, પાયાની કેળવણીનુ યોગ્ય સંગઠન કરવાનો સવાલ, સામાજિક પુનર્રચનાના વધારે મોટા સવાલ સાથે તથા દેશના નૈતિક તેમ જ બૌદ્ધિક પુનરુત્થાન સાથે સંકળાયેલો છે. પાયાની કેળવણી લેનાર વિદ્યાર્થીને તેનાથી થતા ફાયદાનો ઉલ્લેખ કરીને શ્રી ખેરે જણાવ્યું કે, પાયાની કેળવણી દાખલ કરવામા આવી હતી તેવી શાળાઓમાંથી કેળવણી પામીને નીકળેલા વિદ્યાર્થીઓ 'સામાજિક દૃષ્ટિએ વધારે જાગ્રત અને બુદ્ધિશાળી, વધારે સહકારની ભાવનાવાળા માલૂમ પડચા છે અને સમાજ સાથેના તેમના સંબંધ વિષેનું તેમને વધારે તીવ્ર ભાન છે.' બાળકોના વલણમાં આવેલું આ ભારે પરિવર્તન વર્ધા યોજનાની આશ્ચર્યકારક સિદ્ધિ છે, કારણ કે, કેળવણી વિદ્યાર્થીઓમાં સમાજ સાથેના તેમના સબધ વિષેનુ તીવ્ર ભાન જાગ્રત ન કરે તો પછી તેનો શો અર્થ છે? માણસ બીજું ચાહે તે હો, પણ તત્ત્વતઃ તે સામાજિક પ્રાણી છે અને તેની નૈતિક, માનસિક તથા ભૌતિક પ્રગતિ તેની આસપાસની પરિસ્થિતિ દ્વારા થવા પામે છે. માણસની અસર તેની પરિસ્થિતિ પર પડે છે અને પરિસ્થિતિની અસર તેના પર થાય છે આ બંને પ્રક્રિયાઓ અવિરતપણે અને એકીસાથે થતી રહે છે. પાયાની કેળવણી હજી પ્રયોગની અને સંશોધનની અવસ્થામાં છે એ સાચુ છે, કારણ કે, મોટા શહેરોની પરિસ્થિતિના સંદર્ભમાં હજી એની અજમાયશ થઈ નથી અને હજી તેને ઘણી કસોટીઓ પસાર કરવાની છે. સ્વતંત્રતા આવતા, દેશની ખાસ જરૂરિયાતો લક્ષમાં રાખીને હિંદની કેળવણીની પદ્ધતિમા ક્રાંતિકારી ફેરફાર કરવાની જરૂર ઊભી થઈ છે. દેશનું એ સદ્‌ભાગ્ય છે કે, કેળવણીની સમગ્ર પદ્ધતિમાં

૧. ધી ટાઈમ્સ ઑફ ઇન્ડિયા, ૧૩-૩-'૫૦

ધરમૂળથી સુધારા કરવાની જરૂર ઊભી થઈ એ જ ટાંકણે વર્ધા યોજનાનો જન્મ થવા પામ્યો

વર્ધા યોજના આટલી બધી સારી હોવા છતા દેશે તેને કોઈ પણ પ્રકારના વાધા વિના એકે અવાજે વધાવી લીધી નથી સમગ્ર દેશના બાળકોની કેળવણીને સ્પર્શતી યોજના, મહાત્મા ગાંધી જેવા મહાપુરુષની કૃતિ હોવા છતા તથા દેશના અગ્રગણ્ય કેળવણીકારોનો તેને ટેકો મળ્યા છતા, તેની સાચી યોગ્યતા વિષે ખાતરી થયા વિના પ્રજા સ્વીકારી શકે નહીં એ સ્વાભાવિક છે એ યોજના સામે કરવામા આવતી સામાન્ય દલીલોને બાજુએ રાખીને અમે માત્ર એ યોજના પર ઘા કરતી જણાય એવી ટીકાઓનો જ વિચાર કરીશુ

**૧. વર્ધા યોજનામા કેળવણી કરતા ભાવના વધારે છે**

કેટલાક ટીકાકારો એવી દલીલ કરે છે કે, વર્ધા યોજનામા કેળવણીની સંગીન ફિલસૂફી કરતા ભાવના વધારે છે આવી દલીલો કરનારાઓનુ એવુ કહેવુ છે કે, એ યોજનાને કોઈ સંગીન પાયો નથી, પરતુ ગાંધીજી તેના જનક છે એટલે તેમના અસખ્ય મિત્રો, અનુયાયીઓ અને પ્રશસકો તેના ઉપર તેજની પ્રભા અર્પે છે તેઓ કહે છે કે, ગાંધીજી ગૌતમ બુદ્ધ અને ઈશુ ખ્રિસ્ત પછી થયેલા માનવજાતના મોટામા મોટા પેગંબર છે અને એ બંનેના કરતા તેમના અનુયાયીઓની સખ્યા ઘણી મોટી છે એથી કરીને તેમના મુખમાથી કે તેમની કલમ દ્વારા જે કંઈ બહાર પડે તેને પ્રમાણભૂત તરીકે લેખવામા આવે તથા તેમના અસખ્ય અનુયાયીઓ તેને કોઈ પણ પ્રકારની નુક્તાચીની વિના વેદવાક્ય તરીકે સ્વીકારી લે એ સ્વાભાવિક છે એ ઉપરાત, ગાંધીજી જેવાતેવા રાજકીય આગેવાન નહોતા ભારે પરિશ્રમપૂર્વક પ્રાપ્ત કરવામા આવેલા આપણા સ્વાતંત્ર્યના શિલ્પી તરીકે તથા રાષ્ટ્રપિતા તરીકે, તેમના ત્રીસ કરોડથીયે વધુ દેશવાસીઓ તેમના પ્રત્યે ભારેમા ભારે આદર રાખે છે એથી કરીને તેમને પક્ષે એમ વિચારવાનુ વલણ રહે છે કે, ગાંધીજીએ જે કંઈ કહ્યુ છે તે સાચુ હોવુ જ જોઈએ અને તેમના ઉપદેશનો અમલ કરવાની આપણી ફરજ છે ગાંધીજી ભૂલ કરી શકે જ નહીં એવુ તેમના ઉપર આરોપણ કરવામા આવે છે, તે ઉમદા ગુણો ધરાવનારા લોકોત્તર સ્ત્રી

તથા પુરુષોને વિષે દેવત્વનું આરોપણ કરવાની આપણા હાડમાં રહેલી વૃત્તિનુ સ્વાભાવિક પરિણામ છે.

નિરંકુશ ઉત્તેજનાની ક્ષણે કોઈ પણ માણસ, કવિઓ તથા ફિલસૂફોએ ઈશ્વરમાં આરોપણ કરેલા સઘળા ગુણોના અવતાર સમા ગાંધીજીને માનવાને પ્રેરાય એમ બને, કારણ કે, પોતાના દેશવાસીઓને પશુની કોટિમાંથી ઊંચા લાવીને માણસાઈ ને દરજ્જે તેમણે જ નહોતા પહોંચાડયા તથા તેમને સંપૂર્ણ વિનાશમાંથી તેમણે જ નહોતા ઉગાર્યા ? ગાંધીજીએ સર્વસ્પર્શી અને સાંગોપાંગ કેળવણીની પ્રક્રિયા દ્વારા આખા રાષ્ટ્રનું નવેસરથી ઘડતર કરવાને વર્ધા યોજના નિર્માણ કરી હતી. આપણે આગળ જોઈ ગયા છીએ કે, તેમની યોજના માનસશાસ્ત્ર તથા શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતોના પાયા ઉપર રચાયેલી છે. એ સાચું છે કે, જે યોજના રાષ્ટ્રવ્યાપી પાયા પર દાખલ કરવાની છે તથા જે આપણી કરોડોની વસ્તીને સ્પર્શનાર છે તેની પાછળ 'અમારા હેવાલમાં દર્શાવ્યા પ્રમાણેની ભૂમિકા હોવી જોઈએ, કારણ કે, આવા પ્રત્યક્ષ અનુભવ પછી જ બધા શકય અનુબંધો વિશ્વાસપૂર્વક તૈયાર કરી શકાય.'[૧] પરંતુ એ વાતનો સ્વીકાર કરવો રહ્યો કે, એ યોજના લગભગ ચાળીસ વરસ જેટલા લાંબા સમય સુધી શિક્ષણના ક્ષેત્રમાં ગાંધીજી તથા તેમના સાથીઓએ કરેલા પ્રયોગોનુ પરિણામ છે ઝાકીર હુસેન સમિતિએ પણ તેની કસોટી કરી જોઈ છે અને તેને ટેકો આપ્યો છે. એ સમિતિ હિંદના કેટલાક અગ્રગણ્ય અને નામાંકિત કેળવણીકારોની બનેલી હતી એથી કરીને, વર્ધા યોજનાની સંગીનતાની બાબતમાં શંકાને

કરવાણમા તેમને ભારે રસ હતો, એ બધાને લઈને, એ યોજનાને અમલમા મૂકવાનુ સહેલુ બની ગયુ એ યોજના માનસશાસ્ત્રની દૃષ્ટિએ તથા શિક્ષણ શાસ્ત્રની દૃષ્ટિએ જો સગીન હોય તો તેની આસપાસ ભાવના મોટા પ્રમાણમા વણાયેલી હોય તેથી શુ થઈ ગયુ? અહીં આપણી પાસે ગાધીજી જેવા મહાપુરુષે યોજેલી તથા તેની શકયતાના સબધમા ઊડી તપાસ કર્યા પછી નિષ્ણાત કેળવણીકારોનો ટેકો પામેલી સગીન યોજના છે અને એની નક્કર યોગ્યતાને કારણે પ્રજાએ તથા સરકારે તેનો સ્વીકાર કર્યો છે એ યોજના ગાધીજીએ નિરૂપેલી છે એ હકીકત તેને ખાસ પ્રકારની આકર્ષકતા અર્પે છે અને તેના અમલને સરળ અને સહેલો બનાવે છે જીવનના જુદા જુદા ક્ષેત્રમા બધી મોટી સુધારણાઓ આ જ રીતે થવા પામે છે આ બધી હકીકતો ધ્યાનમા લેતા, વર્ધા યોજનામા માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્ર કરતા ભાવનાનો અશ વધારે છે એમ કહેવુ એ બરાબર નથી બુદ્ધિના અકુશ વિનાની ભાવના શકાસ્પદ માર્ગદર્શક છે, પરતુ અહીં તો આપણી પાસે બુદ્ધિથી અકુશિત અને પરિણામે સબળ બનેલી ભાવના છે વર્ધા યોજનાના જનક, તે વિસ્તરે અને સમગ્ર રાષ્ટ્રમા તેનો અમલ થાય તેમા મદદરૂપ થવા જેટલુ લાબુ જીવ્યા નહીં, એ દેશનુ મોટુ દુર્ભાગ્ય છે પોતાની ફિલસૂફીના ગાધીજી પોતે જ કટ્ટર ટીકાકાર હતા અને પ્રજા તેમની યોજના અધશ્રદ્ધાથી સ્વીકારી લે, એ વસ્તુ તેમણે કદી પણ ચલાવી લીધી ન હોત વર્ધા પરિષદ વખતે પોતાના કેટલાક ટીકાકારોને જવાબ આપતા તેમણે કહ્યુ હતુ

> 'મારા પ્રત્યેના આદરથી દોરવાઈને તમે કશી વાતનો સ્વીકાર ન કરશો હુ મૃત્યુને દરવાજે આવીને ઊભો છુ અને કોઈ પણ વસ્તુ લોકોને ગળે પરાણે ઉતારવાની હુ કલ્પના પણ ન કરુ એ યોજના પૂરેપૂરી અને પાકી વિચારણા પછી જ સ્વીકારવી ઘટે તો જ થોડા વખત પછી તે તજી દેવી નહીં પડે'[1]

**૨ ઉદ્યોગ દ્વારા દરેક વિષય શીખવી શકાય ખરો?**

વર્ધા યોજના સામે બીજી એક મહત્ત્વની દલીલ એ કરવામા આવે છે કે, ઉદ્યોગ દ્વારા બધા વિષયો શીખવવાનુ અશકય છે આપણે જોઈ ગયા કે, પૂરેં તેમ જ પશ્ચિમના બધા જ અગ્રગણ્ય કેળવણીકારોએ

---

1 एज्युकेशनल रिकन्स्ट्रक्शन, पा ७५

કેળવણીમાં શરીરશ્રમના મહત્ત્વ પર ભાર મૂક્યો છે. પરંતુ, ઉદ્યોગ શાળાના વ્યવસ્થિત કામના કેવળ પૂરક તરીકે નહીં, પણ જેના દ્વારા સઘળા વિષયો શીખવી શકાય એવા સાધનરૂપ હોવો જોઈએ, એવી હિંમતભરી અને ક્રાંતિકારી ઘોષણા કરનાર તો ગાંધીજી જ હતા. ઝાકીર હુસેન સમિતિએ પણ એ વિચારને ટેકો આપ્યો છે, કારણ કે, 'કેવળ કેળવણીની જ દૃષ્ટિથી વિચાર કરીએ તો, કંઈક ઉપયોગી હાથઉદ્યોગને કેળવણીનો પાયો બનાવવાથી બાળકે પ્રાપ્ત કરેલા જ્ઞાનમાં વધારે પ્રત્યક્ષપણું અને યથાર્થતા આણી શકાશે. આ રીતે જ્ઞાનનુ જીવન સાથે અનુસંધાન સધાશે, અને જ્ઞાનનાં અનેક અંગોનો એકબીજાની સાથે મેળ જામશે'[1]

કેટલાક ટીકાકારો એવી દલીલ કરે છે કે, પાયાના ઉદ્યોગ સાથે ઘણા વિષયોનો અનુબંધ સાધી શકાય એ ખરું, પરંતુ અભ્યાસક્રમનો હરેક વિષય ઉદ્યોગ દ્વારા શીખવવાનુ શક્ય નથી અને જરૂરી પણ નથી ગાંધીજી 'ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન, ભાષા, ચિત્રકળા અને સંગીત જેવા વિષયો હાથકામ દ્વારા શીખવવા' ઇચ્છતા હતા, પરંતુ તેઓ જાણતા હતા કે, એ બધા જ વિષયો ઉદ્યોગ દ્વારા શીખવી શકાય નહીં એટલા માટે તેમણે કહ્યુ કે, 'આ વિષયોમાંથી આપણે બની શકે એટલા તકલી દ્વારા (અથવા પાયાના બીજા કોઈ ઉદ્યોગ દ્વારા) શીખવીશુ. બાકીના વિષયો આપણે અસ્પૃષ્ટ રહેવા ન દઈ શકીએ વર્ધા પરિષદના ત્રીજા ઠરાવમાં જણાવવામાં આવ્યુ છે કે, 'બાળકનુ વાતાવરણ લક્ષમાં રાખીને, પસંદ કરેલા એવા મધ્યવર્તી હાથઉદ્યોગની જોડે બની શકે ત્યાં સુધી અનુસંધાન રહે એ રીતે, તેની બધી શક્તિઓનો વિકાસ થવો જોઈએ કે તેને શિક્ષણ અપાવુ જોઈએ'[2] बनी शक त्या सुधी એ ઉક્તિનુ મહત્ત્વ ધ્યાન બહાર રહેવુ ન જોઈએ ગાંધીજીની ફિલસૂફીના કદાચ સૌથી વધુ પ્રમાણભૂત ભાષ્યકાર શ્રી કિશોરલાલ મશરૂવાળા માને છે કે, 'સર્વ પ્રકારની કેળવણી, મોટે ભાગે, એ ઉદ્યોગ દ્વારા અને એની સાથે ગૂંથીને અપાય, દાખલા તરીકે, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, ભૌતિક તથા સામાજિક શાસ્ત્રો તેમ જ સામાન્ય સાહિત્ય, એ બધા ઉદ્યોગની આસપાસ અને એની જોડે સાંકળીને શીખવવામાં આવે. એ વિષયોની બીજી બાબતો છોડી દેવામા

૧. ऍज्युकेशनल रीकन्स्ट्रक्शन, પા. ૧૨૧
૨. એ જ, ૩૦-૧૦-'૩૭

ન આવે, પણ ગ્રથિત (ગૂથેલી) ભણતર પર વધારે ભાર હોય"[1] શ્રી સી જે વારકી એવા વિચારના છે કે 'વર્ધા યોજનાની શાળાના સમયપત્રકમાં, આ રીતે ઉદ્યોગ સાથે ગૂથી લેવામાં આવેલી જ્ઞાનની પૂર્તિ માટે વધારાના વર્ગોની જોગવાઈ કરવી પડશે જેથી કરીને અમુક વિષયનું જ્ઞાન મેટ્રિકની કક્ષા જેટલુ થવા પામે'

હરેક વિષયની હરેક વસ્તુ પાયાના ઉદ્યોગ દ્વારા શીખવી શકાય એમ ગાંધીજીએ પ્રથમ વિચાર્યું હશે પરંતુ તેમનામાં સ્વપ્નદ્રષ્ટા અને વ્યવહારુ પુરુષનો સુમેળ સધાયો હતો એટલે યોજનાના અમલમાં નડતી મુશ્કેલીઓ તેઓ જોઈ શક્યા અને તરત જ તેમણે પોતાના મત પરમાં સુધારો કર્યો અને ઉદ્યોગ દ્વારા અપાયેલા જ્ઞાનની પૂર્તિ બીજી પ્રક્રિયાઓ દ્વારા કરવી જોઈએ એ વાતનો સ્વીકાર કર્યો તેમણે સ્પષ્ટપણે જણાવ્યું કે "પહેલા વરસ દરમ્યાન બધું શિક્ષણ તકલી દ્વારા આપવું જોઈએ બીજા વરસમાં તેની સાથે સાથે બીજી પ્રક્રિયાઓ પણ શીખવી શકાય"[2]

શિક્ષકોના પગારની બાબતમા, 'શક્ય હોય તો તે પચીસ રૂપિયા અને વીસ રૂપિયાથી ઓછો તો ન જ હોવો જોઈએ,' એવી ગાંધીજીની સૂચનાને ઝાકીર હુસેક સમિતિએ મજૂર રાખી છે વર્ધા યોજના શરૂ થઈ ત્યાર પછી જીવનનું ધોરણ અતિશય ઊંચું થતા પામ્યુ છે એ હકીકત ધ્યાનમા લેતા પગારનુ ધોરણ વધારીને ઓછામા ઓછુ રૂ ૧૦ થી રૂ ૭૫ ની વચ્ચે કરવામા આવે તે સામે ગાંધીજી વાંધો નહીં ઉઠાવે પરતુ આ પગાર દેશના શક્તિશાળી માણસોને શિક્ષણના ધધામા ખેંચવાને પૂરતો થશે ખરો? સૌ કોઈ ગાંધીજી સાથે સમત થશે કે, શિક્ષણનો ઉમદા ધધો અપનાવનારાઓ સેવા અને આપભોગની ભાવનાવાળા હોવા જોઈએ તો જ તેઓ એ ઉમદા ધધાને યોગ્ય બને પરતુ આપણા પગ આપણે ધરતી પર રાખવા જોઈએ અને પરિસ્થિતિનો મુકાબલો વાસ્તવિકતાની ભાવનાથી કરવો જોઈએ દુનિયા જ્યા સુધી છે તેવી ને તેવી છે તથા માનવસ્વભાવ તેની આરંભની અવસ્થા તરફ હજી નજર કરતો રહે છે એ જોતા, શક્તિશાળી માણસો વધારે કમાણીવાળા ધધાઓમા જતા અટકે, એવી શિક્ષકના ધધાની પરિસ્થિતિ બનાવવી જોઈએ એટલા માટે આપણે શિક્ષકોનો દરજ્જો સુધારવાના ઉપાયો લેવા જોઈએ, જેથી કરીને, વર્ધા યોજનાનો અમલ કરવાનુ કામ સલામત રીતે સોંપી શકાય એવા યોગ્ય અને કાર્યકુશળ શિક્ષકો પૂરતા પ્રમાણમા આપણને મળી રહે વકીલનો તથા દાક્તરનો ધધો એટલો જ ઉમદા છે એ ધધો કરનારાઓને જો કઈ નહીં તો શિષ્ટ જીવન જીવી શકાય એટલુ વળતર આપવામા આવે છે તો શિક્ષકોને જીવનનિર્વાહ પૂરતુ વેતન પણ આપવાની ના પાડવી એ હડહડતો અન્યાય અને ક્રૂરતા છે ગાંધીજી માટે અમને ઘણો જ પૂજ્યભાવ છે, પરતુ યોગ્ય પ્રકારના શિક્ષકોને પૂરતા પ્રમાણમા વેતન આપવુ જોઈએ એમ કહ્યા વિના અમે રહી શકતા નથી તો જ તેઓ દુનિયાની ચિંતામાથી મુક્ત રહી શકે અને પોતાના કામમા સઘળુ લક્ષ કેન્દ્રિત કરી શકે કેવળ ઉદરનિર્વાહ પૂરતું લઈને મિશનરીની ધગશથી કામ કરે એવા શિક્ષકો મળે તો દેશને માટે તે ઊજળા ભાવિની નિશાની છે પરતુ, એવો સુવર્ણયુગ આવે નહીં ત્યા સુધી, ઓછા પગારવાળા, અર્ધભૂખ્યા અને અસતુષ્ટ શિક્ષકોના હાથમા આપણા કરોડો બાળકોને સોંપીને તેમના ભાવિ સાથે ખેલ કરવાનુ આપણને પાલવી શકે નહીં હાલના શિક્ષકોને તેમના

કામમાંથી ફારેગ કરવા નથી, પરંતુ આપણે તેમની સ્થિતિ સુધારવી જોઈશે અને તેમને તાલીમ ને ટૂંકા અભ્યાસક્રમોમાંથી પસાર કરવા પડશે તો જ આપણે દેશભરમાં વર્ધા યોજના પ્રમાણેની શાળાઓ શરૂ કરી શકીશું

વર્ધા યોજનાનો સમગ્ર રાષ્ટ્રમાં અમલ કરવાની ઉત્તમ રીત એ છે કે, પ્રજાસત્તાક સરકાર નિષ્ણાતોનું એક તપાસ પંચ નીમે એ પંચ વર્ધા યોજનાની સઘળી બાજુઓની દેશમાં પ્રવર્તતી પરિસ્થિતિના સંદર્ભમાં તથા એ યોજનાની દિશામાં આજ સુધી થયેલી પ્રગતિ લક્ષમાં રાખીને, તપાસ કરે અને ટૂંકામાં ટૂંકા સમયમાં તેનો ભાવિ વિસ્તાર સાધવા માટે સૂચનાઓ કરે નાણાંનો સવાલ તેની પ્રગતિના માર્ગમાં આડો આવવો ન જોઈએ કારણ કે વિકાસની યોજનાઓમાં કેળવણીને સૌથી અગ્રસ્થાન આપવું જોઈએ શિક્ષકોના સન્માનનો ઉકેલ એ વર્ધા યોજનાની સફળતાની પૂર્વ શરત છે દેશની અર્ધી કરતાં પણ વધારે આવક આપણે સરહદની બહાર માણસોને મારી નાખવાના ખોટના ધંધામાં વાપરી નાખી શકતા હોઈએ તો આપણા માલિકોને કેળવણી આપવાની રાષ્ટ્રઘડતરની અતિ મહત્ત્વની પ્રવૃત્તિ માટે એના કરતાં પણ વધારે નાણાં ખરચવાનું આપણને શા માટે મુશ્કેલ લાગવું જોઈએ?

## ૪ સુધારો એકાંગી છે

કેટલાક ટીકાકારો એવી દલીલ કરે છે કે, સઘળું લક્ષ વર્ધા યોજના ઉપર કેન્દ્રિત કરવામાં આવ્યું છે અને માધ્યમિક તથા ઉચ્ચ કેળવણી પરત્વે સર્વથા દુર્લક્ષ કરવામાં આવ્યું છે ઝાકીર હુસેન સમિતિએ પણ આ ટીકાની કલ્પના કરી હતી અને એનો તેણે આ પ્રમાણે જવાબ આપ્યો છે

જેથી પોતાની કેળવણી આગળ ચાલુ રાખવા ઇચ્છનારને શિક્ષણમાં એકસૂત્રતા અને પૂરતી બૌદ્ધિક તૈયારી મળી રહે.'[१]

આ ઉપરથી સ્પષ્ટ થશે કે, વર્ધા યોજનાના પ્રયોજકો જુદે જુદે તબક્કે દરેક પ્રકારના બાળકો માટે કેળવણીની સાંગોપાંગ યોજનાની જરૂરિયાત વિશે જાગ્રત હતા. પ્રચલિત અર્થમાં માધ્યમિક કેળવણીની હસ્તી મટી જાય છે, અને પ્રાથમિક કેળવણીની સાથે તે પાયાની કેળવણીનું કેન્દ્ર બને છે. ગાંધીજી પણ દુનિયામાં મળી શકે તે ઊંચામાં ઊંચી કક્ષાની કેળવણીની વિરુદ્ધ નહોતા, એ કહેવાની જરૂર નથી. તેમનો વિરોધ 'સઘળી ઉચ્ચ કેળવણીનો ખરચ રાજ્યની તિજોરીમાથી કરવામા આવે' તેની સામે હતો. યુનિવર્સિટીઓ સ્વાવલબી બને એમ તેઓ ઇચ્છતા હતા. તેમના અભિપ્રાય પ્રમાણે, 'જેમની સેવાઓની રાજ્યને જરૂર હોય તેમને જ તેણે કેળવણી આપવી જોઈએ. વિદ્યાની બીજી શાખાઓ માટે તેણે ખાનગી પ્રયાસને ઉત્તેજન આપવુ જોઈએ' ગાંધીજીની યોજના નીચે વધુ સંખ્યામાં અને વધારે સારાં પુસ્તકાલયો થશે, વધુ સખ્યામાં અને વધારે સારી પ્રયોગશાળાઓ થશે અને વધુ સખ્યામા તથા વધારે સારી સશોધન સસ્થાઓ થશે.

ગાધીજી પાસે પૂરતો સમય હોત તો તેઓ પૂર્વ-પ્રાથમિક, પ્રાથમિક, ઉત્તર-પ્રાથમિક, ઉચ્ચ તથા પ્રૌઢ એમ કેળવણીની સઘળી કક્ષાઓને આવરી લેતી કેળવણીની સર્વાંગસપૂર્ણ યોજના આપણને આપત એ વિશે શકા નથી. ગાધીજી કેવળ સિદ્ધાતની સાથે જ લેવાદેવા હોય એવા કેળવણીના ફિલસૂફ નહોતા હિંદને પ્રાથમિક, માધ્યમિક તથા યુનિવર્સિટીની કક્ષાની કેળવણીને આવરી લે તથા એક કક્ષામાથી બીજી સહજપણે ઉદ્ભવે એવા પ્રકારની કેળવણીની પુનર્રચનાની બહુ જ જરૂર છે એકાગી અને ઉતાવળથી કરવામા આવેલા સુધારાથી કશો જ લાભ થાય એમ નથી, ઊલટુ, એથી તો, બીજા વધુ સવાલો જ પેદા થવા પામે

કાર્યક્રમ ઘણાં વરસો જેટલો પાછો પડશે. આ બધી મુશ્કેલીઓ ધ્યાનમાં રાખતાં, પ્રજાસત્તાકની સરકાર આખા દેશને માટે એક સર્વાંગસંપૂર્ણ કેળવણીની યોજના ઘડી કાઢે એ સલાહભર્યું છે. કેળવણીના બધા જ સુધારાઓનો ધ્યાનમંત્ર 'ધીમેથી ઉતાવળ કરો' છે, એ વસ્તુ તેણે યાદ રાખવી જોઈએ.

### ૫. વર્ધા યોજના ગગનવિહાર છે?

કેટલાક ટીકાકારો વર્ધા યોજનાને કેળવણીના ક્ષેત્રમાં ભરાઈ પડેલા ફિલસૂફનું ઘેલું અથવા તેણે પેદા કરેલી ઇંદ્રજાળ કહે છે. તેઓ કહે છે કે, એ પ્લેટોના આદર્શ જેવી છે. સૂચવવામાં આવેલી આપણી કેળવણીની પદ્ધતિ તેની અપૂર્ણ નકલ જ હોઈ શકે. બીજા કેટલાક લોકો એમ માને છે કે, એ યોજના ગગનવિહાર છે, અને તેથી તે અમલમાં મૂકી શકાય એમ નથી.

છેલ્લાં બાર વરસ દરમ્યાન જેમણે એ યોજનાનો અમલ કર્યો છે તેમના મનમાં એનો સફળતાપૂર્વક અમલ કરી શકાય, એ વિષે લવલેશ શંકા નથી. શરત એટલી કે, પ્રજા તેમ જ સરકાર બંનેએ સહકારની ભાવનાથી નિષ્ઠાપૂર્વક પ્રયાસો કરવા જોઈએ. એ યોજનામાં બે ગંભીર ખામીઓ છે એ વિષે શંકા નથી. એક તો એ કે, રાષ્ટ્રવ્યાપી પાયા પર તેનો અમલ કરવાનું સુગમ થાય એટલા પ્રમાણમાં તેની અજમાયશ નથી થઈ. બીજી ખામી એ છે કે, એને છેવટનું સ્વરૂપ આપવા અગાઉ, પૂરતા લાંબા ગાળા સુધી એને અંગે પ્રયોગકામ નથી થયું. આ સવાલ મગજનાં દ્વાર બંધ કરીને નહીં, પણ ખુલ્લું મન રાખીને હાથ ધરવો જોઈએ. કેટલીક પ્રાયોગિક શાળાઓમાં એ યોજનાના સત્યનું પારખું કરી જોવાની જરૂર ગાંધીજીને પોતાને પણ લાગી છે. આપણે આગળ જોઈ ગયા છીએ કે, યોજનાનો મોટો ભાગ માનસશાસ્ત્રની દૃષ્ટિથી સંગીન છે. પરંતુ અનુભવે અને પ્રયોગો કર્યા પછી આપણને લાગે કે, યોજનાની કેટલીક બાજુઓમાં સુધારા કરવાની જરૂર છે, તો આપણે એમ કરતાં અચકાવું જોઈએ નહીં. કારણ કે, ગાંધીજીએ તેમના કોઈ પણ ઉપદેશ માટે તે વેદવાક્ય હોવાનો દાવો કર્યો નથી અને પોતાની વાતમાં સુધારાને અવકાશ હોય તો તે કરવાને તેઓ હમેશાં તત્પર રહેતા.

વર્ધા યોજના પ્લેટોના આદર્શોના જેવી છે એમ કહેવું એ અતિશયોક્તિ છે. હા, એટલું ખરું કે, તેની કેટલીક બાબતો એટલી બધી ઉચ્ચ કક્ષાની છે કે, આજની પરિસ્થિતિમાં તેનો અમલ કરી શકાય એમ નથી. એને ગગનવિહાર કહેવો એ કેટલાક રૂઢ થઈ ગયેલા ખ્યાલોનું પરિણામ છે અને તે અવગણનાને પાત્ર છે.

## ૬. વર્ધા યોજના સંસ્કૃતિને પાછી પાડે છે ખરી?

એવી દલીલ કરવામાં આવે છે કે, એરોપ્લેન અને હાઇડ્રોજન બૉમ્બના યુગમાં, શિક્ષણના માધ્યમ તરીકે કાંતવા તથા વણવાના જેવા મધ્યયુગીન ઉદ્યોગોના ઉપયોગની હિમાયત કરીને, વર્ધા યોજના સંસ્કૃતિના ઘડિયાળનો કાંટો પાછો હટાવે છે. તેઓ કહે છે કે, જ્યારે વિજ્ઞાન કૂદકે ને ભૂસકે આગળ વધી રહ્યું છે ત્યારે, મનુષ્યની આદિ અવસ્થા તરફ પાછા જવાની વાત કરવાથી શો ફાયદો થશે?

આવી દલીલ કરનારાઓ આપણાં ગામડાંઓની સ્થિતિ વિષેના તેમના ભારે અજ્ઞાનનું પ્રદર્શન કરે છે. સારું હિંદ ગામડાંઓમાં વસે છે અને તેમની જરૂરિયાતો તથા તેમની પરિસ્થિતિ તરફ દુર્લક્ષ કરનાર કોઈ પણ યોજના તેમની કેળવણીનો કોયડો ઉકેલવામાં નિષ્ફળ નીવડશે. ગાંધીજીની યોજના ગામડાંના બાળકોની કેળવણીમાં ક્રાંતિ કરનારી છે. ગામડાંના કોઈક પસંદ કરેલા ઉદ્યોગ દ્વારા શિક્ષકો ગામડાંનાં બાળકોને તેમના ગામમાં જ કેળવણી આપીને તેમનામાં રહેલી શક્તિઓ બહાર લાવે, એવી ગાંધીજી અપેક્ષા રાખતા હતા. પ્રત્યેક ગામમાં આ ગ્રામઉદ્યોગોને સ્થાને આધુનિક યંત્રોને જગ્યા કરી આપવાનું શક્ય અથવા ઇચ્છવાજોગ છે ખરું? વળી, હાથઉદ્યોગો, તેમની કેળવણી આપવાની શક્યતાઓ લક્ષમાં રાખીને પસંદ કરવામાં આવ્યા છે. હિંદનાં સાત લાખ ગામડાંઓમાં વસતાં બાળકોને કેળવણી આપવાના સગવડભર્યાં સાધનો તરીકે તે બહુ જ અનુકૂળ છે. એટલે, કેળવણીના વાહન તરીકે, આપણા પ્રાચીન હાથઉદ્યોગો દાખલ કરવાથી આપણે મધ્યયુગીન અથવા તો આદિ અવસ્થાની સ્થિતિ તરફ પાછા હઠીએ છીએ, એવી દલીલ કરવી એ વ્યર્થ છે. દરેક ગામમાં રેડિયો, વીજળી અને મોટરગાડી જેવી આધુનિક કાળની સુખસગવડની વસ્તુઓની જોગવાઈ કરવામાં આવે તોયે, ગ્રામઉદ્યોગોની કેળવણી આપવાની

વિશાળ શક્યતાઓ લક્ષમાં રાખીને તેમને નાબૂદ કરવા જોઈએ નહીં ચાહે એટલી આગળ વધેલી સંસ્કૃતિને પણ પોતાના પૂર્વજો પાસેથી વારસામાં મળેલી કળા અને ઉદ્યોગની શ્રેષ્ઠ અને અમૂલ્ય વસ્તુઓ તરફ દુર્લક્ષ કરવાનું પાલવે નહીં

## ૮

## યોજનાનો અમલ

આપણે આગળ જોઈ ગયા કે ગાંધીજી કેળવણીને જેમાં કોઈ પણ પ્રકારના શોષણનો અભાવ હોય એવી અહિંસક સમાજવ્યવસ્થા સ્થાપવાની પૂર્વશરત તરીકે લેખતા હતા આવી સમાજવ્યવસ્થાનું મંડાણ સમાનતા પ્રેમ અને ન્યાય પર હશે તેમણે પોતાનો રચનાત્મક કાર્યક્રમ ન્યાયના પાયા પર રચાયેલી સમાજવ્યવસ્થાનું તેમનું સ્વપ્ન સિદ્ધ કરવાના અંતિમ ઉદ્દેશથી ઘડી કાઢ્યો હતો. તેમના રચનાત્મક કાર્યક્રમમાં કેળવણીને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે જોકે તેના વિકાસમાં તે છેલ્લું આવ્યું છે તેમણે આપણને ગામડાના ઉદ્યોગો દ્વારા ગામડાંઓમાં રાષ્ટ્રીય કેળવણી આપવાની યોજના આપી છે એ યોજનાને લોકો વર્ધા યોજના અથવા પાયાની રાષ્ટ્રીય કેળવણી એવા નામથી ઓળખે છે તેમણે ઘડેલી અને ઝાકીર હુસેન સમિતિએ જેને છેવટનું સ્વરૂપ આપ્યું છે તે યોજના દ્વારા શિક્ષકો અમુક પસંદ કરેલા ગામડાના હાથઉદ્યોગ મારફતે અને ઉપરથી લાદેલા બંધનો અને દખલગીરી વગરના સ્વતંત્ર વાતાવરણમાં પોતાના ગામડાના બાળકોને તેમની બધી શક્તિઓ ખીલી આવે એ રીતે કેળવણી આપી શકશે '

નઈ તાલીમ વિષે તેઓ વધારે બોલ્યા છે. શ્રી કિશોરલાલ મશરૂવાળાના અભિપ્રાય પ્રમાણે રેંટિયો 'કેવળ પુરાણા જમાનાનું સૂતર પેદા કરવાનું યંત્ર જ નથી. જેની આસપાસ શાંતિની સંસ્કૃતિ નિર્માણ કરી શકાય એવું એ કેન્દ્ર છે. પરિણામે, કેળવણીની બધી કક્ષાઓમાં તેને કેન્દ્રવર્તી સ્થાન મળવું જોઈએ. રેંટિયો બચપણથી જ બાળકના જીવનનું એક અંગ બની જાય અને છેવટ સુધી એ રીતે રહે તે સિવાય ખુદ ખાદી પણ મૂળ ઘાલે એમ નથી.' આ રીતે ખાદી ગાંધીજીના સમગ્ર રચનાત્મક કાર્યક્રમનું પ્રતીક છે. હિંદની વિશાળ આમજનતાની મૂળભૂત જરૂરિયાતો વિષે ગાંધીજી જાગ્રત હતા એટલે આપણાં ગામડાંઓને સજીવન કરવા માટે ખાદીને તેઓ પ્રથમ પગલા તરીકે લેખતા હતા. બીજું પગલું, નિઃસ્વાર્થ સમાજસેવા દ્વારા હરિજનોની સ્થિતિ સુધારવાનું હતું. આ કાર્યમાં જબરદસ્ત મુશ્કેલીઓ રહેલી હતી, કારણ કે, આમ-જનતાનાં માનસોને અજ્ઞાન અને વહેમોનાં જાળાંઓથી મુક્ત કરવાનાં હતાં. પછીથી, ગ્રામ-ઉદ્યોગોને સજીવન કરવાની વાત આવી. એના દ્વારા આપણાં સાત લાખ ગામડાંઓને સ્વાવલંબી અને સ્વયંશાસિત ઘટકો બનાવવાનાં હતાં. એ રીતે, ગામડાંઓમાંથી ગંદકીવાળાં ઔદ્યોગિક મથકો તરફ વહેતા વસ્તીના મોટા પ્રવાહને અટકાવવાનો હતો. ગામડાંઓ-માંથી આ રીતે ઔદ્યોગિક શહેરોમાં જઈને તેમને લગભગ પશુ તુલ્ય જીવન જીવવું પડે છે. આ બાબતો ઉપરાંત, ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમમાં દારૂબંધી, ગામડાની સ્વચ્છતા, આર્થિક સમાનતા, બહેનોની મુક્તિ વગેરેનો સમાવેશ થતો હતો. આ બધી બાબતો તેમની ફિલસૂફી સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલી હતી. રચનાત્મક કાર્યક્રમ, પાયાની રાષ્ટ્રીય કેળવણીની યોજનામાં પરિસીમાએ પહોંચ્યો છે. એમાં ગાધીજીની સમગ્ર ફિલસૂફીનો અર્ક રહેલો છે. દુનિયાની સંસ્કૃતિમાં આ તેમનો સર્વોપરી ફાળો છે, જોકે, હજી એનો પ્રકાશ ઢંકાયેલો રહ્યો છે. ક્રમમાં એ છેવટે આવે છે, પરંતુ એથી તેનું મહત્ત્વ જરાયે ઓછું નથી. એમાં અર્કરૂપે ગાંધીજીનો સમગ્ર રચનાત્મક કાર્યક્રમ આવી જાય છે. પાયાની કેળવણીની તેમની યોજના તથા તેમના રચનાત્મક કાર્યક્રમ એકબીજા સાથે એટલાં બધાં ઓતપ્રોત છે કે, પહેલી વસ્તુ અંગીકાર કરવા ઇચ્છનાર બીજીને વિષે બેપરવા રહી શકે નહીં.

વર્ધા યોજના અથવા પાયાની રાષ્ટ્રીય કેળવણીની આપણે ઝીણવટ-પૂર્વક સમીક્ષા કરી ગયા છે ના બાર વરસ દરમ્યાન દેશના જુદા જુદા ભાગમા તેનો અમલ કરવાના પ્રયત્નો થયા છે અને તેના આરભથી માડીને અત્યાર સુધી થયેલી તેની પ્રગતિનો આપણે અહીં અદાજ કાઢીએ તો તે અસ્થાને નહીં ગણાય એ યોજનામા ઘણા ગુણો રહેલા છે તેમ છતા, ગાધીજીના સક્રિય અને ચેતનવતા વ્યક્તિત્વ વિના તથા આ દેશમા તેમનું જે અનન્ય સ્થાન છે તે વિના, તે ઝાઝી પ્રગતિ કરી શકી ન હોત એ યોજના ઘડાઈ પછી તરત જ, ૧૯૩૮ ના ફેબ્રુઆરી માસમા હરિપુરા ખાતે મળેલી કોંગ્રેસની બેઠકમા તે રજૂ કરવામા આવી હતી અને એક સર્વગ્રાહી ઠરાવ કરીને એ સસ્થાએ તેને મજૂર રાખી હતી એ ઠરાવમા બીજી બધી વસ્તુઓ ઉપરાત આ પ્રમાણે જણાવવામા આવ્યુ છે

> પ્રાથમિક તથા માધ્યમિક કક્ષાઓ માટે નીચેના સિદ્ધાતો પ્રમાણે પાયાની કેળવણી આપવી જોઈએ
>
> ૧ સાત વરસ માટે ફરજિયાત અને મફત શિક્ષણ રાષ્ટ્રવ્યાપી પાયા પર આપવ
>
> ૨ શિક્ષણનુ માધ્યમ માતૃભાષા હોવુ જોઈએ
>
> ૩ આ આખાયે ગાળા દરમ્યાન કોઈ ને કોઈ સ્વરૂપના શારીરિક અને ઉત્પાદક કામને કેન્દ્રમા રાખીને શિક્ષણ આપવુ જોઈએ તથા ખીલવવાની બીજી સઘળી પ્રવૃત્તિઓ અને આપવાની તાલીમ બની શકે ત્યા સુધી બાળકની પરિસ્થિતિ ધ્યાનમા રાખીને પસદ કરવામા આવેલા કેન્દ્રવર્તી ઉદ્યોગ સાથે સાકળવી જોઈએ
>
> કોંગ્રેસે ઝાકીર હુસેન તથા શ્રી ઈ ડબલ્યુ આયનાયકમને પાયાની રાષ્ટ્રીય કેળવણીનો સમગ્ર કાયક્રમ ઘડી કાઢવા માટે તથા રાજ્યની અથવા ખાનગી કેળવણી જેમના અકુશ નીચે હોય તેમને તેના સ્વીકાર માટે ભલામણ કરવા માટે, ગાધીજીની સલાહ અને દોરવણી પ્રમાણે અખિલ હિંદ કેળવણી બોર્ડની સ્થાપના કરવાને તત્કાળ પગલા ભરવાની વિનતી કરી અને સત્તા પણ સુપરત કરી

ઉપરનો ઠરાવ ઝીણવટપૂર્વક વાચનારને જણાયા વિના નહીં રહે કે, એની અને વર્ધા પરિષદના ઠરાવોની વચ્ચે, ભલે નાનો, પણ તફાવત રહેલો છે કોંગ્રેસનો ઠરાવ યોજનાની સ્વાવલબનની બાજુનો ઉલ્લેખ કર્યા વિના 'કોઈ ને કોઈ સ્વરૂપના શારીરિક અને ઉત્પાદક કામની' વાત કરે છે જ્યારે વર્ધા પરિષદ કેળવણીની આ પદ્ધતિ, ધીમે ધીમે શિક્ષકોનો

પગાર કાઢવાને શક્તિમાન થાય એવી અપેક્ષા રાખે છે. આ રીતે, કૉંગ્રેસે વર્ધા યોજનાને તેની સ્વાવલંબનની બાજુની બાબતમાં મૂકવામાં આવતા ભારમાં થોડોક ફેરફાર કરીને પોતાની મંજૂરી આપી છે.

પાયાની કેળવણીને દેશના અગ્રગણ્ય કેળવણીકારો તરફથી તથા હિંદની વસ્તીના મોટા ભાગની પ્રતિનિધિ હોવાના જેના દાવા વિષે કશી શંકા જ નથી, તે રાષ્ટ્રીય કૉંગ્રેસ તરફથી સબળ ટેકો મળ્યો. તેમ છતાં, પૂરી સફળતાને માટે તેને હજી સરકારના સક્રિય રસની જરૂર હતી. ભારત સરકારના કેળવણીખાતા સાથે સંકળાયેલા સેન્ટ્રલ ઍડવાઈઝરી બોર્ડ ઑફ એજ્યુકેશને — પ્રાંતિક સરકારોની કેળવણીની નીતિ તથા તેમના કેળવણી અંગેના કાર્યક્રમનું સયોજન કરવાનું તથા એ સંબંધમાં દોરવણી આપવાનું તેનું કાર્ય છે — ૧૯૩૮ની સાલના જાન્યુઆરી માસમાં તે વખતના મુંબઈના મુખ્ય પ્રધાન તેમ જ કેળવણી પ્રધાનના પ્રમુખપણા નીચે એક સમિતિ નીમી. એ સમિતિનું કાર્ય, 'વર્ધા યોજનામાં સમાવેશ કરવામાં આવેલી કેળવણીની પુનર્રચનાની યોજનાની સામાન્ય અને ધંધાદારી કેળવણીના ઍબટ–વુડ હેવાલની તેમ જ સંબંધ ધરાવતા બીજા દસ્તાવેજોની દૃષ્ટિથી તપાસવાનું' હતું. ઍબટ અને વુડનો — તેઓ ગાંધીજીની જેમ કેળવણીના શાસ્ત્રથી અનભિજ્ઞ નહીં પણ સમર્થ કેળવણીકારો હતા — ધંધાદારી કેળવણી વિષેનો હેવાલ ગાંધીજીની યોજનાને અણધારી રીતે ટેકો આપનારો નીવડ્યો. તેમણે શિક્ષણના માધ્યમ તરીકે અને 'બાળકની સ્વસ્થતાની ચાવી' તરીકે, શારીરિક કામ વિષે અસંદિગ્ધ ભાષામાં વિસ્તારથી લખ્યુ. ખેર સમિતિના હેવાલે, યોજનાના કેન્દ્રવર્તી સિદ્ધાંતોનો સ્વીકાર કરીને આખાયે વાદવિવાદનું નિરાકરણ કર્યું અને એ રીતે કેળવણીના નવા યુગનો આરંભ કર્યો.

૧. 'પાયાની' કેળવણીની યોજના પ્રથમ ગામડાંઓમાં દાખલ કરવી.

૨. ૬ થી ૧૪ વરસનાં બાળકોને માટે કેળવણી ફરજિયાત કરવી, પરંતુ પાયાની શાળાઓમાં પાંચ વરસની ઉંમરનાં બાળકોને દાખલ કરી શકાશે.

૩. પાંચમા ધોરણ પછી અથવા અગિયાર વરસની ઉંમરનાં બાળકોને પાયાની શાળામાંથી બીજા પ્રકારની શાળાઓમાં જવાની છૂટ આપવી જોઈએ.

૪. શિક્ષણનું માધ્યમ પ્રાન્તની ભાષા હોવી જોઈએ.

૫. હિંદને માટે એક સર્વસામાન્ય ભાષા ઇચ્છવા જોગ છે. આ ઉર્દૂ તથા હિંદી લિપિવાળી હિંદુસ્તાનની ભાષા હોવી જોઈએ. બાળકોને લિપિ પસંદ કરવાનો વિકલ્પ આપવો અને તે લિપિમાં તેમને શીખવવાની જોગવાઈ કરવી જોઈએ. દરેક શિક્ષકે બંને લિપિ જાણવી જોઈએ.

૬. ક્રિયા દ્વારા શીખવવાના સિદ્ધાંતની સાથે લેવાદેવા છે ત્યાં સુધી પાયાની કેળવણીની વર્ધા યોજના એબટ-વુડ હેવાલની ભલામણો સાથે સંપૂર્ણપણે સહમત છે. નીચલાં ધોરણોમાં આ ક્રિયા અનેકવિધ હોવી જોઈએ અને પછીથી પાયાના ઉદ્યોગ પર જવું જોઈએ. તેની પેદાશ વેચી શકાય એવી હોવી જોઈએ અને તેમાંથી થતી આવક શાળાના નિભાવ

૧૩. અનુભવ લક્ષમાં લઈને તે પ્રમાણે અભ્યાસક્રમમાં ઘટતા ફેરફારો કરવાની જરૂર રહેશે.

૧૪. પાયાની શાળાઓમાં અંગ્રેજીને વિકલ્પ વિષય તરીકે દાખલ કરવું જોઈએ નહીં.

૧૫. રાજ્યે દરેક કોમ માટે ધાર્મિક કેળવણીની સગવડ કરી આપવી જોઈએ.

૧૬. બહારની પરીક્ષાઓની કશી જ જરૂર નથી. પાયાની શાળાનો અભ્યાસક્રમ પૂરો થતાં, શાળામાં પરીક્ષા લઈને શાળાનો અભ્યાસ પૂરો કર્યાનું પ્રમાણપત્ર આપવું જોઈએ.

૧૭. ૧૧ વરસ પૂરાં થયે વિદ્યાર્થીઓ બીજી શાળાઓમા જવા ઇચ્છે તો તેમનેયે શાળા છોડયાનું પ્રમાણપત્ર આપવું.

૧૮. એક વર્ગમાંથી બીજા વર્ગમાં ચડાવવાનુ શાળા નક્કી કરશે, જોકે શાળામાં લેવાયેલી પરીક્ષાઓ વિષે નિરીક્ષકો તપાસ કરી શકશે

ખેર સમિતિએ, વર્ધા યોજનાની સ્વાવલમ્બનની બાજુ અંગે નીચે મુજબ મજાનુ મંતવ્ય રજૂ કર્યું છે.'[૧]

'વર્ધા યોજનાનો મૂળભૂત સિદ્ધાંત ઉત્પાદક ઉદ્યોગ દ્વારા શિક્ષણ આપવાનો છે કેળવણીકારો કદાચ उत्पादक શબ્દને બદલે सर्जक વધારે પસંદ કરે. કારણ કે, उत्पादक શબ્દથી એવુ સમજવામા આવે છે કે, શૈક્ષણિકવિકાસ કરતાં આર્થિક ઉત્પાદન વધારે મહત્ત્વની વસ્તુ છે. અમે ભારપૂર્વક જણાવીએ છીએ કે, વર્ધા યોજના ઉદ્યોગકામના શૈક્ષણિક મૂલ્યને વધારે મહત્ત્વ આપે છે. પાયાની શાળાના ઉપલા ધોરણોમા વેચી શકાય એવી વસ્તુઓ તૈયાર કરવામા આવશે એ યોજનામા વાધાભર્યું નથી. સાથે જ, વેચી શકાય એવો માલ તૈયાર કરવામા નહીં આવે ત્યા સુધી ઉદ્યોગની કેળવણી આપવાની શકયતાઓનો સંતોષકારક ઉપયોગ કરવામા આવ્યો છે, એમ ન કહી શકાય આવી વેચી શકાય તેવી વસ્તુઓમાથી થયેલી આવક, શાળાના નભાવ અર્થે વાપરી શકાય '

એ જોઈ શકાશે કે, ખેર સમિતિની ભલામણો પ્રાન્તિક સરકારો માટે આદેશાત્મક નથી તેમને તો માત્ર, સ્થાનિક પરિસ્થતિને અનુકૂળ આવે એવા જરૂરી સુધારાઓ કરીને આ ભલામણો ધ્યાનમાં રાખીને તેમની કેળવણીની નીતિ નવેસરથી ઘડવાની સલાહ આપવામાં આવી છે

૧. धी वर्धा स्कीम ऑफ एज्युकेशन, पा १७१ ७२

કાર્યકરોએ આપેલા પ્રયોગો તથા અનુભવોના હેવાલો પરથી આશા બંધાય છે કે ક્રમે કરીને તે દેશમાંથી વર્તમાન કેળવણીની પદ્ધતિમાં ક્રાંતિ લાવશે

૩ પાયાની રાષ્ટ્રીય કેળવણીનું કાર્ય દેશના ભાવિને માટે એટલું બધું મહત્ત્વનું છે કે, નજીકના ભવિષ્યમાં ચાહે તેવા રાજકીય ફેરફાર થવા પામે તોયે તે એકધારી રીતે ચાલુ રાખવું જોઈએ

સાત વરસની પાયાની કેળવણી મફત સાર્વત્રિક અને ફરજિયાત કરવા માટે કરવાના મૂડીના તથા બીજા જબરદસ્ત ખરચને પહોંચી વળવાને અર્થે રાષ્ટ્રની પુનર્રચનાની આ અતિ મહત્ત્વની પ્રવૃત્તિના કુલ ખરચમાં પોતાનો ઘટતો હિસ્સો આપવાની મધ્યસ્થ સરકારની ફરજ છે

૪ પાયાની શાળાના શિક્ષકને ઓછામાં ઓછી એક વરસની તાલીમ આપવી જોઈએ અને તે એકીસાથે આપવી જોઈએ, છૂટક છૂટક રીતે થઈને નહીં

૫ શિક્ષકોને ગ્રામવૃત્તિવાળા કરવાને હરેક પ્રયાસ કરવો જોઈએ તો જ તેઓ ગ્રામજીવનના વિશિષ્ટ સવાલો સહાનુભૂતિપૂર્વક સમજી શકશે અને તેમને હાથ ધરવાનો પ્રયત્ન કરી શકશે

૧૦. છેલ્લાં બે વરસના કામના અનુભવે દર્શાવી આપ્યું છે કે, અનુબંધની પદ્ધતિ દ્વારા શિક્ષણ આપવાનું શક્ય છે અને કેળવણીની દૃષ્ટિએ ઉપયોગી છે.

૧૧. પરંતુ, અનુબંધ બિનજરૂરી રીતે તાણીતૂશીને પરાણે ન સાધવો જોઈએ તથા શિક્ષણનો કેવળ પાયાના ઉદ્યોગ સાથે જ નહીં, પણ બાળકની ભૌતિક અને સામાજિક પરિસ્થિતિ સાથે સુધ્ધાં અનુબંધ સાધવો જોઈએ. એ હેતુને માટે ભૌતિક તથા સામાજિક પરિસ્થિતિ પણ એટલી જ ભારે શક્યતાઓ પૂરી પાડે છે અને બાળકોના પાયાના જ્ઞાનને સમૃદ્ધ કરે છે. મજકૂર યોજનાની કેળવણીની શક્યતાઓનો પૂરેપૂરો ઉપયોગ કરવા માટે આપણા સામાન્ય શિક્ષકોને કારીગરો તરીકે કેળવવાની પણ જરૂર છે. પાયાની શાળાના કાર્યમાં શિક્ષકોની સાથે કારીગરો પણ રાખવામાં આવે તો તેથી ધાર્યો હેતુ પાર પડી શકે નહીં.

૧૨. કોઈ પણ શાળાને માટે પાયાનો ઉદ્યોગ પસંદ કરવામાં તે સ્થળમાં વસતા લોકોનો મુખ્ય વ્યવસાય લક્ષમાં રાખવો જોઈએ, તથા કોઈ પણ વિભાગમાં દરેક ઉદ્યોગની આસપાસ સંકળાયેલી શાળાઓની સંખ્યાનો નિર્ણય કરતાં, એ વિભાગમાં કયા કયા ધંધાઓ કેટલા પ્રમાણમાં છે એ વસ્તુ ખ્યાલમાં રાખવી જોઈએ.

૧૩. પાયાની કેળવણીના ખરચની તુલનાત્મક ગણતરી કરતી વખતે, આપણી આજની માધ્યમિક શાળાઓમા જેનો સમાવેશ થાય છે તે ઘણે અંશે આવરી લેવાને તે તાકે છે એ હકીકત લક્ષમાં રાખવી જોઈએ.

૧૪. બાળકોના ઉદ્યોગકામની જુદી જુદી પેદાશો કેટલા પ્રમાણમાં વેચી શકાશે એનો ચોક્કસ ખ્યાલ બાંધવા માટે, શાળાની, તે સ્થાનની, સ્થાનિક સ્વરાજની સંસ્થાઓની તથા સરકારની જરૂરિયાતો જાણી લેવી જોઈએ અને તેનો અંદાજ કાઢી લેવો જોઈએ. અને એ અંદાજ પ્રમાણે શાળાઓમાં ઉદ્યોગોની ફાળવણી કરવી જોઈએ.

કોંગ્રેસના હરિપુરા ખાતે મળેલા અધિવેશનમાં કરવામાં આવેલા ઠરાવ અનુસાર, ૧૯૩૮ના એપ્રિલ માસમાં વર્ધા (મધ્ય પ્રદેશ) પાસે સેગાવમાં ઔપચારિક રીતે હિંદુસ્તાની તાલીમી સંઘના નામથી ઓળખાતા અખિલ હિંદ કેળવણી બોર્ડની સ્થાપના કરવામાં આવી હતી સંઘનું તાત્કાલિક કામ કેટલીક પ્રાયોગિક શાળાઓમાં વર્ધા યોજનાના સત્યને પુરવાર કરી બતાવવાનું હતું તેણે પાયાની કેળવણીના ક્ષેત્રમાં વિશાળ પાયા પર સંશોધન કરવાનું હાથ ધર્યું અને પાયાની કેળવણીના પ્રયોગો કરવાનું શરૂ કરનાર સરકારી તેમ જ બિનસરકારી કેળવણીની સંસ્થાઓ સાથે સહકાર કરવાને તે ઉત્સુક હતો પ્રાંતિક સરકારોનો સહકાર મેળવવા માટે સમય અનુકૂળ હતો, કારણ કે, હિંદના અગિયાર પ્રાંતોમાંથી સાત પ્રાંતોમાં કોંગ્રેસ સત્તા પર હતી એ પ્રાંતોના કેળવણી ખાતાના પ્રધાનોએ વર્ધા પરિષદમાં ભાગ લીધો હતો અને એ પરિષદમાં કરવામાં આવેલા ઠરાવના તેઓ પક્ષકાર હતા હિંદુસ્તાની તાલીમી સંઘે તેમને પ્રથમ પોતપોતાના પ્રાન્તમાં પ્રયોગના પગલા તરીકે પાયાની શાળાઓ કાઢવાની વિનંતી કરી તેણે રાષ્ટ્રીય સંસ્થાઓને પણ નવી તાલીમ દાખલ કરવામાં તથા તેનો ફેલાવો કરવામાં સહકાર આપવાની વિનતી કરી

પાયાની કેળવણીનું પહેલું વરસ આશા અને પ્રેરણાનું વરસ હતું મુંબઈ બિહાર અને ઓરિસાની સરકારોએ પાયાની કેળવણીના બોર્ડની રચના કરી અને પાયાની કેળવણી પર દેખરેખ રાખવાને તથા તેને આગળ ધપાવવાને પાયાની કેળવણીના ખાસ અમલદારોની નિમણૂક કરી એક વરસની અંદર મુંબઈ બિહાર, ઉત્તર પ્રદેશ, મધ્ય પ્રદેશ, ઓરિસા અને કાશ્મીરની સરકારોએ તાલીમ માટેના ત્રણ કેન્દ્રોની સ્થાપના કરી રાષ્ટ્રીય સંસ્થાઓ પૈકી દિલ્હીની જામિયા મીલિયા ઈસ્લામિયાએ તથા મછલીપટ્ટમની આંધ્ર જાતીય કલાશાળાએ શિક્ષકોને તાલીમ આપવાનું કામ માથે લીધું અને પૂનાની મહારાષ્ટ્ર વિદ્યાપીઠે તથા અમદાવાદની ગૂજરાત વિદ્યાપીઠે પોતાની પાયાની શાળા શરૂ કરી આખાયે દેશ પર ઉત્સાહનું મોજુ ફરી વળ્યું એ વસ્તુ દેશભરમાં સરકારે તેમ જ પ્રજાએ પાયાની કેળવણી વિષે જે તીવ્ર રસ દાખવ્યો તે ઉપરથી જોઈ શકાય છે

પાયાની કેળવણીના પહેલા વરસમાં મુખ્યત્વે કરીને શિક્ષકોને તાલીમ આપવામાં આવી બીજા વરસમાં, પાયાની વધુ શાળાઓ કાઢવામાં

આવી, કેમ કે, હિંદુસ્તાની તાલીમી સંઘના તેમ જ દેશનાં જુદાં જુદાં તાલીમનાં કેન્દ્રોના સહકારભર્યા પ્રયાસથી, તાલીમ પામેલા વધુ શિક્ષકો તૈયાર થયા હતા. ૧૯૩૯ના એપ્રિલ માસમાં બિહારની સરકારે ચંપારણ જિલ્લામાં ૩૦ નવી પાયાની શાળાઓ શરૂ કરી. ૧૯૩૯ના જૂન માસમાં મુંબઈ સરકારે ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં ૫૮ જિલ્લા બોર્ડની શાળાઓમા અને ૩૦ ઇતર શાળાઓમાં પાયાની કેળવણી દાખલ કરી. એ વરસ દરમ્યાન, તાલીમ માટેની થોડી નવી શાળાઓ પણ ખોલવામાં આવી. ૧૯૩૯ના મે મહિનામાં આખા દેશમાં તાલીમ આપવાની શાળાઓની સંખ્યા ૧૪ સુધી પહોંચી.

દોઢ વરસના પ્રયોગકાર્ય પછી, પાયાની કેળવણીમાં કામ કરનારાઓની પરિષદ બોલાવવાનું જરૂરી જણાયું. એ રીતે તેઓ તેમને નડતી મુશ્કેલીઓ વિષે ચર્ચા કરી શકે અને તેમને મળેલો અનુભવ લક્ષમાં રાખીને સર્વસામાન્ય નીતિ અંગે નિર્ણય કરી શકે. મુંબઈ સરકારના આમંત્રણથી, પૂના ખાતે અખિલ હિંદ પાયાની કેળવણી પરિષદ મળી. એમા જુદા જુદા અભિપ્રાયો ધરાવતા કેળવણીકારોએ પણ હાજરી આપી હતી. દોઢ વરસ દરમ્યાન વર્ધા યોજનાએ કાર્ય કર્યું તે વિષે છૂટથી વિચારની આપલે કર્યા પછી પરિષદ નીચેના નિર્ણયો પર આવી હતી :

૧. પરિષદને લાગે છે કે, અભ્યાસમા બહુ જ વહેલું અંગ્રેજી દાખલ કરવામાં આવતુ હોવાથી હિંદમા કેળવણીને ભારે હાનિ પહોંચી છે. વિદ્યાર્થીઓને પરદેશી ભાષા દ્વારા વસ્તુઓ શીખવાની ફરજ પાડવામાં આવે છે તેથી તેમને અન્યાય થાય છે અને નુકસાન પહોંચે છે એ વાત તો બાજુએ રહી પણ, હિંદની ભાષાઓનો શિક્ષણના માધ્યમ તરીકે ઉપયોગ કરવામાં આવતો ન હોવાથી એ ભાષાઓને શિક્ષણના વાહન તરીકે પારાવાર નુકસાન થયુ છે, એમ પણ પરિષદને લાગે છે. એટલા માટે આ પરિષદ ભલામણ કરે છે કે, માત્ર પાયાની શાળાઓમાં વિદ્યાર્થીઓ પોતાની માતૃભાષામાં સાત વરસ સુધી વ્યવસ્થિત શિક્ષણ ન પામે ત્યાં સુધી કોઈ પણ વિદ્યાર્થીને અંગ્રેજી શીખવવું જોઈએ નહીં, એવો નિયમ કરવો જોઈએ.

૨. પાયાની રાષ્ટ્રીય કેળવણીએ છેલ્લાં બે વરસ દરમ્યાન એકધારી અને ઉત્સાહપ્રેરક પ્રગતિ સાધી છે અને અમલદારો તથા ખાનગી

એ કેન્દ્ર પ્રયોગશાળા તરીકે કાર્ય કરે અને તેણે જુદી જુદી કક્ષાઓને માટે સુસંયોજિત કામની વિગતવાર યોજના તૈયાર કરવી જોઈએ. આ નિરીક્ષક, બની શકે ત્યાં સુધી, શક્ષક તેમ જ સારી રીતે તાલીમ પામેલો કારીગર હોવો જોઈએ. પરંતુ આવો નિરીક્ષક ઉપલબ્ધ ન હોય તો દરેક સઘન વિભાગે, તાત્પૂરતો, કેળવણીના નિરીક્ષક ઉપરાંત ઉદ્યોગનો નિરીક્ષક પણ રાખવો જોઈએ.

પરિષદના નિર્ણયો આશા અને ઉત્સાહની ભાવનાથી કરવામાં આવ્યા હતા, પરંતુ હિંદ તેમ જ દુનિયાની રાજકીય પરિસ્થિતિ ઝપાટાભેર બગડતી જતી હતી. બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું અને તેણે વિનાશનાં બીષણ બળો છૂટાં મૂકયાં. હિંદના લોકોની સંમતિ લીધા વિના હિંદને યુદ્ધના વમળમાં ફેંકવામાં આવ્યું અને એને પરિણામે, ગવર્નર જનરલની આપખુદ અને શિરજોરીભરી નીતિ સામે પ્રબળ વિરોધ દર્શાવીને કોંગ્રેસી પ્રધાનમંડળોએ પોતાના હોદ્દાનાં રાજીનામાં આપ્યાં. દરેક જણના મોંમાં આ જ સવાલ હતો: કોંગ્રેસ સત્તા પરથી ખસી જશે ત્યારે વર્ધા યોજનાની શી દશા થશે? પૂના પરિષદે ઠરાવ કર્યો હતો કે, દેશનું શ્રેય હિત સાધવું હોય તો, રાજકીય મુશ્કેલીઓ આવે તેમ છતાં, વર્ધા યોજનાની પ્રગતિ કોઈ પણ રીતે અટકાવવી જોઈએ નહીં. પરિષદના પ્રમુખે અસંદિગ્ધ ભાષામાં જાહેર કર્યું કે, કોંગ્રેસ હોદ્દાત્યાગ કરે તો યોજનાએ તેની ગુણવત્તા

ટેકા વિના સ્વતંત્ર રીતે પોતાનું કામ પૂરેપૂરી ધગશથી ચાલુ રાખ્યું સરકારના પાયાની કેળવણીના બોર્ડના સેક્રેટરી શ્રી ગોપબંધુ ચૌધરીએ સરકારી નોકરીને લાત મારી અને બારેક શિક્ષકોની મદદથી — તેમણે પણ પોતાની નોકરી છોડી દીધી હતી — પ્રજાની વતી પાયાની કેળવણીનું કામ હાથમાં લીધું

ત્રીજા વરસને અંતે ૧૯૪૧ના એપ્રિલ માસમાં જામિયા નગરમાં બીજી અખિલ હિંદ પાયાના શિક્ષણની પરિષદ મળી એમાં બીજાઓ ઉપરાંત મુંબઈ, ઉત્તરપ્રદેશ, બિહાર અને કાશ્મીરના કેળવણી ખાતાના પ્રતિનિધિઓએ તથા બિનસરકારી- પાયાની શાળાઓના કાર્યકર્તાઓએ હાજરી આપી હતી દેશ જીવનમરણની લડત લડી રહ્યો હતો એ લડતની પાયાની કેળવણીની પ્રગતિ પર માઠી અસર થઈ, કારણ કે, હજી તે બાલ્યાવસ્થામાં હતી પરિષદ પર આવેલો ગાંધીજીનો નીચેનો સંદેશો પછીનાં બે વરસ માટેના કામના સ્વરૂપનો નિર્દેશ કરે છે

> 'પ્રયાસની સફળતાનો આધાર સરકાર કરતાં સ્વાશ્રય પર વધારે છે એ વાત પરિષદ સમજે એવી હું આશા રાખું છું સરકારનું વલણ અનુકૂળ હોય તોયે તેણે સાવધાનીથી કામ કરવું રહ્યું આપણો પ્રયોગ ક્યાંક પણ કશી ભેળસેળ વિના અને બહારની દખલ વિના થાય- તો જ તે સર્વાંગસંપૂર્ણ થશે '

પરિષદે ત્યાર સુધી થયેલા કામનું અવલોકન કર્યું અને નીચે મુજબનો

શક્તિ પાયાની કેળવણીના ક્ષેત્રમાંથી ખસેડીને બીજી દિશામાં વાળ્યાં. કેળવણીની સંસ્થાઓ બંધ કરવામાં આવી, કાર્યકર્તાઓને જેલમાં ધકેલી દેવામાં આવ્યા અને થોડા વખત માટે તો એમ જ લાગ્યું કે, પાયાની કેળવણી રાષ્ટ્રના જીવનનાં ચિત્રમાંથી લુપ્ત થઈ ગઈ છે. આ ખળભળાટ અને તાણના સમયમાં, દેખીતાં કારણોને લઈને, વર્ધા યોજના ઝાઝી પ્રગતિ ન કરી શકી. સરકાર તેના પ્રત્યે ઉદાસીન હતી અને રાષ્ટ્રીય કાર્યકર્તાઓ રાષ્ટ્રને પરદેશીઓની ધૂંસરીમાંથી મુક્ત કરવાને માટેની લડતમાં જોડાયા હતા. તોફાનની ઉગ્રતા અને ઘેરાતાં વાદળોનો ગડગડાટ ગાંધીજીએ સળગાવેલા દીવાને બૂઝવી શક્યાં નહીં એ ખરેખર નોંધપાત્ર છે. થોડા વખત પરતું તેનું તેજ જરા ઝાંખું પડ્યું એ ખરું, પરંતુ ગાંધીજીને જેલમાંથી મુક્ત કરવામાં આવ્યા પછી તે વધારે ઝળહળાટથી બળવા લાગ્યો. તેઓ નઈ તાલીમ વિશે નવું દર્શન લઈને જેલમાંથી બહાર આવ્યા હતા. અટકાયતમાંથી તેમને મુક્ત કરવામાં આવ્યા પછી તેમણે પ્રથમ નીચે મુજબ શબ્દો ઉચ્ચાર્યા હતા :

ચળવળના વિસ્તૃત થવા પામેલા ક્ષેત્ર અંગેની એ ચર્ચાને લક્ષમાં રાખીને ભવિષ્યને માટે નવો કાર્યક્રમ ઘડી કાઢવાને પાયાની કેળવણીના ક્ષેત્રમાં કામ કરતા કાર્યકર્તાઓએ એકઠા મળવું જોઈએ, એમ એ વખતે જરૂરી માનવામાં આવ્યું. એટલા માટે ૧૯૪૫ના જાન્યુઆરી માસમાં સેવાગ્રામ ખાતે ત્રીજી અખિલ હિંદ પાયાની કેળવણીની પરિષદ ભરવામાં આવી. પરિષદનું ઉદ્ઘાટન કરતાં ગાંધીજીએ નીચેના યાદગાર શબ્દો ઉચ્ચાર્યા:

'અત્યાર સુધી, આપણી કેળવણી નવી હતી તેમ છતાં, આપણે ખુલ્લા સમુદ્રથી રક્ષાઈને જાણે અખાતમાં રહીને જીવતા હતા. આપણને બીજા પ્રકારનું રક્ષણ પણ હતું. તે એ કે, આપણા કાર્યનું ક્ષેત્ર સીમિત હતું. હવે આપણને આપણા અખાતમાંથી બહાર હાંકી કાઢીને ખુલ્લા સમુદ્રમાં ધકેલવામાં આવે છે. ત્યાં ધ્રુવના તારા સિવાય આપણો બીજો કોઈ માર્ગદર્શક નથી. એ ધ્રુવ તારો ગ્રામઉદ્યોગો છે. હવે આપણું ક્ષેત્ર કેવળ સાતથી ચૌદ વરસ સુધીનું બાળક નથી. નઈ તાલીમનું ક્ષેત્ર માતાના ગર્ભાશયમાં ગર્ભાધાનથી માંડીને મૃત્યુની પળ સુધી વિસ્તરે છે એટલે આપણુ કામ ઘણું મોટુ થયું છે, પણ આપણા કાર્યકર્તાઓ તો તેના તે જ રહે છે.

'એ વિષે આપણે ચિંતા ન કરીએ. આપણો સાચો સખા ઈશ્વર છે, જે સત્ય છે. તે આપણને કદી પણ છેતરશે નહીં. આપણે સત્યને જ વળગી રહીએ, અને બીજા કશાની પરવા ન રાખીએ તો જ એ સત્યરૂપી ઈશ્વર આપણો સખા થઈ શકે. તેમાં દેખાવ માટે, અહંભાવ માટે, ક્રોધ અને ક્રૂરતા માટે અવકાશ નથી. આપણે ગ્રામવાસીઓનાં શિક્ષકો બનીએ છીએ, એટલે કે, આપણે ગ્રામવાસીઓના સાચા સેવક બનીએ છીએ. એનો બદલો કામ છે, અને સાક્ષી આપણો પોતાનો અતરાત્મા છે, ત્રીજો કોઈ નથી. સત્ય માટેની આપણી ખોજમા આપણી પાસે કોઈ મિત્ર હોય કે નહીં એથી કશો ફરક પડતો નથી.

'આ નઈ તાલીમ પૈસા પર આધાર નથી રાખતી. નઈ તાલીમનો ખરચ કેળવણીમાંથી જ મળી રહે છે. ચાહે એટલા વાંધા ઉઠાવવામાં આવે, પણ હું જાણુ છુ કે, સાચી કેળવણી સ્વાવલંબી છે. એમાં કશી શરમ નથી, પણ એમા નવીનતા છે ખરી. આપણે જો એ

કરી શકીએ, આપણે બતાવી શકીએ કે, મન અને મગજના સાચા વિકાસને માટે આ જ રસ્તો છે, તો આજે જેઓ આપણને હસે છે તેઓ નઈ તાલીમનાં ગુણગાન કરશે અને નઈ તાલીમ સાર્વત્રિક બની જશે અને આજે આપણી ગરીબાઈનું પ્રદર્શન કરતાં સાત લાખ ગામડાંઓ આપમેળે સમૃદ્ધ બની જશે. તેમની સમૃદ્ધિ બહારથી નહીં આવે પણ અંદરથી આવશે, પ્રત્યેક ગ્રામવાસીના સાચા ઉદ્યોગમાંથી આવશે. આ સ્વપ્ન સાચું પડો!'

જીવન માટેની, જીવન દ્વારા અપાતી કેળવણી તરીકેના નઈ તાલીમના આ ખ્યાલને કેળવણીના કાર્યક્રમમાં કેવી રીતે વણી લેવો, એ પરિષદ આગળનું સૌથી મહત્ત્વનું કામ હતુ એ સવાલની સઘળી બાજુઓની સંપૂર્ણ તપાસ કર્યા પછી, પરિષદે જીવનની ચાર અવસ્થાઓ પ્રમાણે આ કાર્યક્રમને નીચે મુજબ ચાર ભાગમાં વહેંચી નાખ્યો:

૧ પ્રૌઢ કેળવણી અથવા જીવનની હરેક અવસ્થામાં પુરુષ તથા સ્ત્રીઓની કેળવણી. એમાં સગર્ભા માતાની તથા બાળક તેના પર આધાર રાખતુ હોય ત્યાં સુધી માતાની કેળવણીનો સમાવેશ થાય છે.

શકે તે માટે તેમને કેળવણી આપવાનો છે આ કેળવણી ગામડાના કોઈ અનુકૂળ ઉદ્યોગ દ્વારા તથા બીજી સર્જક અને મનોરંજનની પ્રવૃત્તિઓ દ્વારા આપવી જોઈએ એ જીવન દ્વારા અપાતી, જીવન માટેની કેળવણી છે એ ગ્રામવાસીના જીવનને સઘળાં બિંદુઓએ સ્પર્શ કરશે અને ઉપરના હેતુ અર્થે જીવનની હરેક પરિસ્થિતિને ઉપયોગમા લેશે ' શ્રી આર્યનાયકમ્ કહે છે 'ગામડા માટેની પૂર્વ બુનિયાદી તથા પ્રૌઢ કેળવણીનો આ કાર્યક્રમ એક સર્વાંગસપૂર્ણ પ્રક્રિયાની એકબીજી સાથે સુસયોજિત બે બાજુઓ છે અને તે નઈ તાલીમનો પાયો બને છે ' કસ્તૂરબા સ્મારક ટ્રસ્ટની થેલીનો સ્વીકાર કરતી વખતે ગાધીજીએ જે ઉદ્ગારો કાઢ્યા હતા તેનો ભાવ પણ આવો જ છે 'પાયાની કેળવણીના ક્ષેત્રમા બાળકોથી માડીને પ્રૌઢ વયના તથા વૃદ્ધ સ્ત્રીપુરુષોની કેળવણીનો, એટલે કે આખા સમાજની કેળવણીનો સમાવેશ થાય છે એ કેળવણી ગૃહઉદ્યોગો ગામની સફાઈ, અને વૈદ્યકીય મદદ દ્વારા આપવી જોઈએ વૈદ્યકીય મદદ રોગો થતા અટકાવનારી તેમ જ રોગો — ખાસ કરીને પોષણને અભાવે થતા રોગો — સાજા કરનારી હોવી જોઈએ '

થોડા જ વરસોમા આપણા ગામડાઓમા સાચી સપત્તિ પેદા થાય તથા ગ્રામવાસીઓ સ્વચ્છ, તદુરસ્ત શાન્ત અને સુખી બને એવુ સ્વપ્નુ ગાધીજી સેવતા હતા તેઓ તો એટલે સુધી કહેતા હતા કે, એ ન બનવા પામે તો નઈ તાલીમના આપણા કામમા કઈક દોષ રહેલો છે એમ હું માનીશ

ઝાકીર હુસેન સમિતિએ તૈયાર કરેલા પાયાની કેળવણીના પહેલા અભ્યાસક્રમને તપાસી જઈને સુધારવા માટે તથા યોજનાના આરભ પછી પ્રાપ્ત થયેલા અનુભવને આધારે આઠ વરસનો સપૂર્ણ કેળવણીનો કાર્યક્રમ ઘડી કાઢવા માટે ૧૯૩૮ ના માર્ચ માસમાં એક સમિતિ નીમવામા આવી આઠ વરસની સપૂર્ણ પાયાની કેળવણીના પરિષદ આગળ રજૂ કરવામા આવેલા કાર્યક્રમની મખ્ય મુખ્ય બાબતો નીચે મુજબ છે

ઉદ્દેશો

પાયાની કેળવણીનો અતિમ ઉદ્દેશ હિંદના બધા છોકરા તથા બધી છોકરીઓને—

૧ નઈ તાલીમે કલ્પ્યા મુજબની સહકારભર્યા કામના પાયા પર રચાયેલી સમાજવ્યવસ્થાના, એવા સમાજમા તેમના હકો, જવાબદારીઓ તથા ફરજો શી છે તેની સમજણવાળા નાગરિકો બનવામા તથા

૨ જેમના વ્યક્તિત્વને સમતોલપણે તથા એકરાગથી વિકસવાની તકો મળી હોય, એવી વ્યક્તિઓ બનવામા મદદરૂપ થવાનો છે

નઈ તાલીમની ફિલસૂફી સ્પષ્ટપણે વ્યક્ત કરવા માટે આ કેળવણીની સામાજિક બાજુને પ્રથમ સ્થાન આપવામા આવ્યુ છે એ ફિલસૂફી વ્યક્તિના શ્રેયનો, સ્વત અતિમ ધ્યેય તરીકે નહીં, પણ સર્વસામાન્ય શ્રેયના એક અવિભાજ્ય અગ તરીકે સ્વીકાર કરે છે

૧૯૪૭ ની સાલના જાન્યુઆરી માસમા બિહારમા તેમ જ સેવાગ્રામમા પાયાની શાળાઓના વિદ્યાર્થીઓની પહેલી ટુકડીએ તેમનો સાત વરસનો અભ્યાસ પૂરો કર્યો અને પછીની કક્ષા માટેના ઉદ્દેશો તથા કાર્યક્રમ નક્કી કરવાનુ જરૂરી થઈ પડયુ એથી કરીને, એ સમગ્ર સવાલને અગે વિચાર કરવાને એક સમિતિ નીમવામા આવી સમિતિનુ કામ કેવળ પાયાની કેળવણીના અભ્યાસક્રમને આગળ વિસ્તારવાનું જ નહોતુ હવે એ બાળકોને તેમના ભાવિ જીવન માટે તૈયાર કરવાનો સવાલ નહોતો રહ્યો, પણ એ અભ્યાસક્રમ પૂરો કર્યા પછી તરુણોને સ્ત્રીપુરુષો તરીકેના, માબાપ તરીકેના રોજી કમાનાર તરીકેના અને નાગરિકો તરીકેના કાર્યો બજાવવાની તાલીમ આપવાનો સવાલ થઈ પડયો હતો શ્રી આર્યનાયકમ્ કહે છે તે સાચુ છે કે 'નઈ તાલીમ જો જીવન માટેની કેળવણી હોય તો ઉત્તર બુનિયાદી કેળવણીના અભ્યાસક્રમે વિદ્યાર્થીઓને કોઈ ધધો આપવો જોઈએ અથવા વ્યક્તિગત જીવનની સમગ્ર તાલીમ આપવી જોઈએ એટલુ જ નહીં, તેમને નવી સમાજવ્યવસ્થામા શાણા માબાપો તરીકે તથા સર્જક નાગરિકો તરીકે પણ તૈયાર કરવા જોઈએ '

ઉત્તર બુનિયાદી કેળવણીના ઉદ્દેશો નીચે પ્રમાણે સ્વીકારવામા આવ્યા છે

૧ પાયાની કેળવણીની જેમ ઉત્તર બુનિયાદી કેળવણી પણ કોઈક ઉત્પાદક કામની આસપાસ અથવા કોઈક સમાજોપયોગી પ્રવૃત્તિની આસપાસ ખીલવવી જોઈએ

૨ ઉત્તર બુનિયાદી કેળવણીના સામાજિક ઉદ્દેશો પાયાની કેળવણીના ઉદ્દેશો જેવા જ રહે છે

૩. આ કેળવણી સ્વત' સર્વાંગસંપૂર્ણ હોવી જોઈએ.

૪. રાષ્ટ્રના વિકાસ માટે જરૂરી પ્રવૃત્તિઓની આસપાસ અભ્યાસક્રમ વિકસાવવો જોઈએ. એમાંથી વિદ્યાર્થી તેની શક્તિ પ્રમાણે અને કુદરતી વલણ પ્રમાણે પસદગી કરે

૫ પ્રત્યેક અભ્યાસક્રમ, અભ્યાસક્રમની જરૂરિયાત મુજબ વિકસશે. એ માટેનો સામાન્ય સમય ત્રણથી ચાર વરસનો રહેશે.

૬. શિક્ષણનું માધ્યમ માતૃભાષા હોવી જોઈએ.

૭. વિદ્યાર્થીઓ, તેમના કેળવણીના કાર્યક્રમ માટે પસદ કરવામાં આવેલી પ્રવૃત્તિ કે પ્રવૃત્તિઓ દ્વારા તેમના ખુરાકાહાર અને ઓછામા ઓછી બીજી જરૂરિયાતો જેટલુ કમાઈ શકે, એ રીતે અભ્યાસક્રમની રચના કરવી જોઈએ.

૮. નઈ તાલીમનો અતિમ ઉદ્દેશ, પ્રત્યેક છોકરા તથા છોકરીને ઉત્તર-બુનિયાદી કેળવણી પણ મળે એ છે. એથી રાજ્યને વધારે ખરચ કરવાનો નહીં આવે, કારણ કે, ઉત્તર બુનિયાદી કેળવણી આર્થિક તેમ જ કેળવણીની ઉભય દૃષ્ટિથી સ્વાવલબી ઘટક બનશે, એવી ધારણા રાખવામા આવે છે

૯. રાષ્ટ્રની મોટામા મોટી જરૂરિયાત આજે નઈ તાલીમના શિક્ષકોની છે એથી કરીને, ઉત્તર-બુનિયાદી કેળવણીની સસ્થાઓનુ પહેલુ કામ શિક્ષકો તૈયાર કરવાનુ છે નઈ તાલીમનો ઉદ્દેશ, ઉત્તર બુનિયાદી કેળવણીની સસ્થાને ખુરાકાહાર અને કપડાની તથા બૌદ્ધિક અને મનોરજનના જીવનની તેની બધી જરૂરિયાતો સહકારમૂલક કામ દ્વારા પૂરી પાડતા સ્વાવલબી અને સ્વાશ્રયી સમાજ તરીકે સગઠિત કરવા થકી સિદ્ધ કરી શકાય

સમિતિના સભ્યો ગાધીજીને મળ્યા ત્યારે તેમણે એવો પડકાર ફેંક્યો કે, ઉત્તર-બુનિયાદી કેળવણી સંપૂર્ણપણે સ્વાવલબી થવી જ જોઈએ ગાધીજીના કહેવાથી ઉત્તર બુનિયાદી કેળવણીના બે પ્રયોગો શરૂ કરવાનુ નક્કી કરવામાં આવ્યુ એક કુમાર બાગમા (ચંપારણ, બિહાર) અને બીજો સેવાગ્રામમા. એ પ્રયોગોના પરિણામોએ ઉત્તર-બુનિયાદી કેળવણીના સ્વાવલબીપણા વિષેની ગાંધીજીની ધારણા પૂરેપૂરી રીતે વાજબી ઠરાવી.

લગભગ બધાં જ રાજ્યોની સરકારોએ તેમના કેળવણી ખાતાં દ્વારા પાયાની કેળવણી દાખલ કરી છે. પરતુ તેમણે ચાર કે પાચ વરસનો જ

પાયાની કેળવણીના કાર્યક્રમનો સ્વીકાર કર્યો. આઠ વરસના કાર્યક્રમની ઓછામાં ઓછી માગણીમાં કાપ મૂકવાનું કારણ નાણાકીય હતું.

હિંદુસ્તાની તાલીમી સંઘે પાયાની કેળવણીની તથા નાણાકીય બાજુઓની તપાસ કરી અને નીચેનો ઠરાવ પસાર કર્યો:

'કેળવણીના કાર્યક્રમમાં ઉદ્યોગકામને યોગ્ય સ્થાન આપવામાં આવે તો ઉપયોગી વસ્તુઓના ઉત્પાદનનાં પરિણામો સબંધી જુદી જુદી જગ્યાએથી મળેલા હેવાલોની સઘે સંતોષપૂર્વક નોંધ લીધી છે. જે શાળાઓમા કેળવણીના બળ તરીકે ઉદ્યોગકામનુ મહત્ત્વ બરાબર સમજવામાં આવ્યું હોય ત્યાં આગળ શાળાના સંચાલનનો ખરચ નીકળે એટલું ઉત્પાદન થઈ શકે એવી આશા પ્રયોગે વાજબી ઠરાવી છે. પરતુ આ માત્ર સાત કે આઠ ધોરણોની સપૂર્ણ પાયાની શાળાઓમા જ શક્ય છે, કેમ કે, છેલ્લાં ત્રણ ધોરણો શાળાના ઉદ્યોગના કુલ ઉત્પાદનમાં પ્રમાણમા ઘણો વધારે ફાળો આપે છે. કેટલાક પ્રાન્તોમા નાણાના સવાલને કારણે પાયાની કેળવણી ટૂંકાવીને માત્ર પાચ વરસની જ કરવાનુ વલણ જોવામાં આવે છે તે તરફ સઘ ચિંતાની નજરે જુએ છે. સઘ એમ પણ માને છે કે, ઉદ્યોગકામને યોગ્ય રીતે સગઠિત કરવામાં આવે તો આઠમા ધોરણ સુધી પાયાની કેળવણી લબાવવાથી વધુ ખરચ કરવો નહીં પડે. સઘ ખાતરીપૂર્વક માને છે કે, કેળવણીનાં તેમ જ નાણાકીય કારણોને લઈને પાયાની કેળવણીનો ગાળો કોઈ પણ સંજોગોમાં ઓછો કરવો જોઈએ નહીં.'

તેમની કરુણ હત્યા અગાઉ થોડા જ દિવસ પર ગાંધીજીએ ઉચ્ચારેલા શબ્દો તેમની કેળવણીની ફિલસૂફી તેના અતિમ સ્વરૂપમાં બહુ જ સરસ રીતે ટૂંકમાં રજૂ કરે છે. તે આ પ્રમાણે છે

'પાયાની કેળવણીનો સામાન્ય રીતે ઉદ્યોગ દ્વારા શિક્ષણ એવો અર્થ કરવામા આવે છે. આ અમુક અશે સાચું છે પણ એ સપૂર્ણ સત્ય નથી. નઈ તાલીમના મૂળ એથીયે ઊંડા જાય છે. વ્યક્તિગત તેમ જ સામુદાયિક જીવનમા સત્ય અને અહિંસાના પાયા પર તેનુ મડાણ છે. જે સાચી મુક્તિ અથવા સ્વતંત્રતા આપે તે કેળવણી. અસત્ય અને હિંસા બધન તરફ લઈ જાય છે અને તેથી કેળવણીમા તેમને સ્થાન ન હોઈ શકે.

'આ સાચી કેળવણી પ્રત્યેક વ્યક્તિને સહેલાઈથી મળવી જોઈએ. એ થોડા લાખ શહેરમા વસતા લોકોને માટે નથી, પરંતુ કરોડો ગ્રામવાસીઓને સહેલાઈથી મળી શકવી જોઈએ. એ કેળવણી

ચોપડીઓનાં શુષ્ક પાનાંઓ દ્વારા ન આપી શકાય. એ કેવળ જીવનના પુસ્તક દ્વારા જ આપી શકાય. એમા નાણાના રૂપમાં કશા ખર્ચની જરૂર નથી. એ બળપૂર્વક ખૂંચવી લઈ શકાય નહીં સાંપ્રદાયિક મતમતાંતરો અને ક્રિયાવિધિઓ સાથે એને કશી લેવાદેવા નથી. એ બધા ધર્મોમા સમાન એવુ સાર્વત્રિક સત્ય શીખવે છે.

'નઈ તાલીમના શિક્ષકોને સત્ય અને અહિંસામા શ્રદ્ધા હોય તો જ તેઓ પોતાનુ કામ અસરકારક રીતે કરી શકે તો પછી તેઓ લોહચુંબકની પેઠે નહોરમા નહોર હૃદયવાળાઓને પણ પોતાના તરફ ખેંચી શકશે નઈ તાલીમના શિક્ષકમા ગીતાના બીજા અધ્યાયમા વર્ણવેલા સ્થિતપ્રજ્ઞના બધા ગુણો હોવા જોઈએ.'

નઈ તાલીમના ક્ષેત્રમા કામ કરનારાઓ માટે રાષ્ટ્રપિતા આ કાર્ય પોતાની પાછળ મૂકતા ગયા છે.

અખિલ હિંદ પાયાની કેળવણીની ચોથી પરિષદ ૧૯૪૮ના એપ્રિલ માસમા બિહારમાં બિક્રમ ખાતે મળી હતી એ વખતે ગાધીજીની હિચકારી હત્યાથી ફેલાયેલા શોકની છાયા દેશ પર છવાયેલી હતી. પરિષદે, ૧૯૪૫ની સાલમાં સેવાગ્રામ ખાતે મળેલા તેના ત્રીજા અધિવેશન પછી નઈ તાલીમમા થયેલી પ્રગતિનુ સિહાવલોકન કર્યું. એ વચગાળા દરમ્યાન ઘણા ઘણા બનાવો બની ગયા હતા લાબા વખતથી સેવેલુ ગાધીજીનું સ્વપ્નુ સિદ્ધ થયુ હતુ અને લગભગ બે સદી જેટલા સમયના ગુલામીના બધનો ફગળ દઈને રાષ્ટ્રે સ્વતત્રતાના ઝગહગતા પ્રકાશનુ દર્શન કર્યુ હતુ સ્વતત્રતા આવતા, સ્વાભાવિક રીતે જ એવી આશા રાખવામા આવી હતી કે, નઈ તાલીમને પૂરેપૂરો વેગ મળશે અને તે રાષ્ટ્રના પુનરુદ્ધારના કાર્યમા, ગાધીજી તેની પાસેથી અપેક્ષા રાખતા હતા તેવો ભાગ ભજવશે એથી કરીને, પરિષદે, ગાધીજીની કલ્પના મુજબની સમાજવ્યવસ્થા નિર્માણ કરવા માટેના સબળ સાધન તરીકે નઈ તાલીમની અસરકારકતા વિષે પોતાની શ્રદ્ધા ફરીથી વ્યક્ત કરી અને એ આદર્શની સિદ્ધિ માટે જહેમતપૂર્વક કામ કરવાની પોતાની પ્રતિજ્ઞાનો પુનરુચ્ચાર કર્યો

નઈ તાલીમની બધી બાજુઓની પ્રગતિ સબધી પોતાના હેવાલમા શ્રીમતી આશાદેવીએ તેના સ્વાવલબી સ્વરૂપ વિષે ખાસ ઉલ્લેખ કર્યો. બધી સાચી કેળવણી સ્વાવલબી હોવી જોઈએ એવા ગાધીજીના શબ્દોની

પરિષદને યાદ આપીને તેમણે જણાવ્યું કે, સ્વાવલંબન કેવળ તેના આર્થિક અર્થમાં જ સમજવું ન જોઈએ તેમણે કહ્યું કે, એનો સાચો અર્થ એ છે કે, નઈ તાલીમે એવી નવી સમાજવ્યવસ્થા નિર્માણ કરવી જોઈએ જેમાં બધી જ વ્યક્તિઓ કેવળ તેમની ભૌતિક જરૂરિયાતો સંતોષવામાં જ નહીં, પણ બૌદ્ધિક અને આધ્યાત્મિક બાબતોમાં સુધ્ધાં સ્વાશ્રયી હોય

અખિલ હિંદ પાયાની કેળવણી પરિષદનું પાંચમું અધિવેશન ૧૯૪૯ના મે માસમાં કોઈમ્બતુર પાસે પેરિયનાયકેનપાલયમ આગળ મળ્યું હતું પોતાના સ્વાગત વ્યાખ્યાનમાં શ્રી ટી એસ અવિનાશલિંગમ ચેટ્ટિયારે પરિષદને અપીલ કરી કે, 'માહિતી આપવી એ કેળવણીનું તત્ત્વ નથી પરંતુ ભૌતિક, નૈતિક અને બૌદ્ધિક ક્ષેત્રોમાં સારી ટેવો પાડવી એ છે, એ વાત આપણે ભૂલવી જોઈએ નહીં સ્વચ્છતાની અને આરોગ્યપોષક જુદી જુદી પ્રવૃત્તિઓએ સ્વચ્છતાની અને આરોગ્યવર્ધક ટેવો પાડવી જોઈએ, સામાજિક અને નાગરિકતાની વૃત્તિ કેળવવી જોઈએ તથા પોતાના નહીં પણ બીજાઓના હિતને વિશે વિચાર કરવાની શક્તિ પેદા કરવી જોઈએ બાળકને તેની સમક્ષ ઊભા થતા રોજેરોજના સવાલોનો હિંમતપૂર્વક મુકાબલો કરવાનું નિષ્ફળતાઓથી હિંમત ન હારતાં જે વસ્તુઓ સારી અને સાચી હોય તેમને સારુના પ્રયત્નોમાં ચીવટપૂર્વક વળગી રહેવાનું પણ શીખવવું જોઈએ '

દારૂ રેડવામા આવે ત્યારે અનિવાર્ય રીતે એવુ જ પરિણામ આવે છે. એટલા માટે આપણે સાવધાન રહેવુ જોઈએ અને એ જોખમનો મુકાબલો કરવાને તૈયાર થવુ જોઈએ તમે સૌ નિષ્ણાત કેળવણીકાર છો આ વિષે તમારે વિચાર કરવો જોઈએ અને નઈ તાલીમની પદ્ધતિ આપણી પ્રજા આગળ તેના સાચા સ્વરૂપમા અમલમા મૂકવામા આવે, એ માટે હરેક પ્રયાસ કરવો જોઈએ એને માટે થોડી નમૂનારૂપ શાળાઓ ચલાવવાનુ જરૂરી છે એવી શાળાઓમા આપણા આદર્શોનો પ્રજાને પ્રત્યક્ષ પ્રયોગ કરી બતાવી શકાય સરકારને અથવા તો પ્રજાને સહેલાઈથી સ્વીકાર્ય થાય એટલા માટે આપણા આદર્શો આપણે મોળા બનાવવા જોઈએ નહીં શ્રી ભાવેએ નઈ તાલીમના સાત વરસના અભ્યાસક્રમને ટૂકાવીને ચાર વરસનો કરવાના કેટલીક સરકારોના વલણને વખોડી કાઢ્યુ, કેમ કે, નઈ તાલીમ એક સર્વાંગસપૂર્ણ વસ્તુ હોવાથી એને બે ભાગમા વિભક્ત કરી શકાય નહીં

પ્રમુખ તરીકેના પોતાના વ્યાખ્યાનમા ડૉ. ઝાકીર હુસેને એ વાત પર ભાર મૂકયો કે, આપણે આપણા દેશમા સારી સમાજ-વ્યવસ્થા નિર્માણ કરવી હોય તો આપણા કેટલાક શક્તિશાળી ભાઈબહેનોએ — ખાસ કરીને તરુણ પેઢીના — આ કામમા પોતાના જીવન સમર્પણ કરવા જોઈએ અને ઑફિસોમા ભારે પગારની નોકરીઓ માટે દોડવુ જોઈએ નહીં આજે તો એ વલણ અતિશય પ્રબળ સ્વરૂપમા જોવામા આવે છે

હિન્દના જુદા જુદા ભાગોમા પાયાની કેળવણીમા થયેલી પ્રગતિનું ચિત્ર પોતાની નજર સમક્ષ રાખીને પરિષદે પૂર્વ બુનિયાદી, બુનિયાદી, ઉત્તર-બુનિયાદી અને સમગ્ર ઇત્યાદિ નઈ તાલીમની જુદી જુદી કક્ષાઓ વિષે તથા વહીવટી સવાલો, શિક્ષકોની તાલીમ, કામકાજનો અદાજ તથા સાહિત્યની જરૂર વગેરે કેટલાક ખાસ વિષયો અગે ચર્ચા હાથ ધરી

પોતાના ઉપસહારના વ્યાખ્યાનમા ડૉ ઝાકીર હુસેને શિક્ષકોને પોતાનું કામ નમ્રતાથી કરવા સમજાવ્યા કારણ કે, બધા સામાજિક કાર્યકર્તાઓમા શિક્ષકને અધીરા થવાનો સૌથી ઓછો હક છે તેમણે કહ્યુ, 'માતા પછી, સારા શિક્ષકમા સૌના કરતા વધુ ધીરજ હોય છે આપણે જો પ્રેમ સાથે લઈને પાછા જઈએ, અને બાળકોને માટે કેવળ પ્રેમ જ

ભાવિ આબાદી માટે પાયાની કેળવણી એકમાત્ર ઉપાય છે એમ કહીને તેમણે પોતાનું વક્તવ્ય પૂરું કર્યું.

શ્રી માધવ મેનને તેમના વ્યાખ્યાનમાં પરિષદમાં હાજર રહેલાઓનું એ વાત પર ખાસ લક્ષ ખેંચ્યું કે, કેવળ પાયાની કેળવણીના પાયા ઉપર જ પ્રામાણિક સમાજ રચવાનું શક્ય છે. બીજાઓ પ્રત્યે ઉદારભાવ રાખવાની અગત્ય વિષે બોલતાં તેમણે જણાવ્યું: 'આપણે બીજાઓ પ્રત્યે, જેમને પાયાની કેળવણી માટે મિશનરીના જેવી અથવા ઉગ્ર ધગશ ન હોય તેમના પ્રત્યે, થોડો ઉદારભાવ રાખવો જોઈએ. ઘણા એને વિષે શંકાશીલ છે. એમાં ખુદ કોંગ્રેસીઓનો પણ સમાવેશ થાય છે.' તેમણે કેળવણીની અત્યારની પરિસ્થિતિને 'અતિશય ભયજનક' તરીકે વર્ણવી અને કહ્યું કે, એકમાત્ર પાયાની કેળવણી જ 'એ ભયજનક પરિસ્થિતિમાંથી દેશને ઉગારી શકે એમ છે, એવું મને લાગે છે.'

ઉપરના હેવાલ ઉપરથી જણાશે કે, પાયાની કેળવણીએ દેશમાં ઊંડાં મૂળ ઘાલ્યાં છે, પરંતુ એ યોજનાના ટીકાકારો ઇચ્છે છે કે, હજી પણ તેને એક પ્રયોગ તરીકે જ લેખવી જોઈએ. કારણ કે, એ રીતે જ તેમાં ઘટતા ફેરફારો અને સુધારા થવાની શક્યતા છે. તેઓ કહે છે કે, છેક પ્રાચીન ગ્રીસ અને રોમના કાળથી કેળવણીની કોઈ પણ યોજનાને છેવટની અને સંપૂર્ણ તરીકે સ્વીકારવામા આવી નથી. તેઓ એવી દલીલ કરે છે કે, એ યોજના હિંદના સામાજિક અને કેળવણીના સવાલનો લગભગ ઉકેલ રજૂ કરે છે એમ કહેવુ એક વસ્તુ છે અને પાયાની કેળવણીનાં ધોરણોને જ પ્રમાણભૂત ગજ તરીકે સ્વીકારવા એ બીજી વસ્તુ છે. બીજાઓ એવી આશા સેવે છે કે, પાયાની યોજના નીચે બાળકનો સ્વાભાવિક, આપોઆપ અને એકરાગભર્યો વિકાસ થશે તથા તેની શિશુ અવસ્થા, બાલ્યાવસ્થા તથા તરુણ અવસ્થાના તેના વિકાસકાળ દરમ્યાન તેના ઘડતરમાં એવા ફેરફારો થશે જેથી કરીને તેનુ યૌવન પૂર્ણ કળાએ ખીલે.

મુમ્બઈની સરકાર પાયાની કેળવણીના ક્ષેત્રમા અગ્રેસરનું કાર્ય કરતી આવી છે તેના શક્તિશાળી કેળવણીના સલાહકારના માર્ગદર્શન નીચે એ રાજ્ય, પ્રાથમિક કેળવણી આખા રાજ્યમા મફત અને ફરજિયાત કરવાના તેના લક્ષ્યની દિશામાં ઝડપથી આગળ વધી રહ્યુ છે. અમુક નક્કી કરેલા સમયમા રાજ્યની સઘળી પ્રાથમિક શાળાઓમા ધીમે ધીમે પાયાની

કેળવણી દાખલ કરતા જવાની તેની નીતિ રહી છે અને કશી પણ દખલ વિના પહેલી પચવર્ષી યોજનાનો અમલ થઈ રહ્યો છે. પાયાની કેળવણીના સંબંધમા સરકારની નીતિની અણસમજભરી ટીકાના જવાબમા મુબઈ સરકારના પ્રકાશન ખાતાના ડાયરેક્ટરે ૧૯૫૦ના એપ્રિલ માસની ૧૦ મી તારીખે એક યાદી બહાર પાડી છે. પાયાની કેળવણીની ટીકાનુ ખડન કરવા ઉપરાત તેમાં વર્ધા યોજનાની વહેવારુ સિદ્ધિઓનો પણ ઉલ્લેખ કરવામા આવ્યો છે. એ એટલી બધી મહત્ત્વની છે કે, મજકૂર યાદી-માથી અહીં આપો ઉતારો ટાકવો અસ્થાને નહીં ગણાય.

પાયાની શાળાઓમાંથી પાસ થયેલાઓના ટકા—

૧૯૪૭: ૪૭૧, ૧૯૪૮: ૫૦.૦, ૧૯૪૯: ૫૮.૦

આ જિલ્લાઓમાં (સતારા, પૂર્વ ખાનદેશ, સુરત અને ધારવાડ) સામાન્ય શાળાઓમાંથી પાસ થયેલાઓના ટકા—

૧૯૪૭: ૪૦.૯, ૧૯૪૮: ૩૮.૪, ૧૯૪૯: ૪૧.૪

'પ્રવૃત્તિ દ્વારા કેળવણી એ સમગ્ર અને સર્વાંગી કેળવણી આપવાની વધારે અસરકારક રીત છે. અને પાયાની શાળા તત્ત્વતઃ પ્રવૃત્તિનું કેન્દ્ર છે. નીચેની પ્રવૃત્તિઓ લગભગ દરેક પાયાની શાળાનું એક વ્યવસ્થિત અંગ બની ગયુ છે અને એના દ્વારા બાળકો તેમની સામાજિક અને નાગરિક તરીકેની જવાબદારીઓ અદા કરવાનું શીખે છે તથા નાગરિકતાની તાલીમ મેળવે છે. એ પ્રવૃત્તિઓ પાયાની શાળાઓને તરુણ તેમ જ વૃદ્ધોને માટે એકસરખી રીતે સામાજિક કેન્દ્ર બનાવે છે.

૧. **ગામડાંઓમાં સ્વચ્છતાનું આંદોલન:** લોકમત જાગ્રત થયો છે અને ગામલોકોના ઉત્તરોત્તર વધતા જતા સહકારથી કાર્યક્રમો પાર પાડવામાં આવે છે.

૨. **ધાર્મિક તથા રાષ્ટ્રીય ઉત્સવોની તથા જયંતીઓની ઉજવણી:** વરસ દરમ્યાન પ્રત્યેક શાળા લગભગ બાર જેટલા આવા ઉત્સવો ઊજવે છે, સ્થાનિક લોકો એમા તીવ્ર રસ લે છે અને એ રીતે ગામના લોકો તથા શાળા વચ્ચે વધારે નિકટનો સંપર્ક સ્થપાય છે.

૩. બાળકો મનોરંજનના કાર્યક્રમો કરે છે અને કેળવણી આપે એવી બાબતોને સાદા નાટકના રૂપમા ભજવી બતાવે છે.

૪. હસ્તલિખિત માસિક બધી જ શાળાનુ એક વ્યવસ્થિત અંગ છે અને એ દ્વારા બાળકોને તેમની સાહિત્યિક તથા કળાની શક્તિ ખીલવવાનો પૂરતો અવકાશ મળે છે.

૫. કેટલીક પાયાની શાળાઓમાં વસ્ત્રસ્વાવલંબી જૂથો રચવામાં આવ્યાં છે અને તેઓ પોતાના ઉપયોગ માટે જોઈતુ કાપડ તૈયાર કરે છે. આ બાબતમાં વિદ્યાર્થીઓ તેમની સિદ્ધિ માટે ગૌરવ લે એ યોગ્ય છે.

૬. બાળકો તેમને લગતી બાબતોની વ્યવસ્થા કરે એ માટે દરેક શાળામાં એક પ્રકારનુ સ્વરાજ હોય છે.

૭. નિયમિત અને વ્યવસ્થિત પ્રવાસો તથા કુદરત સાથેનો સંપર્ક, વિદ્યાના વિષયો નક્કર અને વાસ્તવિક રીતે શીખવવાને પૂરતો અવકાશ આપે છે.

૮. બાળકોએ, 'વધુ અનાજ પકવો'ની તથા 'ઝાડ રોપવા'ની ઝુંબેશોમાં ભાગ લીધો છે. પ્રત્યેક ખેતીપ્રધાન શાળા 'કોમ્પોસ્ટ' ખાતરના ખાડા રાખે છે અને 'કોમ્પોસ્ટ' ખાતર કેવી રીતે બનાવવું એના પ્રયોગો કરી બતાવે છે.

૯. સ્થાનિક મેળાઓ, ઉત્સવો, મેળાવડાઓ વગેરે પ્રસંગોએ બાળકો સ્વયંસેવક તરીકે સેવા બજાવે છે અને એ રીતે ગામ તથા તેની પ્રવૃત્તિઓ સાથે જીવત સંપર્ક સાધે છે અને તેમના કામમાં તેમને આનંદ આવે છે.

૧૦. રાજ્યની બધી પાયાની શાળાઓમાં પ્રવૃત્તિની કેળવણીના મૂલ્ય પર વધુ ભાર મૂકવામાં આવે છે અને આર્થિક તથા ઉત્પાદક બાજુઓ એ ગણતરી પાછળ ધકેલી દે એમ થવા દેવામાં આવતું નથી. પરંતુ, અનુભવ દર્શાવી આપે છે કે, કંઈ નહીં તો, ઉદ્યોગકામના આવર્તક ખર્ચની બાબતમાં સ્વાવલંબન શક્ય છે.'

ઉપરની સરકારી યાદીની છેવટની લીટીઓ ઉપરથી જણાશે કે, આજે જે અમલમાં છે તે પાયાની કેળવણી ગાંધીજીએ જેની રૂપરેખા દોરી હતી અને ઝાકીર હુસેન સમિતિએ જેને છેવટનું સ્વરૂપ આપ્યું હતું તે યોજનાથી સારી પેઠે જુદી પડે છે. ગાંધીજીની વ્યાખ્યા પ્રમાણેનું તેનું સ્વાવલંબીસ્વરૂપ એ તેની કસોટી છે. સ્વાવલંબી કેળવણીનો ગાંધીજી એવો અર્થ કરતા હતા કે, હાથઉદ્યોગ — જે કેળવણીની કરોડરજ્જુ છે — ની પેદાશમાંથી શિક્ષકોનો પગાર નીકળવો જોઈએ. ઝાકીર હુસેન સમિતિએ પણ આ શરતને પોતાનો સંપૂર્ણ ટેકો આપ્યો છે.

આવે તથા તેના પ્રયોગો કરવામાં આવે અને તેનો સ્વીકાર કરતાં પહેલાં, જરૂર જણાય તો, ઘટતા સુધારાવધારા કરવામાં આવે એમ તેઓ ઇચ્છતા હતા. વર્ધા પરિષદના પ્રતિનિધિઓને તેમણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે, 'એ યોજનાને ફરજિયાત અને સાર્વત્રિક કરતાં પહેલાં કેટલીક પ્રાયોગિક શાળાઓમાં તેનું સત્ય આપણે પુરવાર કરી બતાવવું પડશે. યોજના એ રીતે જો નિષ્ફળ નીવડે તો મહાત્મા પણ તેને ઉગારી શકે એમ નથી.' આમના અભિપ્રાય પ્રમાણે, આપણે એના પરત્વે વિજ્ઞાનશુદ્ધ વલણ રાખવું જોઈએ અને અબાપણે એના શબ્દેશબ્દનો સ્વીકાર કરવો ન જોઈએ. તો જ જે હેતુને અર્થે એ યોજના નિર્માણ કરવામાં આવી હતી તે પાર પડી શકશે. ગાંધીજીની યોજનાનો અધપણે સ્વીકાર કરવા થકી નહીં પણ, સમયાનુકૂળ બનાવવા માટે આપણા અનુભવ પ્રમાણે તેમાં ઘટતા સુધારાવધારા કરીને જ આપણે તેમના પ્રત્યે આપણો વધુમાં વધુ ભક્તિભાવ દાખવી શકીશું. અનુભવની બુદ્ધિપૂર્વક સમીક્ષા કરવી એ પ્રગતિની મુખ્ય શરત છે અને આપણે બુદ્ધિપૂર્વકની સમીક્ષા કરતા બંધ થયા તે જ ઘડીએ આપણે જડ અને કાયા કાનના બની જઈએ છીએ.

પાયાની રાષ્ટ્રીય કેળવણીની યોજનાની છેલ્લા બાર વરસ દરમ્યાન અજમાયશ કરી જોવામાં આવી છે અને હવે આપણા દેશનો — સદ્‌ભાગ્યે હવે તે સ્વતંત્ર પ્રજાસત્તાક બન્યો છે — પુનરુદ્ધાર કરવાની પ્રક્રિયામાં તેનો શો હિસ્સો છે તેનો અંદાજ કાઢવાની તથા તેની પ્રગતિના માર્ગમાં શી શી મુશ્કેલીઓ આવવાનો સંભવ છે તે કળી શકવાની સ્થિતિમાં આપણે હોવા જોઈએ. વર્ધા યોજના 'કાર્ય દ્વારા શિક્ષણ' આપવાનું — કેળવણીનો એ મૂળભૂત સિદ્ધાંત છે — તાકે છે એટલું જ નહીં પણ દેશની આજની જરૂરિયાતને ખરેખર મદદરૂપ થાય છે તેમ જ વ્યવસ્થિત રીતે તેને ઉત્તેજન આપે છે, એ ફરી ફરીને કહેવાની જરૂર નથી. દેશની આજની જરૂરિયાત આમજનતાની કેળવણી છે, આજે છે તેમ કેવળ ઉપલા વર્ગના લોકોની જ કેળવણી નહીં. કેટલાક કેળવણીકારો, એ સવાલની વિશાળતા, પ્રજાની કારમી ગરીબાઈ, ગામડાના લોકોની અપાર ઉદાસીનતા તથા તેમનું પછાતપણું તેમ જ ખેતી કરનારા અને ઉદ્યોગોમાં કામ કરનારા કરોડો લોકોમાં કોઈ પણ પ્રકારના શિક્ષણ માટે વંશપરંપરાગત ઊતરી આવેલો અણગમો વગેરે બાબતોની સમજ વિના, એ યોજનાની ટીકા કરે

છે સ્વતંત્રતા આવવાથી ભારે ઉત્સાહ પેદા થયો છે અને લોકો દેશને સમૃદ્ધ અને બળવાન બનાવવા માટે જે કંઈ હાથમાં આવે તે પકડી લેવાને ઉત્સુક છે પાયાની કેળવણી તેની સામુદાયિક અપીલ અને મનો વૈજ્ઞાનિક ભૂમિકા સાથે લોકોને પ્રોત્સાહિત અને પ્રભાવિત કરવાને અહીં પ્રવેશ કરે છે

શ્રમ અથવા ક્રિયા દ્વારા શિક્ષણ એ કેળવણી પ્રાપ્ત કરવા માટેનો યોગ્ય રસ્તો છે વિદ્યાર્થીઓને ઇતિહાસ અને ભૂગોળ ભૂમિતિ અને ગણિત, શરીરશાસ્ત્ર અને આરોગ્યશાસ્ત્ર તથા લેખન અને પ્રદેશભાષા, કાંતવુ, વણવુ માટીકામ, અને કાગળકામ વગેરે જુદી જુદી ક્રિયાઓ અને ઉદ્યોગો સાથે અનુબંધ સાધીને શીખવી શકાય શારીરિક શિક્ષણ તથા અભ્યાસક્રમ બહારની પ્રવૃત્તિઓને પણ તેમા યોગ્ય સ્થાન મળવુ જોઈએ જુદી જુદી સમૂહરમતો, પ્રવાસો શાળાના ઉત્સવો સ્નેહસંમેલનો, વાર્તાસંમેલનો વગેરે પણ શાળાની પ્રવૃત્તિઓના અગ બનવા જોઈએ વિદ્યાર્થીઓએ ધ્વજવદનમા તથા રાષ્ટ્રગીતો ગાવામા ભક્તિભાવ અને ગભીરતાપૂર્વક સક્રિય ભાગ લેવો જોઈએ

શિક્ષકો જે કામ કરે તેમા બુદ્ધિપૂર્વક રસ લેવાની તાલીમ પણ તેમને આપવી જોઈએ શક્તિ નકામી વેડફાઈ ન જાય એ જોવુ જોઈએ અને તેના તે વિષયો શીખવવામા થતી બિનજરૂરી પુનરાવૃત્તિ બંધ કરવી જોઈએ આપણા વિદ્યાર્થીઓ સારા અને ઉપયોગી નાગરિકો બને એવી તાલીમ આપણે તેમને આપવા માગીએ છીએ વર્ધા યોજના એ વસ્તુ સફળતા પૂર્વક કરી શકે એમ છે આપણા બાળકોને કેળવવા માટેની એ સૌથી અનુકૂળ રીત છે

યુદ્ધોત્તર કેળવણીની પુનર્રચના માટે સાર્જન્ટ હેવાલમા એક યોજનાની ભલામણ કરવામા આવી છે એ યોજના પૂરેપૂરી અમલમા મૂકતા ચાળીસ વરસ લાગવાની ગણતરી કરવામા આવી છે એ યોજનાના અમલ માટે અઢળક નાણા ખરચવાની જરૂર પડે એમ છે આપણા જેવો ગરીબ દેશ એટલા બધા નાણા ઊભા કરી શકે એમ નથી પ્રગતિ શીલ લોકમતને એ ચાળીસ વરસનો ગાળો ઘણો લાંબો લાગ્યો છે એનો અર્થ તો એ થયો કે આ સદીને અંતે કેળવણીને માટે આપણે જે જોગવાઈ ... કરીશુ એટલી જોગવાઈ તો ઘણા પ્રગતિશીલ દેશોમા આજે મોજૂદ

છે. ૧૯૪૯ની સાલમાં ખેર સમિતિએ પરિસ્થિતિનું પુનરવલોકન કર્યું હતું અને મફત તથા ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કરવા માટેની ૧૬ વરસની યોજનાની ભલામણ કરી હતી. એ યોજનામાં એવી કલ્પના કરવામાં આવી હતી કે, પ્રાથમિક કેળવણીનો ખર્ચ મધ્યસ્થ સરકાર તથા રાજ્યોની સરકારોએ ૩૦ : ૭૦ ના પ્રમાણમાં ઉઠાવવો અને સ્થાનિક જરૂરિયાતો મુજબ ઘટતા સુધારાવધારા સાથે પાયાની કેળવણી આપવી.

થોડાંક વરસ અગાઉ વિશાળ પાયા પર પાયાની કેળવણીની વાતને ગગનવિહાર તરીકે લેખવામાં આવતી હતી. આજે એ સ્થિતિ છે કે, એ અપનાવી શકતાં નથી તે રાજ્યો એક પ્રકારની શરમ અને લાચારીની લાગણી અનુભવે છે.

પરંતુ, સરકારના વહીવટી તંત્રમાંથી પસાર થયા પછી પાયાની કેળવણી કેવું અંતિમ સ્વરૂપ ધારણ કરશે, એ વિષે અમને ચિંતા રહે છે. એનું અસલ સ્વરૂપ એટલું બધું બદલાઈ જાય, ખંડિત થાય અને દૂષિત થાય કે તેને ઓળખવાનું પણ અશક્ય થઈ જાય, એમ બનવા સંભવ છે. તેનાં પ્રત્યક્ષ પરિણામો, ભૂતકાળમાં તેના હિમાયતીઓએ લોકોના મનમાં જે ભારે અપેક્ષાઓ પેદા કરી હતી તેના કરતાં ઘણાં ઊણાં નીવડશે. એથી કરીને, અમલદારો એમાં અણઘટતા ફેરફારો કરવાનો પ્રયત્ન ન કરે, એ સરકારે જોવુ જોઈએ. જેઓ નઈ તાલીમનું હાર્દ સમજ્યા હોય એવા લોકોને એ કામ સોંપવુ જોઈએ. પાયાની કેળવણી તેના નિર્મળ સ્વરૂપે આમજનતા સુધી પહોંચે એ તેમણે જોવુ જોઈએ. કેટલીક નમૂનારૂપ શાળાઓ ચલાવવી જોઈએ, જેથી કરીને આદર્શ લોકોની નજર આગળ રહે.

કેટલાક વખતથી અમારે કાને એવી ગોળ ગોળ વાતો સંભળાય છે કે, પાયાની કેળવણીનો સાત વરસનો અભ્યાસક્રમ ઘટાડીને ચાર વરસનો કરવો જોઈએ આવી જોખમકારક દરખાસ્તનો અમલ કરવામાં આવશે તો તે વર્ધા યોજનાની ભાવનાને ઘાતક નીવડશે. એ તો અવિભાજ્ય એવી સમગ્ર વસ્તુ છે. આવા ફેરફારો ભારે ગોટાળો પેદા કરશે અને એ યોજનાનો ધાર્યો હેતુ માર્યો જશે.

આખી દુનિયા અંધકારમાં ડૂબી ગઈ છે. એ, અંધકાર ગાંધીજીની ફિલસૂફીના પ્રકાશથી જ દૂર થઈ શકે એમ છે. એ ફિલસૂફીનું ધ્યેય પ્રેમ

અને ભ્રાતૃભાવથી ભરેલી અને લોભ તથા શોષણના હીન પાપોથી મુક્ત એવી દુનિયા નિર્માણ કરવાનું છે તેની ચેતનવતી બાજુ એગ્ને કે કેળવણીની વર્ધા યોજના વિશ્વનાગરિકો તરીકે સમાન હકો અને તકો ભોગવનારા વધારે સારા સ્ત્રી તથા પુરુષો આપણે બનાવશે આખી દુનિયા પ્રેમ અને ભ્રાતૃભાવનાં બંધનોથી બંધાયેલો એક વિશાળ પરિવાર બનશે ગાંધીજીના જીવનકાળ દરમ્યાન તો આપણે તેમના ઉપદેશને ધુત્કારી કાઢ્યો હતો પરંતુ હવે તેને સાચા દિલથી અજમાવી જોવાનું શાણપણ આપણે દાખવીશુ ખરા? ગાંધીજીને માનવહૃદયની ભલાઈમાં અખૂટ શ્રદ્ધા હતી તેમની એ શ્રદ્ધા આપણા વિચાર વાણી અને કાર્ય દ્વારા વાજબી ઠરાવવાની આપણે આશા રાખીએ અને તે માટે ઈશ્વરની પ્રાર્થના કરીએ

## ૯

## પ્રધાન તાત્ત્વિક વિચારસરણીઓ

તાત્ત્વિક વિચારણાનો વિષય સત્ય છે પરંતુ 'માણસ શુ છે?' એ તત્ત્વજ્ઞાન અથવા ફિલસૂફીનો પ્રધાન સવાલ સદા રહ્યો છે અને ભવિષ્યમાં પણ હમેશા રહેશે પ્રકૃતિનુ સ્વરૂપ શુ છે માનવીનુ સ્વરૂપ શુ છે તેની ઉત્પત્તિ અને તેનું ભાવિ શુ છે અને તેની મથામણોનુ લક્ષ્ય શુ છે વગેરે સર્વગ્રાહી સવાલો આગળ આકાશ ચદ્ર અને તારાઓની વિચારણા ગૌણ છે આ રીતે ફિલસૂફીમા કા તો આપણે સત્યના સ્વરૂપ અગેના તત્ત્વવિદ્યાના સવાલનો અથવા માનવીના સ્વરૂપ અગેના મનુષ્યતત્ત્વના સવાલનો વિચાર કરવાનો હોય છે પહેલા સવાલની વિચારણા સત્ય એક તત્ત્વ છે, બે તત્ત્વો છે કે અનેક તત્ત્વો છે તે મુજબ અદ્વૈત દ્વૈત અને સાખ્ય તરીકે ઓળખાય છે અદ્વૈત ઘણાખરા ફિલસૂફોનો પ્રીતિપાત્ર સિદ્ધાંત છે તેઓ આ જગતને છેવટે એક જ તત્ત્વમા સમાવવાનો પ્રયત્ન કરે છે થેઈસે જળને આવા અંતિમ તત્ત્વ તરીકે વર્ણવ્યુ હતુ તેના અનુગામીઓએ હવા અથવા અગ્નિને એ સ્થાન આપ્યુ હતુ દ્વૈતવાદ સત્યને દશ્ય સૃષ્ટિ અને અંતઃસૃષ્ટિનું બનેલું કલ્પે છે બીજા શબ્દોમા કહીએ તો એ બે તત્ત્વો

ભૌતિક પદાર્થ અને ભિન્ન છે. અદ્વૈતવાદીઓ ચિત્તને ભૌતિક પદાર્થમાં અથવા ભૌતિક પદાર્થને ચિત્તમાં સમાવી દેવાનો પ્રયાસ કરે છે: આ રીતે ભૌતિકવાદ અને ધ્યેયવાદ એવી બે વિચારસરણીઓ ઉદ્ભવે છે. ભૌતિકવાદ કહે છે કે, પદાર્થ અંતિમ તત્ત્વ છે અને ચિત્ત અને મગજ એક જ છે. ધ્યેયવાદ કહે છે કે, સત્યનું સાચું સ્વરૂપ આધ્યાત્મિક અથવા મનોમય યા ચિન્મય છે.

પ્રાચીન કાળમાં ગ્રીસમાં પરમાણુઓ, આકાશ અને ગતિ એ મૂળભૂત તત્ત્વોના સ્વીકાર દ્વારા બીજી વસ્તુઓનો ખુલાસો આપી શકાય એવી કલ્પનામાંથી ભૌતિકવાદનો ઉદય થયો હતો. આધુનિક કાળમાં ફરીથી તે પરમાણુઓ, અવકાશ તથા ન્યૂટનના ગતિના નિયમોને ગૃહીત કરે છે અને જણાવે છે કે, બધી વસ્તુઓને એમાં સમાવી દઈ શકાય.

આ તાત્ત્વિક વિચારસરણીઓની અમે વિગતે ચર્ચા કરવા માગતા નથી. અમારે મુખ્યત્વે કરીને કેળવણીમાં તેના વિનિયોગ સાથે લેવાદેવા છે, કારણ કે, કેળવણીના સિદ્ધાંતો તથા તેની પદ્ધતિઓ તાત્ત્વિક વિચારસરણીના જ પ્રાદુર્ભાવો છે. ફિલસૂફીના આ સિદ્ધાંતો, ગાંધીજીની કેળવણીની ફિલસૂફીમાં, બેશક અજાણપણે, કેટલા પ્રમાણમાં પ્રતિબિંબિત થયા છે, તેનો પણ અમે વિચાર કરીશું. ગાંધીજી ફિલસૂફીના કોઈ સિદ્ધાંતને પાયા તરીકે લઈને તેના પરથી પોતાની કેળવણીની યોજના નિર્માણ કરવાને કદી પણ બેઠા નહોતા, એ વસ્તુ આપણે યાદ રાખવી જોઈએ. ફિલસૂફીમાં અને ગાંધીજીની કેળવણીની યોજનામા સમાન વિચારણા આપણને બહુ વ્યાપક અર્થમાં જ જોવા મળે છે. આવી સમાનતાઓ હોય તો તે, ગાંધીજીના ફિલસૂફીના અભ્યાસને કારણે નહીં, પણ તેમના ચિત્તની વિશદતાને કારણે છે.

### પ્રકૃતિવાદ

પ્રકૃતિવાદ ભૌતિકવાદ સાથે નિકટપણે સંકળાયેલો છે તેનું એવુ કહેવું છે કે, પ્રકૃતિ, કાર્યકારણના નિયમોને આધીન, સ્થળ અને કાળમાં વસ્તુઓની હસ્તી, વિશ્વની સઘળી હકીકતો તથા ઘટનાઓનો ખુલાસો આપવાને માટે પૂરતી છે. તેનાં અનેક સ્વરૂપો છે. ભૌતિક પ્રકૃતિવાદ બાહ્ય પ્રકૃતિને લક્ષમાં લે છે અને જીવન, ચિત્ત તથા મનુષ્યને તેના ચોકઠામાં બંધ બેસતાં કરવાનો પ્રયત્ન કરે છે, પ્રકૃતિવાદના બીજા સ્વરૂપને યાન્ત્રિકતાવાદ

કહેવામાં આવે છે તે માણસને એક પશુ તરીકે લેખે છે. સજીવ પ્રકૃતિ વાદ જીવનના નીચલી કક્ષાનાં સ્વરૂપો દ્વારા મનુષ્યનો ખુલાસો આપવાનો પ્રયત્ન કરે છે. તે પ્રાણીના તેમ જ માનવીના વિકાસને એક સળંગસૂત્ર વિકાસ તરીકે લેખે છે અને માનવીને તેની પ્રકૃતિ મનુષ્યઅવસ્થા પહેલાના તેના પૂર્વજો તરફથી વારસામાં મળે છે એ વસ્તુ પર ભાર મૂકે છે. તે સ્વાભાવિક આવેગોને સ્વત સારા લેખે છે. માણસની વૃત્તિઓ તેની મૂળભૂત લાગણીઓ તથા તેના સહજ નિર્ણયોના અર્થમાં પ્રકૃતિને ચિંતન કરતા આચરણ માટેનો વધારે વિશ્વાસપાત્ર માર્ગદર્શક લેખવામાં આવે છે.

એડમ્સ કહે છે તેમ, કેળવણીના સિદ્ધાંતમાં પ્રકૃતિવાદ શાળાઓ અને પુસ્તકો પર નહીં પણ વિદ્યાર્થીના જીવનને સચાલિત કરવાની તાલીમની પદ્ધતિ પર આધાર રાખે છે.[૧] જેમાં કુદરતી વિકાસ થઈ શકે એવી પરિસ્થિતિ પેદા કરવાની તેની નેમ હોય છે. જડ બની ગયેલી સ્થાપિત પદ્ધતિઓની સામે તે વિરોધ ઉઠાવે છે. તે સાદાઈની હિમાયત કરે છે અને કૃત્રિમતાની તેને સૂગ છે. 'કુદરત તરફ પાછા વળો' એ એનુ સૂત્ર છે.

અરિસ્ટોટલ પ્રકૃતિવાદી પ્રથમ કેળવણીકાર હતો એમ કહી શકાય. કેળવણીનું તેનુ ધ્યેય બુદ્ધિપૂર્વકના જીવન માટે માણસની પ્રકૃતિનો વિકાસ સાધવાનું હતું. બીજા પ્રકૃતિવાદી મહાન ફિલસૂફોમા ખત ડાર્વિન ડેમો ક્રિટસ હૉબ્ઝ ટૉમસ હક્સ્લે લે માર્ક લૉક કાર્લ માર્ક્સ અને હર્બર્ટ સ્પેન્સર જેવા નામીચા વિચારકોનો સમાવેશ થાય છે. રૂસોનો ઉદ્દેશ જોકે ધ્યેય વાદી હતો તેમ છતાં તેને પ્રકૃતિવાદી તેમ જ વ્યવહારવાદી (પ્રેગ્મેટિસ્ટ

બાળકના અનુભવમાંથી તેનો હેતુ, તેની પ્રક્રિયા તથા તેનાં સાધનો સંપૂર્ણપણે મળી રહે છે,' એ વિચારની પહેલવહેલી ઘોષણા રૂસોએ કરી છે એમ મનરો માને છે. પ્રકૃતિવાદીઓ માને છે કે, કેળવણી કેવળ કુદરતી વિકાસનું પ્રોત્સાહન છે અને બાળકની પ્રકૃતિને, તેની શક્તિઓને તથા તેની વૃત્તિઓને મુક્તપણે વિકસવા દેવામાં આવે ત્યારે જ સાચી કેળવણી સંભવે છે. ટૂંકમાં, શિક્ષક, શાળા, પુસ્તકો કે અભ્યાસનો વિષય નહીં, પણ બાળક અગ્રસ્થાને હોય છે. રૂસોને પોતાના રસના કેન્દ્ર તરીકે વિદ્યાર્થી પર પોતાનું લક્ષ કેન્દ્રિત કરનારા નવા કેળવણીકારોના પુરોગામી તરીકે લેખવામાં આવે એ યોગ્ય છે. સર જૉન ઍડમ્સ એ વલણને વિદ્યાર્થી-કેન્દ્રી કહે છે. આ નવું નામ તેમણે સ્ટેન્લી હૉલ પાસેથી લીધું છે.

પ્રકૃતિવાદનાં મહત્ત્વનાં લક્ષણોની રૂપરેખા આપ્યા પછી, ગાંધીજી પ્રકૃતિવાદી લેખાવાના અધિકારી છે કે કેમ? જો એમ હોય તો કેળવણીની પ્રકૃતિવાદી ફિલસૂફીમાં તેમણે શો ફાળો આપ્યો છે? તે આપણે જોઈશું. ગાંધીજીની ફિલસૂફીમાં ભૌતિક પ્રકૃતિવાદને અથવા યાંત્રિકતાવાદી પ્રકૃતિવાદને સ્થાન મળી શકે એમ નથી, કારણ કે, એ બંને સીધાસાદા ભૌતિકવાદનાં સ્વરૂપો છે પ્રકૃતિવાદના એકમાત્ર જીવવાદી સ્વરૂપની જ ગાંધીજી પર અસર પડી શકે એમ છે, કેમ કે, તે માનવપ્રકૃતિ પર ભાર મૂકે છે અને તેનો સંપૂર્ણ વિકાસ સાધવાની જોગવાઈ કરવાનો પ્રયત્ન કરે છે. એથી કરીને, ગાધીજી પૂરેપૂરા પ્રકૃતિવાદી છે એમ અમારાથી કહી શકાય એમ નથી. પરંતુ તેમનાં લખાણોમા એવાં વિધાનો ખચૂસ મળી આવે છે, જે કેળવણીની ફિલસૂફીમાં કાયમી ફાળો આપનારા પ્રકૃતિવાદી ફિલસૂફોની પક્તિમાં માનભર્યાં સ્થાન માટે તેમને હકદાર ઠરાવે છે. રૂસોની જેમ ગાંધીજી પણ કેળવણીની પરંપરાથી ઊતરી આવેલી પદ્ધતિ સામે વિરોધ ઉઠાવે છે અને મનુષ્યને પશુની કોટિએ લઈ જનાર સંસ્કૃતિને વખોડી કાઢે છે. પરપરાથી ઊતરી આવેલી પદ્ધતિ સામે વિરોધ દર્શાવતાં ગાંધીજી કહે છે,

> 'મને પાકી ખાતરી થઈ ચૂકી છે કે, પ્રાથમિક કેળવણીની આજની પદ્ધતિ બગાડથી ભરેલી છે એટલું જ નહીં પણ તે ખરેખર નુકસાનકારક છે. મોટા ભાગના છોકરાઓને માબાપો તથા જેમાં તેઓ જન્મ્યા હોય તે ધધાઓ ખોઈ બેસે છે. તેઓ કુટેવોના ભોગ

બને છે, શહેરી રીતભાત અપનાવે છે અને તેમને જે કંઈક ઉપર-ચોટિયું જ્ઞાન મળે છે તે બીજું ચાહે તે હો પણ કેળવણી તો નથી જ હોતી.'[૧]

જેને વિષે આપણને ઘણું ઘણું સાંભળવા મળે છે તે પાઠ્યપુસ્તકો વિષે તેઓ કહે છે:

'પાઠ્યપુસ્તકોની જે બૂમ વખતોવખત સાંભળવામાં આવે છે તેની મને કદી ગરજ લાગી નહોતી. જે પુસ્તકો હતાં તેમનો પણ બહુ ઉપયોગ કર્યાનું મને યાદ નથી. દરેક બાળકને ઘણાં પુસ્તકો આપવાની મેં જરૂર નહોતી જોઈ. વિદ્યાર્થીનું પાઠ્યપુસ્તક શિક્ષક જ હોય એમ મને લાગ્યું છે. શિક્ષકોએ પુસ્તકોમાંથી શીખવેલું એવું થોડું જ મને યાદ છે. જેઓએ પોતાને મુખેથી શીખવેલું તેનું સ્મરણ આજે પણ રહી ગયું છે. બાળકો આંખેથી ગ્રહણ કરે છે તેના કરતાં કાનેથી સાંભળેલું ઓછા પરિશ્રમથી ને ઘણું વધારે ગ્રહણ કરી શકે છે. બાળકોની પાસે હું એક પણ પુસ્તક પૂરું વાંચી ગયો હોઉં એવું મને યાદ નથી.'[૨]

આ ઉપરથી આપણને મનુષ્યના માનસનું કેવું ઊંડું જ્ઞાન ગાંધીજીને હતું તે તથા કેળવણીની યોજનામાં બાળકને તેના સાચા સ્થાને સ્થાપવાની જરૂરિયાત પર તેઓ કેટલો બધો ભાર મૂકે છે તે જોવા મળે છે. આજનાં પાઠ્યપુસ્તકો વિદેશી સંસ્કૃતિને ધોરણે રચાયેલાં છે તથા દેશની સંસ્કૃતિને તેમાંથી લગભગ સંપૂર્ણપણે બાદ જ રાખવામાં આવી છે એથી તો તેમને એ વિષે વળી વધારે અસંતોષ હતો.

ગાંધીજી પોતાની કેળવણીની યોજનાને ગ્રામઉદ્યોગ દ્વારા ગામડાંની રાષ્ટ્રીય કેળવણી તરીકે વર્ણવવાનું પસંદ કરે છે. 'શિક્ષકો અમુક પસંદ કરેલા ગામડાંના હાથઉદ્યોગ મારફતે અને ઉપરથી લાદેલાં બંધનો અને દખલગીરી વગરના સ્વતંત્ર વાતાવરણમાં, પોતાના ગામડાનાં બાળકોની બધી શક્તિઓ ખીલી આવે એ રીતે, તેમને કેળવણી આપે' એવી તેઓ અપેક્ષા રાખે છે. 'ઉપરથી લાદેલાં બંધનો અને દખલગીરી વગરના સ્વતંત્ર વાતાવરણ'નો આપણા મનમાં જે કંઈ કરવાના તુક્કા સૂઝે તેને અનુસરવાની સ્વતંત્રતા એવો અર્થ કરવામાં આવે એવી દહેશત રહે છે. એવી સ્વતંત્રતા તો કેવળ સ્વેચ્છાચાર છે અને ગાંધીજી કદી પણ તે બરદાસ્ત ન કરે. સ્વતંત્રતા અને શિસ્ત વચ્ચેનો વાદવિવાદ એ પ્રકૃતિવાદ અને ધ્યેયવાદ વચ્ચેના વાદ-વિવાદનું કેવળ એક પાસું જ છે. સ્વતંત્રતા પ્રકૃતિવાદીઓનો પોકાર છે અને શિસ્ત ધ્યેયવાદીઓનો. ગાંધીજી બંને અંતિમ છેડાઓને ટાળે છે અને વ્યક્તિ ચાહે તે આવેગને અનુસરવાને સ્વતંત્ર નથી એમ જણાવીને વચલો માર્ગ કાઢે છે. વસ્તુતાએ, વ્યક્તિ આવી સ્વતંત્રતાનો ત્યાગ કરીને જ પોતાની સ્વાધીનતા પ્રાપ્ત કરે છે અને તેની આસુરી પ્રકૃતિની બેડીઓથી મુક્ત થઈને તેનામાં જે જ્ઞાનપ્રકાશ રહેલો છે તેને અનુસરવા માટેની ઉચ્ચ કોટિની સ્વતંત્રતા પ્રાપ્ત કરે છે. તેઓ માને છે કે, આત્મનિગ્રહ એ જ એકમાત્ર સાચી સ્વતંત્રતા છે. 'જેનું તે પાલન કરે છે તે નિયમનો કર્તા પોતે જ છે એવું જેને ભાન છે એ માણસ જ સ્વતંત્ર છે.'[1] શિસ્તની જરૂરિયાત પર ભાર મૂકીને ગાંધીજી જણાવે છે: 'છોકરાઓ અને છોકરીઓ તેમની વિદ્યાર્થી અવસ્થામાં શિસ્ત નહીં શીખે તો તેમની કેળવણી પાછળ કરવામાં આવેલો પૈસા તથા સમયનો વ્યય એ રાષ્ટ્રીય ખોટ છે.'[2] આ શિસ્ત બહારથી લાદવાની નથી; જીવનના ઊંડાણમાંથી તે આપોઆપ ઉદ્ભવવી જોઈએ. ગાંધીજીના અભિપ્રાય પ્રમાણે, ઐચ્છિક શિસ્ત, સ્વતંત્ર-તાની પહેલી શરત છે. પ્રકૃતિવાદ અને ધ્યેયવાદનાં અંતિમ સ્વરૂપોની વચ્ચેનો ગાળો, ગાંધીજી ઐચ્છિક શિસ્તનો ખ્યાલ નિર્માણ કરીને સાંધી દે છે. તેઓ કહે છે, 'બાળકોને પૂરતા પ્રમાણમાં સ્વતંત્રતા આપવામાં આવે તો જ તેઓ પોતાનો સંપૂર્ણ વિકાસ સાધી શકે; તેમણે જે પોતાની

૧. ટી. એચ. ગ્રીન
૨. હરિજન, ૧૭-૨-'૪૬

શક્તિ પૂરેપૂરી ખીલવવી હોય તો તેમણે ઉચિત શિસ્ત અને તાલીમનો સ્વીકાર કરવાને તૈયાર રહેવું જોઈએ.'[૧]

પાયાના ઉદ્યોગ કેળવણીનું કેન્દ્ર છે, એ હકીકતને કારણે કેટલાક કેળવણીકારો એવી ભૂલભરેલી માન્યતા સેવવાને પ્રેરાયા છે કે ગાંધીજીએ યોજેલી કેળવણીની યોજના ઉદ્યોગકેન્દ્રી છે. ઉદ્યોગ કેળવણીનું સાધન છે એ સાચું, પરંતુ આખરે એ સાધન જ છે, સ્વતઃ સાધ્ય નથી. ગાંધીજીને બાળકો પર અપાર પ્રેમ હતો અને તેમના વ્યક્તિત્વનો તેઓ હમેશા ભારે આદર કરતા હતા, એ વાત ભૂલવી જોઈએ નહીં. તેઓ અક્ષરજ્ઞાનને ઝાઝું મહત્ત્વ આપતા ન હોવાથી શાળાઓ, પુસ્તકો તથા શિક્ષણના અન્ય સાધનોનું તેમના અભિપ્રાય પ્રમાણે એટલું બધું મહત્ત્વ નથી. કારણ કે, બાળકના વ્યક્તિત્વની સુસંવાદી ખિલવણી ઉદ્યોગ દ્વારા કરવાની છે. એથી કરીને, ગાંધીજીની યોજનામાં કેળવણીનું કેન્દ્ર ઉદ્યોગ નહીં પણ બાળક છે એવું અનુમાન આપણે કરીએ તો તે વાજબી છે. એ યોજના બાળકકેન્દ્રી નથી, એવી ટીકાનો જવાબ આપતાં ઝાકીર હુસેન સમિતિ જણાવે છે:

> પ્રકૃતિ અને બાળકના ભૌતિક અને સામાજિક વાતાવરણના અભ્યાસના પાયા ઉપર રચાયેલી આ યોજના જે સર્વથા પુસ્તકકેન્દ્રી છે એવી આજની કેળવણીના કરતાં ઓછી બાળકકેન્દ્રી હોઈ શકે એ અમે સમજી જ શકતા નથી.[૨]

આ રીતે અમે એવા નિર્ણય પર આવીએ છીએ કે ગાંધીજીને દુનિયાના અગ્રગણ્ય પ્રકૃતિવાદી કેળવણીકારોની પંક્તિમાં અવશ્ય મૂકી શકાય. પ્રચલિત શાળાની કેળવણી સામેનો તેમનો વિરોધ તથા કુદરત તરફ પાછા વળો ની તેમની ઘોષણા, બાળકની પ્રકૃતિની મૂળભૂત સારાશ વિષેની તેમની શ્રદ્ધા, બાળકની પ્રકૃતિના મૂળભૂત લક્ષણ તરીકે પ્રવૃત્તિ પર તેમણે મૂકેલો ભાર, કૃત્રિમતા અને શુષ્ક પાંડિત્ય પ્રત્યેનો તેમનો અણગમો તથા જીવનમાં ભાષામાં તેમ જ સાહિત્યમાં સાદાઈ તરફનું તેમનું વલણ તેમને માટેના ઉપરના દાવાને વાજબી ઠરાવે છે. રૂસોની પેઠે તેઓ માને છે કે, કુદરત અને ગ્રામીણ વાતાવરણ કેળવણી માટેનાં મહત્ત્વનાં સાધનો છે,

---

૧ હરિજન ૧૮-૮-૪૬

૨ ...કેશનલ રીકન્સ્ટ્રક્શન પા ૧૫૭

પરતુ બાળકને માણસ અને સમાજની દૂષિત અસરથી અળગુ કરવુ જોઈએ, એવુ તેઓ રૂસોની જેમ માનતા નથી ગાંધીજીની કેળવણીની ફિલસૂફીમા ભૌતિક તેમ જ સામાજિક પરિસ્થિતિ મહત્ત્વનો ભાગ ભજવે છે કેળવણીને શાળાની ચાર દીવાલોમાથી ઉગારવાના તેમના પ્રયાસ પ્રત્યે આખ આડા કાન થઈ શકે એમ નથી.

### ધ્યેયવાદ

ધ્યેયવાદનુ મૂળભૂત સૂત્ર એ છે કે, ચિન્મય અથવા આધ્યાત્મિક ભૌતિક કરતા વધારે સત્ય છે તથા સત્યનું સાચું સ્વરૂપ ભૌતિક નહીં પણ આધ્યાત્મિક છે ધ્યેયવાદીઓ માને છે કે, દૃશ્ય જગત ચિત્તનું જ કેવળ મૂર્ત સ્વરૂપ છે અને તેથી જુદા જુદા ભૌતિક શાસ્ત્રો કરતા માનવ વિદ્યાઓના અભ્યાસનુ મહત્ત્વ વધારે છે ધ્યેયવાદી ફિલસૂફોની યાદી ઘણી લાબી છે સૉક્રેટીસ, પ્લેટો, ડેકાર્ટ, સ્પિનોઝા, બર્કલી, કાન્ટ, હેગેલ, ફિકટે અને શોપેનહૅાર તે પૈકી સૌથી અગ્રગણ્ય ધ્યેયવાદી ફિલસૂફો છે ધ્યેયવાદી ફિલસૂફો પૈકી, કેળવણીની ફિલસૂફીમા, કોમેનિયસ, રૂસો, પૅસ્ટોલૉઝી, હર્બર્ટ અને ફ્રોબેલે મહત્ત્વનો ફાળો આપ્યો છે

ધ્યેયવાદ માનવીના ગૌરવ ઉપર તથા તેની પ્રકૃતિના નિગળાપણા પર ભાર મૂકે છે પ્રોફેસર જેમ્સ રૉસ કહે છે કે, 'માનવીનુ વ્યક્તિત્વ મહામૂલી વસ્તુ છે અને તે ઈશ્વરની સર્વોત્કૃષ્ટ કૃતિ છે' ઍડમ્સ જણાવે છે કે, કેળવણીના અનેક આદર્શો પૈકી, આત્મસાક્ષાત્કારનો આદર્શ, 'ધ્યેયવાદ સાથે ખાસ કરીને સમ્બળાયેલો છે' ધ્યેયવાદી અને પ્રકૃતિવાદી ઉદ્દેશો વચ્ચેનો તફાવત માત્ર આત્મસાક્ષાત્કાર અને સ્વાભિવ્યક્તિ વચ્ચેનો તફાવત છે, એ જાણવા જેવુ છે વ્યક્તિને પક્ષે અલગપણાનુ અથવા સ્વયપૂર્ણતાનુ વલણ એવો આત્મસાક્ષાત્કારનો સકુચિત અર્થ કરવો ન જોઈએ રસ્ક દર્શાવી આપે છે તેમ, 'માનવીની ઉચ્ચતર અથવા દૈવી પ્રકૃતિ તત્ત્વત સામાજિક સ્વરૂપની છે એથી કરીને વ્યક્તિ, સમાજના સભ્ય તરીકે જ પોતાની બધી શક્તિઓનો પૂરેપૂરો વિકાસ સાધી શકે આત્મસાક્ષાત્કારનો આ અર્થ આપણે સ્વીકારીએ તો આપણે કેળવણીમા સામાજિક ઉદ્દેશને પૂરેપૂરો ન્યાય આપી શકીએ એથી કરીને શિક્ષક પોતાના વિદ્યાર્થીને 'એક અલગ અને નિરાળી વ્યક્તિ' તરીકે નહીં પણ,

'જેનામા નવુ અને સર્વવ્યાપી જીવન વિકસતુ દેખાય તેવી વ્યક્તિ' તરીકે લેખવો જોઈએ

ધ્યેયવાદીઓ માને છે કે, કળા, સસ્કૃતિ, નૈતિકતા અને ધર્મ આપણને સત્યના હાર્દ સુધી લઈ જાય છે, અને તેથી કરીને કેળવણી ધાર્મિક, નૈતિક, બૌદ્ધિક અને કળાવિષયક હોવી જોઈએ કેળવણીની શારીરિક બાજુ તરફ પણ તેઓ દુર્લક્ષ કરતા નથી, કારણ કે, તેઓ માને છે કે, એકરાગભર્યુ અને સમતોલ વ્યક્તિત્વ ખીલવવા માટે, કેળવણીની કોઈ પણ બાજુ તરફ દુર્લક્ષ કરવુ જોઈએ નહીં શારીરિક કેળવણીની આવશ્યકતા પર ભાર મૂકીને પ્રોફેસર જેમ્સ રૌસ કહે છે

> 'આપણે કેળવણીની શારીરિક બાજુને પણ ભુલવી ન જોઈએ એ દ્વિવિધ છે પ્રથમ શરીરની સગીનતા તથા તેના આરોગ્ય પર ઘટતુ ધ્યાન આપવુ જોઈએ કારણ કે આવી તદુરસ્તી અને સગીનતા વિના આધ્યાત્મિક મૂલ્યો સિદ્ધ કરવા માટેના પ્રયાસમા ગભીર બાધા નડે છે બીજુ શરીરના અવયવોની *નિપુણતા ખીલવવી જોઈએ એ નિપુણતાએ માણસની શોધ માટેના સાધનો* અથવા હથિયારો છે એ દ્વારા માણસ પોતે જે ભૌતિક પરિસ્થિતિમા મુકાયો હોય તેને પોતાની આકાક્ષાઓ અને આવશ્યકતાઓને અનુરૂપ ઘડી લે છે શારીરિક તથા આધ્યાત્મિક પ્રવૃત્તિઓ બેશક પૂરેપૂરી રીતે નિરાળી પાડી શકાતી નથી પરતુ અમુક અશે તેમની ભૂમિકા સમાન હોય છે નૈતિક મૂલ્યો—જે આ યાત્મિક છે—શારીરિક પ્રવૃત્તિઓમા ખોળી શકાય છે, ભૌતિક પરિસ્થિતિના અવાનમા નિપુણતાઓને કામે લગાડીને બૌદ્ધિક મૂલ્યો સિદ્ધ કરી શકાય છે અને માણસ તેના ઉદ્યોગની સામગ્રી ઉપર પોતાનુ પ્રભુત્વ મેળવે છે તેમા કળાવિષયક મૂલ્યો ખોળી કાઢી શકાય છે'[1]

હમણા આપણે ચર્ચા કરી ગયા તે ધ્યેયવાદના મૂળભૂત સિદ્ધાંતોને લક્ષમા રાખીને ગાધીજીની કેળવણીની ફિલસૂફી ધ્યેયવાદી છે કે કેમ, અને હોય તો કેટલા પ્રમાણમા, તેનો આપણે વિચાર કરીએ ગાધીજીના લખાણોનો અભ્યાસ કરવાથી કોઈને પણ માલૂમ પડશે કે ગાધીજી હાડોહાડ ધ્યેયવાદી છે ધ્યેયવાદ તેમની પ્રકૃતિમા ઓતપ્રોત થયેલો છે આ વસ્તુ તેમના ઉછેર અને તેમની આરભની કેળવણી ઉપરથી માલૂમ પડે છે તેમના પિતાની 'ધાર્મિક કેળવણી નહીં જેવી હતી, પણ મદિરોમા જવાથી કથા વગેરે સાભળીને જે ધર્મજ્ઞાન અસખ્ય હિંદુઓને સહેજે મળી

[1] ग्राउन्ड वर्क ऑफ एज्युकेशनल थियरी, पा १३४-५

રહે છે તે તેમને હતું.'[૧] તેમની માતા સાધ્વી તથા ભારે ધાર્મિક હતી. 'પૂજાપાઠ કર્યા વિના કદી ન જમે. હવેલીમાં જાય.'[૨] ગાંધીજી આવાં ધાર્મિક માબાપના ફરજંદ હતા અને તેમનું વલણ તથા તેમની દૃષ્ટિ તીવ્રપણે ધાર્મિક હોય એ સ્વાભાવિક હતું. ગાંધીજીની માન્યતા પ્રમાણે, પોતાનામાં દૈવીપણાનું ભાન જાગ્રત કરવું અને સર્વવ્યાપી પરમાત્મા સાથે સંપૂર્ણપણે એકરૂપ થવું, એ વ્યક્તિને માટે જીવનનું પરમ ધ્યેય છે.

ગાંધીજીએ ધાર્મિક જીવનના પરંપરાગત ખ્યાલમાં નવો પ્રાણ પૂર્યો છે. ધાર્મિક જીવનના એ પરંપરાગત ખ્યાલમાં ધ્યાનધારણા અને આધ્યાત્મિક સાધના માટે સંસારત્યાગને આવશ્યક માનવામાં આવ્યો છે. પરંતુ ગાંધીજી માને છે કે, ઈશ્વરની સેવા કરવા ઇચ્છનારે તેણે સરજેલાં પ્રાણીઓની સેવા કરવી જોઈએ. તેમણે પોતાના દાખલા દ્વારા પુરવાર કરી બતાવ્યું કે, મનુષ્યની સેવા એ ઈશ્વરની જ સેવા છે. જીવનનું લક્ષ્ય આત્મસાક્ષાત્કાર છે અને તે તપશ્ચર્યા, ત્યાગ અને સેવા દ્વારા પ્રાપ્ત કરી શકાય. સત્યશોધક સંસારનો ત્યાગ કરીને દૂર દૂર જંગલમાં વસીને તપશ્ચર્યામય જીવન ગાળે, એમ તેઓ નથી ઇચ્છતા. માણસે સસારમાં અથવા સમાજમાં જ રહેવું જોઈએ અને તેની મૂળભૂત એકતાને છિન્નભિન્ન કરનારાં વિરોધી બળો સામે સત્યાગ્રહના આયુધથી તેનુ રક્ષણ કરવાને સદા તૈયાર રહેવું જોઈએ. માનવીના ગૌરવની રક્ષા માટે, નૈતિક મૂલ્યોની જાળવણી માટે હમેશાં સત્યાગ્રહના આયુધનો ઉપયોગ કરવો જોઈએ, કેવળ ભૌતિક લાભ માટે કદી પણ નહીં.

ગાંધીજી આ પૃથ્વી પર દૈવી રાજ્ય સ્થાપવા માગે છે. હરેક વ્યક્તિ આ જીવનમાં જ ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકે તે માટે બધા ધર્મોના સિદ્ધાંતો આ જીવનમાં અને અત્યારે જ લાગુ પાડવા માટેનો માર્ગ તેઓ પોતાના ઉદાહરણથી બતાવે છે.

ગાંધીજીનો ધ્યેયવાદ તેમની કેળવણીની ફિલસૂફીનો પાયો બને છે, એ બહુ જ ઉચિત છે. તે કેળવણીના અંતિમ ઉદ્દેશમાં પ્રતિબિંબિત થયેલો છે. કેળવણીનો અંતિમ ઉદ્દેશ તેઓ આ પ્રમાણે નિરૂપે છે:

૧. આત્મકથા, પા. ૨
૨. એ જ, પા. ૨.

'આત્માની કેળવણી એક નોખો જ વિભાગ છે એમ મેં ટૉલ્સ્ટૉય આશ્રમનાં બાળકોને શીખવવા માંડયું તેની પૂર્વે જ જોઈ લીધું હતું. આત્માનો વિકાસ કરવો એટલે ચારિત્ર્ય ઘડવું, ઈશ્વરજ્ઞાન મેળવવું, આત્મજ્ઞાન મેળવવું. આ જ્ઞાન મેળવવામાં બાળકોને મદદ ઘણી જ જોઈએ, ને તેના વિના બીજું જ્ઞાન વ્યર્થ છે, હાનિકારક પણ હોય એમ હું માનતો.'[1]

શારીરિક વ્યાયામ દ્વારા શરીર સુદૃઢ બનાવવાની વાતની એમાં ઓછી કિંમત આંકવામાં નથી આવી. તેઓ ઇચ્છે છે કે, શારીરિક કવાયત, ઉદ્યોગો, આલેખન અને સંગીત સાથે સાથે ચાલવાં જોઈએ. ધાર્મિક કેળવણીનું મહત્ત્વ તેઓ બરાબર પિછાને છે અને તેથી આત્મસાક્ષાત્કાર તરફ લઈ જનાર આત્માની તાલીમની હિમાયત કરે છે.

બીજા ધ્યેયવાદીઓની પેઠે ગાંધીજી પણ કેળવણી દ્વારા એકરાગભર્યું અને સમતોલ વ્યક્તિત્વ કેળવવાને તાકે છે એ કેળવણીમાં શરીરની સંભાળ અને નિપુણતા જેવી શારીરિક પ્રવૃત્તિઓનો અને બૌદ્ધિક, નૈતિક, ધાર્મિક તથા કળાવિષયક જેવી આધ્યાત્મિક પ્રવૃત્તિઓનો સમાવેશ થવો જોઈએ.

ગાંધીજીની પશ્ચિમના અગ્રગણ્ય ધ્યેયવાદીઓ સાથે તુલના કરવી અહીં અસ્થાને નહીં ગણાય. જેની ફિલસૂફી તત્ત્વતઃ ધ્યેયવાદી હતી તે રૂસોની જેમ ગાંધીજી પુસ્તકોના અભ્યાસ અને વિષયોના શિક્ષણ કરતાં બાળકને કેળવવાની હિમાયત કરે છે. પૅસ્ટોલૉઝીની જેમ, કેળવણીની પ્રગતિનું બાળક કેન્દ્ર છે, એ વિચારથી તેઓ તરબોળ છે તેઓ માને છે કે, કેળવણી સૌ કોઈનો જન્મસિદ્ધ હક છે અને મનુષ્યની શક્તિઓનો સ્વાભાવિક, ક્રમિક અને એકરાગભર્યો વિકાસ એ તેનો ઉદ્દેશ છે પ્રાથમિક કેળવણી સાર્વત્રિક બનાવવા માટેની ગાંધીજીની ઇંતેજારી, કેળવણી સૌ કોઈનો જન્મસિદ્ધ હક છે એવી માન્યતા સાથે સંપૂર્ણપણે સુસંગત છે. હર્બર્ટની જેમ ગાંધીજી નૈતિક ચારિત્ર્યને કેળવણીનો હેતુ લેખે છે. હર્બર્ટનો રસ વિશેનો માનસશાસ્ત્રીય સિદ્ધાંત તેની કેળવણીની સમગ્ર ફિલસૂફીનો પાયો હતો. તેના અભિપ્રાય પ્રમાણે, બાળકને પ્રવૃત્તિમાં રસ હોય તો જ કેળવણીની પ્રગતિ શક્ય છે. ગાંધીજી પાયાના ઉદ્યોગને તેના સ્વાવલંબી સ્વરૂપ દ્વારા હેતુપૂર્ણ

૧. આત્મકથા, પા. ૩૩૯

બનાવીને તેમા બાળકનો રસ ઉત્તેજિત કરવાને તાકે છે બને શાળાના શિક્ષણના વિષયોનો જીવનની આવશ્યકતાઓ સાથે અનુબધ સાધવાની અને વિષયોનુ શિક્ષણ જીવનથી અળગુ રાખવાનુ ટાળવાની જરૂરિયાત પર ભાર મૂકે છે ફ્રોબેનની જેમ ગાધીજી માને છે કે, વ્યક્તિની શક્તિઓ બાલ્યા વસ્થાથી જ તેની અસલ પ્રકૃતિમા સુપ્ત અવસ્થામા મોજૂદ હોય છે અને આ સુપ્ત શક્તિઓને જાગ્રત કરીને તથા તેને ઉત્તેજિત કરીને તેમનો પૂરેપૂરો વિકાસ સાધવાનુ કામ કેળવણીનુ છે બને દૈવી યોજનામા પ્રતીકત્વનું દર્શન કરે છે એનો અર્થ એ છે કે, સઘળી પ્રવૃત્તિઓની પાછળ આધ્યાત્મિક રહસ્યો અને મૂલ્યો રહેલા છે આ પ્રતીકત્વમાથી તેમણે શિક્ષણની પદ્ધતિ તરીકે, સ્વય પ્રવૃત્તિનો સિદ્ધાત નિર્માણ કર્યો અને બાળકની કેળવણીમા તેને પક્ષે સર્જકતાના મહત્ત્વ પર ભાર મૂકયો તેમને લાગે છે કે, કેળવણીની પ્રક્રિયાને માટે સામાજિક પરિસ્થિતિઓ આવશ્યક છે અને શાળા એ નાનકડા સમાજ હોવી જોઈએ

### વ્યવહારવાદ

પ્રકૃતિવાદ અને ધ્યેયવાદની સરખામણીમા વ્યવહારવાદનો સિદ્ધાત આધુનિક છે તેનુ એવુ કહેવુ છે કે, અનુભવમા જે સતોષકારક પરિણામો આપે તે સાચો નિર્ણય છે સતોષકારક અમલ અને ઉપયોગિતાને તે સાચાપણા તથા સારાપણાની કસોટી તરીકે લેખે છે સત્ય એ નિર્ણયનો ગુણ છે, અને માન્યતા જો કામ દે તો તે સેવવાનો આપણને હક છે

વ્યવહારવાદ, પ્રકૃતિવાદ દૃશ્યસૃષ્ટિનુ તાત્ત્વિક નિરૂપણ કરે છે તેનો વિરોધ કરે છે તેમ જ ધ્યેયવાદના તાર્કિક આત્યતિકપણા સામે બળવો ઉઠાવે છે એ પ્રકૃતિવાદ અને ધ્યેયવાદના અનુમાનો વચ્ચે ચિત્તના સયોગના વલણની પેદાશ છે તે પ્રકૃતિવાદ તથા ધ્યેયવાદના અદ્વૈતવાદી વલણની ટીકા કરે છે, ભૌતિક કાર્યદક્ષતા અને ધ્યેયવાદી વલણો એ બનેનો સારામા સારો ઉપયોગ કરવાનો પ્રયત્ન કરે છે અને નવા ધ્યેયવાદની દિશાનુ એક આગળનુ પગલુ હોવા સભવ છે આખરે જે માણસનુ તથા સ યનુ સ્વરૂપ સ્થાપિત કરે એવો ફિલસૂફીનો સાગોપાગ સિદ્ધાત નિર્માણ કરવાની ઇચ્છા રાખનારા તત્ત્વનિષ્ઠ ફિલસૂફોને વ્યવહારવાદ માન્ય નથી, કારણ કે, તે તેમને માટે વધારે પડતો સાપ્યવાદી, સાપેક્ષતાવાદી, ઐહિક અને અજમાયશી

સ્વરૂપનો છે જેમ્સ, શીનર, ડયૂઈ અને કિલપેટ્રિક અગ્રગણ્ય વ્યવહારવાદીઓ છે.

વ્યવહારવાદના ત્રણ પ્રકારો છે એક માનવતાવાદી વ્યવહારવાદ છે, જે સમગ્ર માનવપ્રકૃતિને વધુમા વધુ સતોષ આપે તેને તે સાચુ અથવા યથાર્થ લેખે છે બીજો પ્રાયોગિક વ્યવહારવાદ છે તે એમ માને છે કે, જેનુ પણ પ્રયોગ દ્વારા પારખું કરી શકાય, જે કઈ કામ દે, તે સાચુ અથવા યથાર્થ છે ત્રીજો સજીવ વ્યવહારવાદ છે તેને સાધનવાદ તરીકે પણ ઓળખવામા આવે છે તે વિચારને સાધન તરીકે લેખે છે અને મનુષ્યદેહનો તેની આસપાસની પરિસ્થિતિ સાથે સુમેળ સાધવો એને તેના કાર્ય તરીકે લેખે છે

જેમ્સે વિજ્ઞાન અને ધર્મનો સુમેળ સાધવાના સાધન તરીકે વ્યવહારવાદ અપનાવ્યો હતો તેનુ મંતવ્ય એ છે કે, માણુસ તત્ત્વત વ્યવહારુ પ્રાણી છે તેનુ ચિત્ત જીવન સાથે તેનો મેળ બેસાડવાને તેને મદદ કરે છે ડયૂઈ સજીવ વ્યવહારવાદી છે તેને મન કેળવણીનું ધ્યેય સામાજિક કાર્યદક્ષતા વિકસાવવી એ છે એના દ્વારા માણુસ જીવનની સહિયારી પ્રવૃત્તિઓમાં છૂટથી અને પૂરેપૂરી રીતે જોડાવાને માટે શક્તિશાળી બને છે

વ્યવહારવાદીઓ માને છે કે, બાળક પ્રાપ્ત પરિસ્થિતિમા મૂલ્યોનો સુપ્ત સર્જક છે તે માને છે કે, કેળવણીનું વસ્તુ બાળક તથા તેની ભૌતિક અને સામાજિક પરિસ્થિતિ છે એ બેની એકબીજા પરની પ્રતિક્રિયા તે બાળકનો અનુભવ બને છે પ્રોફેસર જેમ્સ રોસ કહે છે

'કેળવણીમા વ્યવહારવાદ બાળક જેવુ હોય તેવાથી આરભ કરીને પ્રકૃતિવાદ સાથે યોગ સાધે છે પરતુ તેને મદદરૂપ થાય એવો અનુભવ, ખાસ કરીને જેમા તેને સીધો ભાગ લેવાનો હોય છે, તે સામાજિક સ્વરૂપનો અનુભવ પૂરો પાડીને તે તેની મૂળ પ્રકૃતિ વધારે જાણીબૂઝીને અને ઇરાદાપૂર્વક બદલવાનુ તાકે છે. જીવન સાથે પ્રયોગો કરવાની બાળકની પ્રકૃતિ જ હોય છે, અને તેને એમ કરવાને નવી પરિસ્થિતિઓનો — તેને કેળવનાર જુએ છે કે એવી પરિસ્થિતિ વિપુલ પ્રમાણમા તેને ઉપલબ્ધ હોય છે — મુકાબલો કરવાને તેનામા નવી નવી પ્રતિક્રિયાઓ પેદા કરવાને, ઉત્તેજન આપવામાં આવે છે'[1]

વ્યવહારવાદ, વાસ્તવિક જીવનની પરિસ્થિતિઓનો અસરકારક રીતે મુકાબલો કરવા માટેનું જરૂરી જ્ઞાન તથા નિપુણતાઓ બાળક પોતે જ

[1] धी ग्राउन्ड वर्क ओफ ऐज्युकेशनल थियरी, पा १३७-३८

પોતાની મેળે પ્રાપ્ત કરે એમ ઇચ્છે છે. બાળક પ્રાયોગિક, સર્જક પ્રવૃત્તિઓ દ્વારા પોતાની મેળે જ શીખે તે માટે તેને ઉત્તેજન આપવું એ જેટલા પ્રમાણમાં કેળવણી છે, તેટલી તેને શીખવવામાં આવે તે નથી. એટલે, 'કરવા દ્વારા શીખો' એ વ્યવહારવાદીઓનું સૂત્ર છે. તેમને વાંચણિયાપણા પર અવિશ્વાસ છે અને તેઓ માને છે કે, બાળકને આખો વખત શીખવવામાં આવે તેના કરતાં પોતાની પ્રવૃત્તિ દ્વારા તે વધારે સારી રીતે શીખે છે. તેમની પદ્ધતિ બાળકને પરિસ્થિતિઓમાં મૂકીને, તેમનો સફળતાથી મુકાબલો કરવા માટેનાં સાધનો તેને પૂરાં પાડવાની છે. જુદા જુદા વિષયો શીખવાનો પ્રયત્ન કરવાને બદલે, પ્રવૃત્તિ સાથે સંબંધ ધરાવતા સઘળા જ્ઞાનમાંથી જેટલું લઈ શકાય તેટલું લેવાને વિદ્યાર્થીને ઉત્તેજન આપવામાં આવે છે. શાળાના અભ્યાસને શાળામાં સંપૂર્ણ બનાવવો જોઈએ, જેમ તેની બીજી બાજુઓને બહારની દુનિયામાં સંપૂર્ણ બનાવવાની હોય છે તેમ. એકીકરણનો સિદ્ધાંત વિદ્યાર્થીનું જીવન અને તેનો અનુભવ તથા તેની વર્તમાન પ્રવૃત્તિ છે.

કેળવણીની ફિલસૂફીમાં વ્યવહારવાદનો સૌથી મહત્ત્વનો ફાળો પ્રૉજેક્ટ પદ્ધતિ (તેને રશિયામાં કૉમ્પ્લેક્સ મેથડ કહેવામાં આવે છે.) છે. એ પદ્ધતિ, ઉકેલવાના ચોક્કસ સવાલને, શીખવાની પ્રક્રિયાની આગલી હરોળમાં મૂકે છે. સવાલ પહેલો આવે છે અને શીખવાનું તેના સફળ ઉકેલનું આનુષંગિક પરિણામ છે. પ્રોફેસર ગૉડફ્રે થોમ્સન કહે છે કે, 'આ પદ્ધતિનો સામાન્ય ખ્યાલ એ છે કે, શાળાનો સમય વિદ્યાર્થીઓ પોતે જ પાર પાડવા ખરેખર ચાહતા હોય એવાં સાચાં કામોથી જ ભરી દેવો જોઈએ. એ કામો, બની શકે ત્યાં સુધી, તેમણે પોતે જ સૂચવેલા હોય તથા જેમાં શાળાના વિધિપૂર્વકના વિષયોની આડપેદાશ તરીકે વાચન, ગણિત, આધુનિક ભાષા વગેરે પ્રાપ્ત કરવાનુ ઉપસ્થિત થતું હોય.'[1]

'પ્રોજેક્ટો' વૈયક્તિક હોય અથવા સામાજિક સ્વરૂપના હોય. આ બીજા પ્રકારના 'પ્રોજેક્ટો'ને સામાજિક પ્રવૃત્તિઓ કહેવામાં આવે છે. તેમાં સામાજિક સંબંધોમાં, શ્રમવિભાગમા ભાગ લેવાનું અને સમાજ પરત્વે જવાબદારીનો સ્વેચ્છાપૂર્વક સ્વીકાર કરવાનું ઉપસ્થિત થાય છે. તેઓ સહકારના ક્ષેત્રમાં સમૃદ્ધ અનુભવ પણ પૂરો પાડે છે.

1. ધ મૉડર્ન ફિલોસૉફી ઑફ એજ્યુકેશન, પા. ૮૭.

ઠર્ક વસ્તુ તરીકે લેખવી, એ વચ્ચેનો તફાવત છે આ રીતે વ્યવહારવાદ ક્રિયાશીલ ધ્યેયવાદની નજીક જ છે રસ્ક તેને, 'નવા ધ્યેયવાદના વિકાસના માર્ગમા કેવળ એક પગથિયા' તરીકે જ લેખે છે

કેળવણી પરત્વેનું ગાધીજીનુ વ્યવહારવાદી વલણ એ હકીકત ઉપરથી જોઈ શકાય છે કે, એક વ્યવહારવાદીની જેમ તેઓ વાસ્તવિક જીવનની પરિસ્થિતિઓ સાથે અસરકારક રીતે મુકાબલો કરવા માટેની આવશ્યક નિપુણતાઓ તથા જ્ઞાન બાળક પોતે જ મેળવી લે, એમ ઇચ્છે છે વ્યવહારવાદની પ્રોજેક્ટ મેથડ અને ગાધીજીની ઉદ્યોગકેન્દ્રી કેળવણી વચ્ચે ઘણી સમાનતાઓ છે એ બનેનુ મડાણ પ્રવૃત્તિ અને રસના પાયા પર છે એ બને, બાળકના બૌદ્ધિક વિકાસના તેમ જ જુદા જુદા વિષયોનુ જ્ઞાન પ્રાપ્ત કરવા માટેનાં સાધનો બનવા જોઈએ વ્યવહારવાદીની જેમ ગાધીજી પણ કહે છે કે, બાળકે જુદા જુદા વિષયોનું જ્ઞાન તેના ઉદ્યોગ કામમા ઉપસ્થિત થતા સવાલોના ઉકેલ દ્વારા મેળવવુ જોઈએ

ડ્યૂઈની જેમ ગાધીજી લોકશાહીવાદી છે, અને વિચાર તથા કાર્યને અળગા પાડવા સામેનો તેમનો વાધો માનસશાસ્ત્રીય અને તાત્ત્વિક છે કારણ કે, એમા તેઓ ઉમરાવો અને કારીગરો વચ્ચે વિભક્ત થયેલા સમાજના જેવો નમૂનો જુએ છે તેમની શાળા કાર્યશીલ અને તથી કરીને વિચારશીલ શાળા છે પ્રયાસ અને રસ એકબીજાથી વિરુદ્ધ છે અથવા એક બીજાથી નિરાળી પાડી શકાય એવી વસ્તુ છે, એમ ગાધીજી માનતા નથી, અને શાળાના કામમા તેઓ તેમને એકરૂપ થયેલા જોવા મળે છે

રાખીને પસંદ કરવામાં આવેલા એક જ પાયાના ઉદ્યોગ દ્વારા બધા જ વિષયો શીખવવા જોઈએ

પ્રોજેક્ટ મેથડના હિમાયતીઓની જેમ ગાંધીજી જ્ઞાનનો પ્રત્યક્ષ જીવન સાથે ગાઢ સુયોગ સાધવાને તાકે છે પ્રોફેસર ગોડર્ડ થોમ્સનની પેઠે ગાંધીજી તથા ઝાકીરહુસેન સમિતિ સમજે છે કે, ઉપલક રીતે મળેલું શિક્ષણ પૂરતું નથી અને શિક્ષણમાં તર્કશુદ્ધ વ્યવસ્થા હોવી જોઈએ એટલા માટે તેઓ વિષયોના અનુબંધ તથા એકીકરણની હિમાયત કરે છે.

પ્રોજેક્ટની જેમ પાયાનો ઉદ્યોગ પણ, જેમાં સામાજિક સમઘોમાં ભાગ લેવો, શ્રમવિભાગ તથા સમાજ પ્રત્યેની જવાબદારીનો સ્વેચ્છાપૂર્વક સ્વીકાર વગેરે ઉપસ્થિત થાય છે તેવી સામૂહિક પ્રવૃત્તિ બનવી જોઈએ. એ સહકારમાં સમૃદ્ધ અનુભવ પણ પૂરો પાડે છે શ્રી કિશોરલાલ મશરૂવાળા કહે છે તેમ, 'એમાં સમાજશાસ્ત્રો અને આરોગ્યશાસ્ત્ર કેવળ શિક્ષણવર્ગના વિષયો તરીકે શીખવવામાં ન આવે પણ, મૂંગા પ્રાણી સહિત, આખા ગામની જુદી જુદી રીતે સેવા કરવાના સામુદાયિક અને વ્યક્તિગત કાર્યક્રમો ઘડીને, તે દ્વારા શીખવવામાં આવે ચારે બાજુ સમાજ પર સંસ્કૃતિનો પ્રકાશ ફેલાવનાર દીપસ્તંભ તરીકે શાળાનું અસ્તિત્વ હોવું જોઈએ '[૧]

આ બધી વસ્તુઓ ઉપરથી સમજાશે કે, કેળવણીની વ્યવહારવાદી ફિલસૂફીમાં ગાંધીજીનો ફાળો અનન્ય છે કેળવણીના કેન્દ્ર તરીકે પાયાના ઉદ્યોગો દાખલ કરવા, અભ્યાસક્રમના વિષયોનું સયોજન કરવું તથા તેમનો અનુબંધ સાધવો, વાસ્તવિક જીવન સાથે કેળવણીનો ગાઢ સબંધ, ક્રિયા દ્વારા શીખવાની પદ્ધતિ, વ્યક્તિની કાર્ય કરવાની પ્રેરણા, સામાજિક જવાબદારીની ભાવના તથા સત્ય ખોળી કાઢવા માગેના સાધન તરીકે પ્રયોગ પર મૂકવામાં આવતો ભાર વગેરે ગાંધીજીની કેળવણીની વ્યવહારવાદી ફિલસૂફીના કેટલાક પ્રધાન લક્ષણો છે અમેરિકનો, તેથી જ કેળવણીની પદ્ધતિની યોજના કરવાને માર્ગદર્શન માટે ડ્યૂઈની વ્યવહારવાદી ફિલસૂફી તરફ વધવા લાગ્યા છે થોડા જ વખતમાં, દુનિયાભરના કેળવણીકારો તેમની જરીપુરાણી થઈ ગયેલી

૧ હરિજન, ૪-૧૨-'૩૭

પરતુ સઘળું શીખવાનુ પ્રોજેક્ટોને આનુષંગિક હોવાને કારણે ગાબડાંઓ રહી જવાનો અને વ્યવસ્થાનો અભાવ રહેવાનો અથવા જ્ઞાનમાં અસ્પષ્ટતા અને અનિશ્ચિતતા રહેવાનો સંભવ છે, એ વસ્તુની આ સમ્બધમાં નોંધ લેવી જોઈએ. પ્રો. ગૉડફ્રે થૉમ્સન કહે છે કે, 'આનુષંગિક શિક્ષા અતિ મહત્ત્વની વસ્તુ છે એ ખરુ, પરંતુ તે પૂરતું નથી.' એથી કરીને તેઓ એવા નિર્ણય પર આવે છે કે, વ્યવસ્થિત રીતે અપાતુ શિક્ષણ અને આનુષંગિક શિક્ષણ એ બેનુ વિવેકપૂર્ણ મિશ્રણ ઘણુ કરીને ઉત્તમ વસ્તુ છે ... માણસનુ શ્રેષ્ઠ કામ રમત તરીકે કરવામા આવે છે, અને છોકરાનુ કામ પણ, પરંતુ માણસને અને છોકરાને બંનેને તેમના રમત સમયના કામો કરવા માટે જરૂરી સાધનોના વ્યવસ્થિત શિક્ષણની અને મહાવરાની જરૂર રહે છે અને એ મેળવવા માટેની તકો તેમણે વધાની લેવી જોઈએ '[૧]

ફિલસૂફી અને કેળવણી પરત્વેની ગાધીજીની દષ્ટિ કેટલા પ્રમાણમા વ્યવહારવાદી છે તે આપણે જોઈએ ગાધીજી સત્યની આત્યતિકતામાં માને છે, પરતુ તેની સિદ્ધિ માટે એકધારી રીતે પ્રયોગ કરવાની જરૂર હોય છે. એટલા માટે જ તેમણે તેમની આત્મકથાને સત્યના પ્રયોગો કહ્યા. છે તેઓ કેવળ સત્યના તેમના અનેક પ્રયોગોની વાત કહેવા માગે છે કેમ કે, તેમનુ જીવન સર્વથા એવા પ્રયોગોથી જ ભરેલુ છે એ પ્રયોગો રાજકીય તેમ જ આધ્યાત્મિક સ્વરૂપના છે તેમણે તેમની આત્મકથામાં વર્ણવેલા પ્રયોગો આધ્યાત્મિક અથવા કહો કે નૈતિક છે, કેમ કે, તેમના મત પ્રમાણે નીતિમત્તા ધર્મનો પ્રાણ છે તેમના પ્રયોગોને વિષે તેઓ કશી સપૂર્ણતાનો કે અતિમતાનો દાવો કરતા નથી તેઓ સ્પષ્ટપણે કહે છે'

સારુ છેવટનાં જ છે, એ ખરાં છે અથવા તો એ જ ખરાં છે, એવો દાવો હું કોઈ દિવસ કરવા ઇચ્છતો નથી. હા, એક દાવો હું અવશ્ય કરું છું કે, મારી દૃષ્ટિએ એ ખરાં છે. અને અત્યારે તો છેવટનાં જેવાં લાગે છે. જો ન લાગે તો મારે એના ઉપર કોઈ પણ કાર્ય ન રચવું જોઈએ. પણ હું તો પગલે પગલે જે જે વસ્તુઓ જોઉં તેના ત્યાજ્ય અને ગ્રાહ્ય વસ્તુ એવા બે ભાગ પાડી લઉં અને જેને ગ્રાહ્ય વસ્તુ સમજું તે પ્રમાણે મારા આચારોને ઘડું, અને જ્યાં લગી એ પ્રમાણે ઘડાયેલા આચાર મને, એટલે મારી બુદ્ધિ અને આત્માને, સંતોષ આપે ત્યાં લગી મારે એનાં શુભ પરિણામો વિષે અચલિત વિશ્વાસ રાખવો જ જોઈએ.'[૧]

આ ઉપરથી માલૂમ પડશે કે, પ્રયોગપરાયણ વ્યવહારવાદીની જેમ ગાંધીજી માને છે કે, પ્રયોગ દ્વારા જેનું પણ પારખું થઈ શકે તે ખરું છે. આવા સત્યને માટે તેઓ અંતિમતા કે પૂર્ણતાનો દાવો નથી કરતા. જેનું પારખું કરી શકાય તે ગાંધીજીને માટે સાપેક્ષ સત્ય છે. આમ ગાંધીજી બે પ્રકારના સત્યમાં માને છે. પારખું કરી શકાય એવું સાપેક્ષ સત્ય અને બીજું આત્યંતિક સત્ય, શાશ્વત સિદ્ધાંત કે જે ઈશ્વર છે. તેઓ કહે છે:

> '. . .એ સત્યનો હું સાક્ષાત્કાર ન કરું ત્યાં લગી મારો અંતરાત્મા જેને સત્ય ગણે છે તે કાલ્પનિક સત્યને મારો આધાર ગણી, મારી દીવાદાંડી ગણી તેને આશ્રયે મારું જીવન વ્યતીત કરું છું.... દૂર દૂરથી વિશુદ્ધ સત્યની — ઈશ્વરની — ઝાંખી કરી રહ્યો છું. સત્ય જ છે, એ સિવાય બીજું કંઈ જ આ જગતમાં નથી, એવો મારો વિશ્વાસ દિનપ્રતિદિન વધતો જાય છે.'[૨]

ગાંધીજી અંતિમ સત્ય તથા આત્મસાક્ષાત્કાર અથવા મોક્ષની વાતો કરે છે ત્યારે તેઓ વ્યવહારવાદી મટી જાય છે. આ સંબંધમાં એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે, વ્યાપક રીતે જોતાં ધ્યેયવાદ અને વ્યવહારવાદ વચ્ચેનો તફાવત, જેની સિદ્ધિની દિશામાં પુરુષાર્થને વાળવો જોઈએ તે મૂલ્યોના સ્વીકાર અને તેમને માણસથી જેનું પારખું કરી શકાય એવી

૧. આત્મકથા, પ્રસ્તાવના, પા. ૫.
૨. એ જ, પ્રસ્તાવના, પા. ૬.

કેળવણીની પદ્ધતિનો પુનરુદ્ધાર કરવાને અને પ્રાણવાન બનાવવાને ગાંધીજી ફિલસૂફી તરફ વળશે, એવી આપણે આશા રાખીએ

ગાંધીજીની ફિલસૂફીના કાળજીપૂર્વકના અભ્યાસથી માલૂમ પડશે કે, તેમની કેળવણીની ફિલસૂફીમા પ્રકૃતિવાદ, ધ્યેયવાદ અને વ્યવહારવાદ એક બીજાના વિરોધી નહીં પણ એકબીજાના પૂરક છે, એમા ધ્યેયવાદ પાયાની વસ્તુ છે અને પ્રકૃતિવાદ તથા વ્યવહારવાદ કેવળ પૂરક છે રૂસોની ફિલસૂફીમા કેળવણીના પરસ્પર વિરોધી સિદ્ધાંતોનો સગમ નથી થયો! ગાંધીજીની કેળવણીની ફિલસૂફી પ્રકૃતિવાદી છે, કારણ કે, બાળપ્રકૃતિને તે પૂરેપૂરી ગણતરીમા લે છે અને તેના અભ્યાસ પર ભાર મૂકે છે તેની ભૂમિકામા તે પ્રકૃતિવાદી છે, તેના ઉદ્દેશમા ધ્યેયવાદી છે અને તેની પદ્ધતિમા તથા કામના કાર્યક્રમમા વ્યવહારવાદી છે તેમની ફિલસૂફીની એક બાજુને મહત્ત્વ આપવુ અને તેની બીજી બાજુઓની ઉપેક્ષા કરવી, એ તેનો એક જ ભાગ જોવો અને તેને સમગ્ર વસ્તુ તરીકે લેખવી, એના જેવુ છે કેળવણીના ફિલસૂફ તરીકેની ગાંધીજીની સાચી મહત્તા એ હકીકતમા રહેલી છે કે, પ્રકૃતિવાદ, ધ્યેયવાદ અને વ્યવહારવાદ વગેરે પ્રધાન વિચારસરણીઓ તેમની ફિલસૂફીમા અલગ અલગ કે સ્વતંત્ર રીતે નથી રહેતી, પણ એ બધી એકબીજીમા ભળી જઈને એકરૂપ બની જાય છે અને આજની જરૂરિયાતો પૂરી પાડે તથા માનવીના આત્માની ઊચામા ઊચી આકાક્ષાઓ સતોષે એવા કેળવણીના સિદ્ધાંતને જન્મ આપે છે પાયાની કેળવણીની યોજના નહીં પણ આ તેમની સૌથી મહાન સિદ્ધિ છે

## ૧૦

# ગાંધીજીની કેળવણીની ફિલસૂફીની કેટલીક મૂળભૂત બાજુઓ

આગળનાં પ્રકરણોમાં આપણે ગાંધીજીની ફિલસૂફીની મૂળભૂત બાજુઓ વિષે ઊડતો ઉલ્લેખ કર્યો છે. આપણે જોયું કે, ગાંધીજીની ફિલસૂફી મનના તુક્કાઓ કે કલ્પનાઓની પેદાશ નથી, પણ માનસશાસ્ત્રના ક્ષેત્રના અભ્યાસના છેલ્લામાં છેલ્લા સંશોધનથી જેને સમર્થન મળ્યું છે એવી માનસશાસ્ત્રીય હકીકતો પર તેનું મંડાણ છે. સાથે સાથે તેની સામાજિક તથા આર્થિક બાજુઓનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. હવે અમે, કેળવણીના ક્ષેત્રમાં ગાંધીજીનો ફાળો શો છે તે નક્કી કરવા માટે, ગાંધીજીની કેળવણીની ફિલસૂફીની એ મૂળભૂત બાજુઓની કંઈક વિસ્તારથી ચર્ચા કરવા ધારીએ છીએ.

### માનસશાસ્ત્રીય બાજુઓ

ગાંધીજીને, પ્રચલિત અર્થમાં માનસશાસ્ત્રના અભ્યાસી ન કહી શકાય એ ખરું, પરંતુ આચરણ દ્વારા વ્યક્ત થતા માનવસ્વભાવના તેઓ સૂક્ષ્મ અભ્યાસી હતા અને માનસશાસ્ત્રનાં આધુનિક વલણો સાથે તદ્દન સુસંગત એવા નિર્ણયો પર આવ્યા હતા.

માણસ માટે કેટલી અને કેવા સ્વરૂપની કેળવણી શક્ય છે એ તેની માનસિક સાધનસામગ્રીથી નક્કી થાય છે અને કેળવણીનો સિદ્ધાંત તથા વ્યવહાર માણસના વર્તનના સ્વરૂપ અનુસાર ઘડાય છે. શક્તિઓ અને વલણોના રૂપમાં માણસને કેટલીક સાધનસામગ્રી જન્મથી જ વારસામાં મળે છે. એ વસ્તુ, વ્યક્તિ તેમ જ સમાજના હિતને અર્થે કેળવણી જે અનેકવિધ સુમેળ સાધવાનો પ્રયત્ન કરે છે તેના પાયા તરીકે કામ આપે છે. કુદરતી રસો અને ભાવનાની પ્રેરક શક્તિ શીખવાની પ્રક્રિયાને કેવી રીતે ઉત્તેજી શકે, શીખવાની પ્રક્રિયાના પ્રમાણ તથા ગુણ ઉપર પરિસ્થિતિની કેવી અસર થાય છે, વ્યક્તિઓ તેમની શીખવાની શક્તિમાં કેવી રીતે એકબીજાથી જુદી પડે છે, કઈ પ્રવૃત્તિઓ દ્વારા ચિત્ત સૌથી સારી રીતે જ્ઞાન સંપાદન કરી શકે તથા સંઘરી રાખી શકે અને લાલિત્યપૂર્ણ,

હલનચલનોમાં, સુરુચિપૂર્ણ મૂલ્યાંકનોમાં, અને સંગીન પ્રવૃત્તિઓમાં લાગણીઓ કેવી રીતે વ્યક્ત થાય છે, એ બધામાં કેળવણીનો માનસશાસ્ત્રી રસ ધરાવે છે. આ કેટલાક એવા મુદ્દાઓ છે જેને અંગે કેળવણીકાર, કેળવણીની કોઈ પણ સંગીન યોજના માટે માનસશાસ્ત્રીય માહિતી ખોળે છે.

ગાંધીજી બાળકોનાં મગજોને જાગ્રત કર્યા વિના તથા તેમને વિકસાવ્યા વિના, તેમાં દરેક પ્રકારની માહિતી ઠાંસી ઠાંસીને ભરવાની વિરુદ્ધ હતા. માનવસ્વભાવ વિષેની તેમની ઊંડી સમજને કારણે તેઓ એમ માનતા થયા કે, બાળક પ્રવૃત્તિ દ્વારા બૌદ્ધિક પ્રગતિ કરી શકે. પ્રવૃત્તિ માટેનું બાળકનું સહજ વલણ કેળવણીનો પાયો છે. તેઓ કેવળ પ્રવૃત્તિને ખાતર પ્રવૃત્તિમાં માનતા નથી. તેમના અભિપ્રાય પ્રમાણે, જેના દ્વારા બાળકની માનસિક, શારીરિક અને આધ્યાત્મિક શક્તિઓ ખીલવવાની હોય તે પ્રવૃત્તિ, કેવળ ગૌણ પ્રવૃત્તિ નહીં પણ હાથ-ઉદ્યોગ કે શારીરિક કામ જેવી કેન્દ્રીભૂત, હેતુપૂર્ણ પ્રવૃત્તિ હોવી જોઈએ. તેઓ કહે છે :

> 'હવે આપણે 'રુક જાઓ'નો પોકાર કરીએ અને શારીરિક કામ દ્વારા બાળકને યોગ્ય કેળવણી આપવા પર બધી શક્તિ વાપરીએ. શારીરિક કામ એ ગૌણ પ્રવૃત્તિ ન હોય, પણ બૌદ્ધિક શિક્ષણનું મુખ્ય સાધન હોય.'[1]

તેમની પ્રવૃત્તિ પાશ્ચાત્ય લોકોના ખ્યાલ પ્રમાણે કેવળ રમત નથી પણ આર્થિક દૃષ્ટિએ કમાણી કરનાર પ્રવૃત્તિ છે. એવી પ્રવૃત્તિ દ્વારા તેઓ કેળવણી આપવાનું તેમ જ સાથે સાથે બેકારી નિર્મૂળ કરવાનું તાકે છે. તેઓ લખે છે, 'તમારે છોકરાઓને એક યા બીજા ધંધાની તાલીમ આપવી જ રહી. આ ખાસ ઉદ્યોગની આસપાસ તમે એનાં મગજ, શરીર, અક્ષર, કલાવૃત્તિ વગેરેની કેળવણી ગોઠવશો.'[2]

આમ ગાંધીજી, બાળકના રસો તથા પ્રધાન અભિરુચિઓને અપીલ કરે એવી તેની શારીરિક અને રચનાત્મક પ્રવૃત્તિથી આરંભ કરે છે. આપણે જોઈ ગયા કે, લૉક, રૂસો તથા પેસ્ટેલોઝી પણ કેળવણીની એક મહત્ત્વની આનુષંગિક વસ્તુ તરીકે, કોઈક પ્રકારના શારીરિક શ્રમમાં માનતા હતા. પેસ્ટેલોઝીએ પરડોન આગળની તેની સંસ્થામાં ઔદ્યોગિક શિક્ષણની

૧. હરિજન, ૧૮-૯-'૩૭
૨. એ જ, ૧૮-૯-'૩૭

જોગવાઈ કરી હતી. એ સંસ્થામાં શારીરિક કામના લાભોનો ઉલ્લેખ કરતાં માર્ક-ઍન્ટની જુલિયન લખે છે:

'શારીરિક દૃષ્ટિથી જોતાં, સંસ્થામાં મળતું ઔદ્યોગિક શિક્ષણ શરીરની તાકાત વધારે છે, તેને મજબૂત બનાવે છે અને તેને થાક સહેવાને યોગ્ય બનાવે છે. વિદ્યાર્થીઓને તે કૌવત અને નિપુણતાની સામાન્ય ટેવો આપે છે, જે સમાજ-જીવનમા તેમને જુદા જુદા ઉદ્યોગો અને ધધાએ કરવાના આવે છે તેમા ઉપયોગમાં આવે છે.

'બૌદ્ધિક દૃષ્ટિથી જોતા, સંસ્થામાં આપવામાં આવતી કેળવણી, જુદી જુદી કુદરતી વસ્તુઓને માણસની જરૂરિયાતો પૂરી પાડવાને તથા તેના ઉપયોગમાં લેવા માટે આવશ્યક સઘળુ મૂળભૂત જ્ઞાન વિદ્યાર્થીઓને આપે છે. ગણિત, સંખ્યાઓનું શાસ્ત્ર અથવા ગણિતશાસ્ત્ર અને આકૃતિઓનું શાસ્ત્ર અથવા ભૂમિતિની ત્રણ પ્રાથમિક શાખાઓનું, અને આલેખનનુ શિક્ષણ મળીને, એકીસાથે સામાન્ય સમજને અને અવલોકનશક્તિને, આખ તથા ચિત્તની ઝડપ અને સચોટતાને પૂર્ણ બનાવે છે, એ વિદ્યાર્થીઓને અચૂક અને નાજુક સ્પર્શ બક્ષે છે, કુદરતને તેમના હેતુઓને અર્થે અમુક અંશે વાળવા માટે, તેમની જરૂરિયાતો પૂરી પાડવામા તેને કામે લગાડવા માટે, તેની સઘળી પેદાશોનો ઉપયોગીપણે અને ચતુરાઈપૂર્વક ઉપયોગ કરવા માટે અમુક પ્રકારની દક્ષતા આપે છે, એ બાહ્ય વસ્તુઓને અથવા તેમના પોતાના જ્ઞાનને, ખોળી કાઢવા એકત્ર કરવાની અને પોતાના લાભને અર્થે અથવા સમાજના ફાયદાને અર્થે ઉપયોગમા લેવાની જુદી જુદી રીતોને જોડવા માટેની ખાસ શક્તિ આપે છે. એ પદ્ધતિ જુદા જુદા ધધાઓમા વપરાતાં જુદા જુદા યાંત્રિક સાધનોનો ઉપયોગ કરવા માટે શરીર તથા હાથોને તૈયાર કરે છે અને મગજને તેમના કરવામા આવેલા ઉપયોગોનુ મૂલ્ય આંકવાને સમર્થ બનાવે છે. તેની સાથે સાથે જ તે, કોઈ પણ ઉદ્યોગ કરતા તેને સૂઝી આવે એવું

માનસશાસ્ત્રની દૃષ્ટિથી જોતા શરીરશ્રમના લાભો દર્શાવવા માટે અમે ઉપરનો ફકરો આખો ટાંક્યો છે શરીરશ્રમમાથી ઉદ્ભવતા આ બધા લાભો ગાધીજી પોતાની સ્વયપ્રેરણાથી જાણતા હતા તેઓ શિક્ષણના માધ્યમ તરીકે સૂચવે છે તે શારીરિક પ્રવૃત્તિ બાળકને સ્વાવલબી બનાવે છે એટલુ જ નહીં પણ તેને એમાથી નીચેના લાભો મળે છે

## ૧ શરીરનો વિકાસ

કોઈ પણ હાથઉદ્યોગ કરતા બાળક તેના સ્નાયુઓ હલાવે છે, તેમનો ઉપયોગ કરે છે અને તેમને વધારે મજબૂત તથા ચપળ બનાવે છે તેનું સ્નાયુબળ અદરથી ઉદ્ભવતી વ્યક્તિગત તાકાત અને બહારથી આવતા પ્રતિરોધ વચ્ચેના વિરોધથી વિકસે છે સ્નાયુઓનું એક કાર્ય પરિસ્થિતિ સાથે વ્યક્તિનો અને વ્યક્તિ સાથે પરિસ્થિતિનો સુમેળ સાધવાનુ છે શારીરિક કામ આ જરૂરિયાત સતોષે છે અને બાળકના સ્નાયુબળને તેનુ સ્વાભાવિક હેતુ પાર પાડતું કરે છે

બને છે કે, શારીરિક શ્રમ બાળકને ઝીણવટપૂર્વક જોવાની, વિગતો પર ધ્યાન આપવાની અને સાચી રીતે માપ કાઢવાની ટેવ પાડે છે અને આ તેની અવલોકનશક્તિને વિકસાવે છે શારીરિક કામ, સ્નાયુની ક્રિયાનો મગજના પ્રતાપ સાથે સુયોગ સાધીને તથા જુદા જુદા ભૌતિક બળો અને તેની પાસેના સાધનો વચ્ચેના નક્કર સમધોની તુલના કરવાને પ્રેરીને, તેના બૌદ્ધિક વિકાસને પણ ઉત્તેજે છે તે તેની કલ્પનાશક્તિને પણ ખીલવે છે, કારણ કે, તે શું બનાવવા ધારે છે તેનો તેણે અગાઉથી ખ્યાલ કરવો જોઈએ તે તેની ચિંતનશક્તિને વિકસાવે છે અને બધી ઇન્દ્રિયો તથા બધા અવયવોને કામે લગાડીને શક્તિઓના સુયોજનને ઉત્તેજન આપે છે એ બાળકની શોધકશક્તિને પણ જાગ્રત કરે છે તેના બુદ્ધિચાતુર્ય તથા તેની ખત વ્યક્ત કરનાર કંઈક વસ્તુ ખોળી કાઢવામા કે નિર્માણ કરવામા તેને કેટલો બધો આનદ પડે છે તે આપણે જાણીએ છીએ વળી, બાળકની પોતાની મજૂરીથી જે કંઈ પેદા થાય છે તે તેનામા સ્વરૂપનો ખ્યાલ જાગ્રત કરવામા તથા સૌદર્યની દૃષ્ટિ વિકસાવવામા ફાળો આપે છે

'શારીરિક કામ અને મગજનુ તત્ર' એ મથાળા નીચેના લેખમા ઇગ્લડનો અગ્રગણ્ય માનસશાસ્ત્રી જે સૉન્ડર્સ શારીરિક પ્રવૃત્તિની મગજ પર થતી અસરો નીચે પ્રમાણે સમજાવે છે

'૧ શારીરિક કામ અને મગજના તત્ર વચ્ચે ચોક્કસ સબધ રહેલો છે

'૨ મગજમા કેટલાક એવા કેન્દ્રો હોય છે જે જુદા જુદા હલનચલનોના સયોજનોનુ નિયમન કરે છે નવા હલનચલનો કરવાનો જેમ જેમ પ્રયાસ કરવામા આવે છે તેમ તેમ નવા નવા કેન્દ્રો સક્રિય બને છે જ્ઞાનતતુની કેટલીક ક્રિયાઓ વત્તાઓછા પ્રમાણમા સહજ બની જાય છે એ રીતે જ્ઞાનતતુના નવા માર્ગો શરૂ થાય છે અને રૂઢ બની જાય છે તથા મગજના જુદા જુદા કેન્દ્રો વચ્ચેના જોડાણો વધારે સ્પષ્ટ અને વધારે પ્રબળ બને છે

છે, કારણ કે તે ખરેખર કુદરત પોતે બાળકને જે રસ્તે લઈ જવાનો પ્રયત્ન કરે છે તે જ એકમાત્ર રસ્તો છે[1]

ગાંધીજીની કેળવણીની ફિલસૂફીનાં માનવીના શરીરશાસ્ત્ર તથા માનસશાસ્ત્રમાં ઊંડાં મૂળ છે એ હવે સમજી શકાશે ગાંધીજી એવા વિચારના છે કે, 'દરેક હાથઉદ્યોગ આજે શીખવાય છે તેમ જડ યંત્રવત્ નહીં પણ શાસ્ત્રીય રીતે શીખવાવો જોઈએ, એટલે કે, બાળકને દરેક ક્રિયા શા માટે કરવામાં આવે છે તે સમજાવવું જોઈએ'[2] ડૉ એડૉલ્ફ ફેરિયર પણ એ વિષે એવા જ વિચારો ધરાવતા હતા અને બાળક યંત્રવત્ આરંભ કરે એ તેમને પસંદ નહોતું

'જે એક્રિવિટી સ્કૂલનો મૂળભૂત વિચાર તથા તેની ભાવના સમજ્યો છે — રમો જમત દરીને સાહજિકતાની ખિલવણી પ્રગતિના નિયમને અપાતો મુક્ત અવકાશ જે બાળક પ્રયાસ અને ભૂલ દ્વારા તથા કુદરતી પીઠબળ દ્વારા તેની અસલ અણવિકસિત અવસ્થામાંથી નિપુણતા અને સચોટતા અથવા અચૂકતાની દિશામાં પોતાનો વિકાસ સાધે એમ માગે છે — તે માણસ ગતિઓના શાસ્ત્રથી કાયા માપના ગુણદોષોના તથા ઓજારો કેવી રીતે વાપરવા તેના વિવરણથી આરંભ નહીં કરે ઘણા પાછળના વખત સુધી જે ઉપયોગી થઈ શકે નહીં એવી પ્રક્રિયાઓ પર તેઓ બાળકને યંત્રવત્ અને અતિશય ધીમે પગલે લઈ નહીં જાય બીજા શબ્દોમાં કહીએ તો તેની કાર્યપદ્ધતિ તાર્કિક નહીં પણ માનસશાસ્ત્રીય હશે એ તાત્ત્વિક, એટલે કે બહારથી અંદર કામ કરતી નહીં હોય પણ બાળકની જરૂરિયાતોને અંદરથી બહાર વ્યક્ત થવા દેશે તે વાતાવરણ પેદા કરવા પૂરતી અનુકરણને ઉત્તેજન આપે એવી આસપાસની ટેકનિકલ પરિસ્થિતિ પેદા કરવા પૂરતી સીમિત રહેશે અને વધારેપડતા ગંભીર કુદરતી બળો ખોટી દોરવણીઓ જેવા અકસ્માતો સામે તકેદારી રાખશે બાળક ધ્યેયની ઉત્કૃષ્ટતાને તેની સિદ્ધિને અર્થે ઉપયોગમાં લેવામાં આવતાં સાધનોની ઉત્કૃષ્ટતાને અધીન બનાવનાર કાર્યકારણના નિયમને સમજે નહીં ત્યાં સુધી તે ઉમેદવારપણાનું રહસ્ય સમજવાની સ્થિતિમાં નથી હોતું'[3]

બાળક રમત અને અનુકરણની ક્રિયાઓથી આરંભ કરે છે અને એવી અવસ્થાએ પહોંચે છે જ્યારે કંઈક ઉપયોગી વસ્તુ બનાવવાનું તેને ગમે છે ગાંધીજી બાળકની પ્રકૃતિમાં જડાઈને રહેલા આ વલણનો ઉપયોગ

1 ધી એક્ટિવિટી સ્કૂલ, પા ૧૦૨–૩
2 હરિજન, ૩૧–૭–૩૭
3 ધી એક્ટિવિટી સ્કૂલ પા ૧૦૩–૪

કરવાનુ તાકે છે. બાળક સાત વરસની ઉંમરે પાયાની શાળામાં દાખલ થાય છે ત્યારે તેની આસપાસની પરિસ્થિતિ ધ્યાનમા લઈને પસંદ કરવામાં આવેલો પાયાનો ઉદ્યોગ તે શીખવા લાગે છે. ગાંધીજી બાળકના જીવનમા રમતની ઉપયોગિતાનો ઇન્કાર નથી કરતા, પરંતુ તેઓ માને છે કે, બાળક પાયાની શાળામાં દાખલ થાય છે ત્યારે તેના રમવાના વલણે નિશ્ચિત સ્વરૂપ ધારણ કરવું જોઈએ. બીજા શબ્દોમા કહીએ તો, પાયાનો ઉદ્યોગ રમતની રીતે કરવો જોઈએ રમત તેના નિશ્ચિત સ્વરૂપોમા, કેવળ મિથ્યા પ્રવૃત્તિ ન બનવી જોઈએ, પણ તે ઉદ્યોગની ક્રિયા સાથે એકરૂપ બની જવી જોઈએ આ રીતે તે શિક્ષણનું માધ્યમ તેમ જ કમાણીનુ સાધન પણ બની જશે અને બાળક ભણતા ભણતા કમાતુ પણ થશે. રમતના બધા માનસશાસ્ત્રીય સિદ્ધાંતો તકલીથી કાતવાના ગાંધીજીના ખ્યાલમાં પોતાનું સગમસ્થાન પામે છે

હર્બર્ટ સ્પેન્સરના મત પ્રમાણે, રમત બાળકની વધારાની તાકાતનો આવિર્ભાવ છે આ અમુક પ્રમાણમા સાચુ હોઈ શકે માનસશાસ્ત્રીઓ સંમત થાય છે કે, વધારાની શક્તિને આત્મિક શક્તિના અર્થમાં સમજવી જોઈએ આપણી વૃત્તિઓ તેના ઊગમસ્થાનો છે કાંતણને તકલીના રૂપના તેના સાધન સાથેની એક પ્રકારની રમત તરીકે લેખવુ જોઈએ. એના દ્વારા બાળકની વૃત્તિઓની વધારાની શક્તિને માર્ગ કરી આપી શકાય. તેની ઝઘડાળુ અને પોતાનું ધતુપ પુરવાર કરવાની વૃત્તિઓને, જ્યારે તે બીજા વિદ્યાર્થીઓ સાથે કાતણની હરીફાઈ કરે છે અને તેમના કરતા વધારે સારું સૂતર કાતે છે ત્યારે, માર્ગ મળે છે જ્યારે તે તકલી, કપાસ, સૂતર, કાપડ અને તેમની સાથે સકળાયેલી પ્રક્રિયાઓ વિષે જ્ઞાન મેળવે છે ત્યારે કુતૂહલની તેની વૃત્તિને માર્ગ મળે છે તેણે તૈયાર કરેલી વસ્તુઓના માલકીપણાની લાગણી તે અનુભવે છે ત્યારે તેની પરિગ્રહની વૃત્તિના આવિર્ભાવ માટે માર્ગ મળે છે. પોતે કાંઈક નવી વસ્તુ પેદા કરી છે અથવા બનાવી છે એવી તેની લાગણી રચના કરવાની તેની વૃત્તિને સતોષે છે. કાતણ કેવળ વેઠની કક્ષાએ ઊતરી ન જાય એની કાળજી રાખવામા આવે તો, અણગમો, વશ વર્તવુ, ખોરાક ખોળવો વગેરે બીજી વૃત્તિઓમાથી ઉદ્ભવતી શક્તિને પણ તેના દ્વારા માર્ગ મળે છે, એ બતાવી આપી શકાય એમ છે. જીવતા જીવના જીવનમા ખોરાક ખોળવાની વૃત્તિનું

મહત્વ જેટલું આકીએ એટલું ઓછું છે ગાંધીજી પ્રજાની નાડ બરાબર સમજતા હતા તેઓ જાણતા હતા કે, આપણા ભૂખમરો વેઠતા કરોડો પ્રજાજનોની ખોરાક મેળવવાની વૃત્તિ પ્રથમ સતોષવાની જરૂર છે એ પછી જ તેઓ ભૌતિક કે આધ્યાત્મિક બીજી કોઈ પણ પ્રવૃત્તિ ઉપાડી શકશે એથી કરીને, તેમની ઉત્પાદક પ્રવૃત્તિને જાગ્રત કરે એવી કઈક વસ્તુની તેમને જરૂર છે આ રીતે કાતણ, માનવસ્વભાવની મૂળભૂત વૃત્તિઓને અપીલ કરે અને વધારાની આત્મિક શક્તિને માર્ગ કરી આપવા માટે પૂરતો અવકાશ આપે એવી પ્રવૃત્તિ છે

મેનેબ્રેન્શ અને કાર્લ ગ્રૂઝ માને છે કે, રમત પ્રૌઢ જીવનની ગભીર સ્વરૂપની પ્રવૃત્તિઓની આગાહી કરે છે તેઓ એવા નિર્ણય પર આવે છે કે, રમતનું સારતત્ત્વ માટેની તેની જૈવિક ઉપયોગિતા છે તેઓ એમ, વૃત્તિઓની ગભીર ઉપયોગ માટે જરૂર પડે તે પહેલા તેમનો ઉપયોગ થતો જુએ છે તેમને મન રમત બાળકની ભવિષ્યની જરૂરિયાતોની હમેશા આગાહી કરે છે ગાધીજીએ કહ્યા પ્રમાણેનો પાયાનો ઉદ્યોગ પણ બાળકને જીવન સગ્રામ માટે તૈયાર કરે છે હાથઉદ્યોગ રમતની રીતે કરવાનો હોઈ ને એ કેળવણીની કુદરતી રીત બની જાય છે બાળક કાતે છે ત્યારે તે પોતાના શરીર પર કાબૂ જમાવે છે, પોતાની બુદ્ધિશક્તિનો ઉપયોગ કરે છે અને તેના પ્રૌઢ અવસ્થાના જીવનમાં કેન્દ્રસ્થાન રોકનારા રસો તે ખોળી કાઢે છે ઉદ્યોગ તેને પ્રૌઢ અવસ્થાના ગભીર વ્યવસાય માટે તૈયાર કરે છે

પ્રોફેસર સ્ટેન્લી હૉલ માને છે કે, બાળક તેના પ્રૌઢ જીવનની ગભીર પ્રવૃત્તિઓનુ પૂર્વાચરણ કરે છે તેના કરતા વિશેષે કરીને તેના દૂર દૂરના પૂર્વજોની પ્રવૃત્તિઓનુ પુનરાવર્તન કરે છે તે રમતને આગાહીરૂપ કરતાં

લડાઈ કરે છે' ગાધીજી સચિત થયેલી અથવા રૂધાયેલી આત્મિક શક્તિને હાથઉદ્યોગો દ્વારા માર્ગ કરી આપવાની જોગવાઈ કરે છે હાથઉદ્યોગો તેમને મન રમતનુ સૌથી શિષ્ટ અને ઇચ્છવાજોગ સ્વરૂપ છે 'તકલી રમવા માટેનુ સરસ રમકડું છે તે ઉત્પાદક છે તેથી કરીને રમકડું નથી એમ નથી.'[૧]

આ રીતે આપણે જોઈએ છીએ કે, ગાધીજીનો હાથઉદ્યોગ રમત વિષેના બધા સિદ્ધાતોનુ મિલનસ્થાન બને છે વધારાની શક્તિનો અર્થ જો આપણે આપણી વૃત્તિઓ તથા ભાવનાની શક્તિઓ કરતા હોઈએ તો વધારાની શક્તિના સિદ્ધાતને માર્ગ કરી આપનાર સિદ્ધાત સાથે બધ બેસતો કરી શકાય પરતુ વૃત્તિઓ, આપણા પ્રાગૈતિહાસિક પૂર્વજો પાસેથી આપણને વારસામા મળેલા અમુક પ્રવૃત્તિઓ માટેના આપણા વલણો છે આ આપણને રમતના સૂચકતાના સિદ્ધાત તરફ લઈ જાય છે એ સિદ્ધાત પ્રમાણે રમત આ વૃત્તિઓની શક્તિને નિરુપદ્રવી રીતે માગ કરી આપવાનુ સાધન છે અન્યથા દબાઈ જવાને તરફ પ્રેરાતી ભાવનાઓનો માર્ગ કરી આપવો એ જીવનની દૃષ્ટિથી ઉપયોગી છે અને બાળકને તે સભ્ય સ્વરૂપના પ્રૌઢ અવસ્થાના જીવન માટે તૈયાર કરે છે એથી કરીને, રમતની રીતે કરવામા આવતા હાથઉદ્યોગો એકી વખતે પૂર્વજોની પ્રવૃત્તિઓનુ પુનરાવર્તન છે અને બાળકની પ્રૌઢ અવસ્થાની પ્રવૃત્તિઓની આગાહી છે, એવુ અનુમાન તારવવુ ઉચિત છે તેઓ તેની વૃત્તિઓની વધારાની શક્તિને માર્ગ કરી આપવા માટેના સાધનો પણ છે એ શક્તિને જો રૂધી રાખવામા આવે તો તેના બાળકને માટે તેમ જ સમાજને માટે વિનાશકારી પરિણામો આવે ગાધીજીએ રમતની કોટિએ ચડાવેલો ઉદ્યોગ એ કેળવણીની કુદરતની રીત છે, એવા અમારા મતવ્યને બીજા સિદ્ધાતોનુ સમર્થન પણ મળે છે કેળવણીનુ એક પ્રધાન કાર્ય વૃત્તિઓની શક્તિને ઊર્ધ્વગામી કરવાનુ તથા જુદી દિશામા વાળવાનું છે. આ હાથઉદ્યોગો દ્વારા બહુ જ સરસ રીતે થાય છે પરતુ શરત એટલી કે, તે રમતની ભાવનાથી કરવા જોઈએ ખુદ પ્રવૃત્તિમા એવુ કશુ નથી જેને કારણે તેને રમત અથવા કામ કહી શકાય કામ અને રમત વચ્ચેનો ભેદ ખુદ પ્રવૃત્તિઓમા નથી રહેતો, પરતુ તે આચરનારના તેના પ્રત્યેના વલણમા રહેલો છે જે કાતણ કારખાનામા કામ છે તે પાયાની શાળામા રમત છે કોઈ પણ પ્રવૃત્તિ

૧. એજ્યુકેશનલ રીકન્સ્ટ્રક્શન, પા ૬૩

આપણે આનંદપૂર્વક અને સહજપણે કરીએ ત્યારે તે પ્રવૃત્તિ આપણે માટે રમત છે, બીજાને માટે તે ચાહે તે હોય કાંતણ અથવા કહો કે, કોઈ પણ પાયાનો ઉદ્યોગ, બાળકની સંપૂર્ણ સ્વઅભિવ્યક્તિને અવકાશ આપનાર આવી આનંદપૂર્ણ, સહજ અને સર્જક પ્રવૃત્તિ છે

બાળક ઉદ્યોગ કરવામા — જે તેને માટે રમત છે — પરોવાયુ હોય ત્યારે તે ખોળશે, ફંફોસશે, કામ કરશે, મુશ્કેલીઓ વિચારી કાઢશે અને તેની સામે ઝૂઝશે શુ થઈ શકે અને શુ ન થઈ શકે, એ તે અનુભવ દ્વારા શીખશે અને સામગ્રી હાથ ધરવામા તે નિપુણતા પ્રાપ્ત કરશે નિપુણતા અને હાથની હથોટી અને સચોટતા એકબીજાના પૂરક બનશે, કામ આગળ ચાલે તેમ તેમ તે એકબીજાના વિકાસમા ફાળો આપશે

માનસશાસ્ત્રીઓ એમ માને છે કે, આરભના થોડા વરસો બાકીના સમય કરતા વધારે મહત્ત્વના છે બાળકના વ્યક્તિત્વનો પાયો તેના જીવનના આરભના થોડા અઠવાડિયા તથા વરસોમા માબાપની ઉછેર, ઘર અને આસપાસની પરિસ્થિતિ દ્વારા તથા તેના સામાજિક સબધો અને અનુભવો દ્વારા નખાય છે બાળક શક્તિના વહેતા ઝરણા જેવુ હોય છે, તે વિકસતુ જાય છે અને તેની આસપાસ જેઓ હોય તેમની ઇચ્છા અને ઉછેરને અનુકૂળ થતું જાય છે એટલા માટે, શાળા, સમાજ તથા રાજ્યે, બાળકના આરભના વરસો દરમ્યાન તેના વિકાસની સભાળ રાખવાનો કુટુબ પ્રયાસ કરે તેમાં તેને સહકાર આપવો જોઈએ કારણ કે, હિટલર જેવુ દુર્લક્ષ પામેલુ અથવા ખરાબ ઉછેરનો ભોગ બનેલું બાળક, યુગયુગાન્તરો દરમ્યાન સચિત થયેલા સસ્કૃતિ અને મૂલ્યોના સઘળા અમૂલ્ય ભડારો સહિત સમગ્ર માનવજાતનો નાશ કરવાને પૂરતુ છે ગાધીજીને આ હકીકતની પ્રતીતિ થઈ હતી અને તેથી તેઓ બાળકોના યોગ્ય ઉછેર પર ભાર મૂકે છે તેઓ કહે છે

> 'આપણામા એવો વહેમ છે કે, પહેલાં પાચ વરસ બાળકને કેળવણી પામવાપણુ હોતુ નથી ખરી વાત એ છે કે, પહેલા પાંચ વર્ષમા બાળક જે પામે છે તે પછી પામતું જ નથી બાળકની કેળવણી માતાના ઉદરમાથી શરૂ થાય છે એમ હૂં અનુભવથી કહી શકુ છુ ગર્ભાધાન કાળથી માતાપિતાની શારીરિક તેમ જ માનસિક સ્થિતિની અસર બાળક ઉપર પડે છે ગર્ભકાળની માતાની પ્રકૃતિ,

માતાના આહારવિહારના સારામાઠા ફળનો વારસો લઈ બાળક જન્મે છે જન્મ્યા પછી તે માતાપિતાનુ અનુકરણ કરતું થઈ જાય છે, અને જાતે અપગ હોવાથી તેના વિકાસનો આધાર માતાપિતા ઉપર રહે છે'[1]

વર્ધા યોજના ચૌદ વરસની ઉંમર સુધી કેળવણી લઈ જાય છે અને એ રીતે, બાળકના વિકાસના ઉત્તર બાલ્યાવસ્થા અને યૌવનકાળના મહત્ત્વના તબક્કાઓ દરમ્યાનની કેળવણીનો સવાલ ઉકેલે છે આ સવાલ ઉકેલવા માટેના પ્રયત્નો, કેળવણીમા વીસમી સદીના માનસશાસ્ત્રીય વલણનું સૌથી પ્રધાન લક્ષણ છે અને ગાધીજીની યોજના એ ઉકેલવાનુ તાકે છે તે તેનું સુખદ લક્ષણ છે જુદા જુદા અભ્યાસના વિષયોનો અનુબધ સાધનાની કૃત્રિમ પદ્ધતિઓને બદલે, વર્ધા યોજના આવા અનુબધનુ મડાણ આધુનિક માનસશાસ્ત્રીય સશોધનોના પાયા પર કરે છે ગાધીજીની કેળવણીની યોજનાની માનસશાસ્ત્રીય અને આર્થિક બાજુઓની ચર્ચા કરતા રેવ ટી એન સીક્વેરિયા આ પ્રમાણે કહે છે

'માનસશાસ્ત્રની દૃષ્ટિથી જોતા આ સગીન પદ્ધતિ છે એની કોઈ પણ ના પાડશે નહીં કરવા દ્વારા શીખવાનુ તથા (ધનિક દેશોની ફેશનેબલ 'રમતની રીતે') નકામી વસ્તુ નહીં પણ જેમાથી થોડી કમાણી થાય અને જે શીખતા શીખતા બાળકને કમાણી કરવાનો આનદ આપે એવી વસ્તુ બનાવવાનુ આગ્રહનુ પગથિયુ સ્વાભાવિક અને હિંદની ગરીબાઈની જેમના પર એવી તો ઊડી અસર થઈ હતી કે દક્ષિણ આફ્રિકાના તેમના દિવસોથી માડીને જેમણે વિચારપૂર્વક કદી પણ ઊંચી જાતનો ખોરાક લીધો નથી, ઊંચી જાતના કપડા પહેર્યાં નથી તથા ઊંચી જાતનુ ફર્નિચર વાપર્યું નથી એવા પુરુષની ખાસિયત રૂપ છે એ વસ્તુએ સઘળા હિંદીઓને પોતાના દેશની પારાવાર ગરીબાઈનુ સ્મરણ કરાવ્યુ તથા કેળવણીકારોને તેમની શિક્ષણપદ્ધતિનુ ચણતર આ સાચા અને નક્કર પાયા પર કરવાની ફરજ પાડી

ઝાકીર હુસેન સમિતિએ વર્ધા યોજનાની માનસશાસ્ત્રીય બાજુઓની ઝીણવટપૂર્વક સમીક્ષા કરી છે અને આ પ્રમાણે વિધાન કર્યું છે

'માનસશાસ્ત્રની દૃષ્ટિથી એ ઇષ્ટ છે, કેમ કે, કેવળ સાક્ષરી અને તાત્ત્વિક કેળવણીના જુલમમાથી બાળકને તે રાહત આપે છે એવી કેળવણીની સામે બાળકનો ક્રિયાશીલ સ્વભાવ હમેશા વિરોધ ઉઠાવે જ છે, અને તે સારુ

[1] આત્મકથા, પા ૨૦૨

લક્ષણ છે અનુભવના બૌદ્ધિક અને વ્યાવહારિક તત્ત્વોની વચ્ચે ઉદ્યોગ સમતોલ પણ આણે છે, અને શરીર તથા મનને સાથોસાથ કેળવવાનું એને સાધન બનાવી શકાય. એથી બાળકને ઉપરછલ્લું અક્ષરજ્ઞાન (જેનો અર્થ ઘણી વાર છાપેલું વાંચવાની શક્તિ એવો થાય છે, તે બરાબર નથી.) નથી મળતું, પણ અક્ષરજ્ઞાન કરતાં ઘણી વધારે અગત્યની એવી, હાથ અને બુદ્ધિ કંઈક રચનાત્મક કામ માટે વાપરવાની શક્તિ મળે છે. આને 'સમગ્ર મનુષ્યનું અક્ષરજ્ઞાન' (જો એવો શબ્દપ્રયોગ થઈ શકે તો) કહી શકાય.'[1]

વર્ધા યોજના, બાળકોની કેટલીક મૂળભૂત માનસશાસ્ત્રીય જરૂરિયાતોના પાયા પર રચાયેલી છે. તેમની મુખ્ય જરૂર પ્રેમ અને સ્વમાન છે. ગાંધીજી બાળકને બાળ-આરણ્યક અથવા અણવિકસિત મનુષ્ય તરીકે નથી લેખતા પણ તેને દૈવી અંશ ધરાવનાર વ્યક્તિ તરીકે ચાહે છે. શિક્ષક બાળકને સમજે અને તેને ચાહે એવી તેઓ અપેક્ષા રાખે છે. ટૉલ્સ્ટૉય આશ્રમમાં ગાંધીજીએ 'પ્રથમથી જ રિવાજ પાડ્યો હતો કે, જે કામ અમે શિક્ષકો ન કરીએ તે બાળકોની પાસે ન કરાવવું, ને હમેશાં તેમની સાથે સાથે એ જ કામ કરનાર એક શિક્ષક હોય, એટલે બાળકો હોંશથી શીખ્યા.'[2] જ્યારે બાળક કંઈક ઉપયોગી વસ્તુ બનાવે છે ત્યારે ત્યારે તે, કળાની કૃતિ નિર્માણ કરતાં હમેશાં અનુભવાય છે, તેવો આનંદ અનુભવે છે અને એ રીતે તે સ્વાશ્રયી અને આત્મવિશ્વાસી બનવાની દિશામાં પગલાં માંડે છે. પ્રોફેસર કે. ટી. શાહ કહે છે તેમ, 'શારીરિક તાલીમ બાળકની બુદ્ધિ ખીલવે છે અને તેના શરીરના જ્ઞાનતંતુઓના તંત્રને તાલીમ આપે છે એટલું જ નહીં, પણ તેનામાં આત્મવિશ્વાસ પણ પેદા કરે છે.' શારીરિક કામ દ્વારા બાળકમાં પેદા થયેલો આત્મવિશ્વાસ તેનાના સ્વમાનની અને ભવિષ્યની હાડમારીઓની સામે સલામતીની ભાવના પેદા કરે છે. તેને પ્રવૃત્તિની, સમૂહમાં ભાગ લેવાની, તથા તેની આસપાસની પરિસ્થિતિમાં સુવ્યવસ્થાની અને સૌંદર્યની પણ જરૂર હોય છે. વર્ધા યોજનાનું એક મહત્ત્વનું લક્ષણ એ છે કે, તે ઉદ્યોગ પર તથા તેની ભૌતિક અને સામાજિક પરિસ્થિતિઓ પર — એ બધાં તત્ત્વત: અભ્યાસક્રમ માટે કેન્દ્ર તરીકે પરસ્પર સંકળાયેલાં હોય છે — સમતોલભાર મૂકાને બાળપ્રકૃતિની આ બધી પાયાની જરૂરિયાતો સંતોષવાને તાકે છે.

[1] બેઝિક એજ્યુકેશન રીવન્સ્ટ્રક્શન, પા. ૧૧૧.
[2] આત્મકથા, પા. ૩૩૧.

## સામાજિક બાજુઓ

માણસની કેળવણીને શકય બનાવનારા તેના સજીવ પદાર્થ તરીકેના તથા માનસિક ગુણો સામાજિક સમૂહને પણ જન્મ આપે છે અને એ સામાજિક સમૂહ વળી પાછો કેળવણીને આવશ્યક બનાવે છે. વ્યક્તિઓ એકબીજી સાથે હળેમળે તે માટે, એકમેક પર તેમનો પ્રભાવ પડે તે માટે અને તેમની પ્રવૃત્તિઓ એકમેક સાથે ઓતપ્રોત થાય તે માટે સામાજિક સુમેળ જરૂરી થઈ પડે છે. આ બધું વિચારતાં, કેળવણીનો ઉદ્દેશ, સામાજિક કુશળતા અથવા માણસ જન્મ્યો હોય તે સામાજિક પરિસ્થિતિ સાથે પૂરતા પ્રમાણમાં સુમેળ સાધવો એ છે, એમ કહેવામાં આવે છે.

માણસ તત્ત્વતઃ સામાજિક પ્રાણી છે. સમૂહમાં રહેવાની વૃત્તિ એ માનવજાતનું સર્વસામાન્ય લક્ષણ છે. સમૂહજીવન સલામતીને ઉપકારક છે તથા તે સહકારી પ્રવૃત્તિ અને અનુભવના ઉત્તરોત્તર સંચય માટેનું સાધન પૂરું પાડે છે. વળી જેમાં વ્યક્તિ પેદા થાય, પોષણ પામે તથા વિકાસ પામીને સામાન્ય માનવ વ્યક્તિ બને તે માટેનું સાધન પણ તે પૂરું પાડે છે.

સર્જક પ્રવૃત્તિમા પરોવવા જોઈએ આ વસ્તુ શાળામા ઉદ્યોગની જોગવાઈ કરવાથી સાધી શકાય ઉદ્યોગની સામાજિક બાજુ વિષે ચર્ચા કરતા ઝાકીર હુસેન સમિતિ આ પ્રમાણે કહે છે

> "આનો સમાજની દૃષ્ટિથી વિચાર કરીએ કેળવણીમા આવુ વહેવારુ ઉત્પાદક કામ દાખલ થાય અને રાષ્ટ્રના બધા બાળકો એમા ભાગ લે તો આજે હાથપગનો શ્રમ અને બુદ્ધિનો શ્રમ કરનારાઓની વચ્ચે બનેને હાનિકારક એવી જે સુગની દીવાલ છે તે તૂટી પડવામા મદદ મળે. ઉપરાત બાળકમા શરીરશ્રમના ગૌરવની અને મનુષ્યસમાજની એકતાની સાચી ભાવના કેળવવાનો જે એકમાત્ર રસ્તો છે, તે દ્વારા એ ભાવના કેળવાય એ એક અમૂલ્ય નૈતિક લાભ છે"[૧]

જે છોકરાઓ તથા છોકરીઓને ઉપયોગી નાગરિકો બનાવે નહીં એવી કોઈ પણ કેળવણી ગાધીજીને મન સગી ( નથી નાગરિકતાનો આદર્શ વર્ધા યોજનાના મૂળમા રહેલો છે વિદ્યાર્થીઓ લોકોપયોગી સેવાકાર્યોથી પચાયતો તથા સહકારી મડળીઓના સચાલનથી પ્રજાસેવકોની ફરજોથી જિ ના બોર્ડ તથા મ્યુનિસિપાલિટીના બધારણથી મતના ઉપયોગ તથા મહત્ત્વથી તથા પ્રતિનિધિ ધરાવતી સસ્થાઓના વિકાસ તથા તેના મહત્ત્વથી પરિચિત હોય એવી અપેક્ષા રાખવામા આવે છે સત્ય પ્રેમ ન્યાય સહકારી પ્રયાસ રાષ્ટ્રની સુદૃઢતા તથા સમાનતા અને માનવીઓની બિરાદરી વગેરેના આદર્શો પર ખાસ ભાર મૂકવામા આવે છે ગાંધીજીની ફિલસૂફી તત્ત્વત પારમાર્થિક છે અને સમૂહના હિતની પરવા રાખ્યા વિના પોતાનુ હિત સાધવાનું તાકનાર જીવનની ફિલસૂફી સાથે તેમને કશીયે નેવાદેવા નથી એવી કેળવણી બધાની અને શારીરિક તાલીમ દ્વારા આપવી જોઈએ શ્રમના ગૌરવને વિષે તેમને દૃઢ શ્રદ્ધા હોવાથી, તેઓ કહે છે કે ઉદ્યોગો કેળવણી તથા શાળા જીવનનું અવિભાજ્ય અગ હોવુ જોઈએ

પ્રોફેસર ની કે એન મેનન માને છે કે ગાધીજીએ નાગરિકત્વ શબ્દને નવો અર્થ આપ્યો છે નાગરિકત્વના આ નવા મહત્ત્વ વિષે સમજૂતી આપતા તે કહે છે

રનારી કેળવણી દૂષિત છે તેમની યોજના, હરેક પ્રકારના ઉપયોગી કામને ગૌરવશાળી માનનાર તથા પોતાના પગ પર ઊભા રહેવાની તાકાત અને ઇચ્છા વાળા કાર્યકર્તાઓ પેદા કરવાને માટે યોજવામા આવી છે . . . આ રીતે તે શાન સામાજિક ક્રાંતિની પુરોગામી બનશે'[1]

ગાધીજી માને છે કે, બાળકો શાળામા પુસ્તકિયા અનેક વિષયો, જીવન પર તેઓ કશો પ્રકાશ પાડી ન શકે એ રીતે ભણવાના હોય, અથવા કામ તેનુ કારણ સમજ્યા વિના યત્રવત્ કરવાના હોય તો તેઓ શાળા છોડે અને ખેતીવાડી, ઉદ્યોગો, સફાઈ અને એવા બીજા, તેમના કુટુમ્બના તથા પાડોશીઓના કામોમા સક્રિય ભાગ લઈને સમાજસેવા, પરિશ્રમ અને સામાજિક સહકારના પાઠો શીખે, એ બહેતર છે કોઈ ને કોઈ પ્રકારના ઉદ્યોગકામમા પોતાની જાતને રોકનારા બાળકો, પોતાના દેશ પરત્વે જ નહીં પણ સમસ્ત દુનિયા પરત્વે સમાજસેવા અને સામાજિક સમાનતાના પાઠો શીખે છે, કારણ કે, ગાધીજી આખી દુનિયાને એક કુટુમ્બ તરીકે લેખે છે તેમની સઘળી પ્રવૃત્તિઓ અને ચળવળો આ ઉચ્ચ આદર્શથી પ્રેરિત થયેલી છે આ રીતે ગાધીજી, સ્વાર્થીપણુ અને પરિગ્રહપરાયણતાથી વિરુદ્ધ એવુ પ્રેમ અને સમાજસેવાનું કુદરતી જીવન વ્યક્તિ જીવે એવી કેળવણી તેને આપવાને તાકે છે

'ઓછામા ઓછુ શાસન કરે એવી સરકાર'નો અતિમ આદર્શ પોતાની સમક્ષ રાખીને ૧૯૫૦ના જાન્યુઆરીની ૩૦મી તારીખે નવી દિલ્હી ખાતે એકઠા મળેલા આશરે બસો જેટલા સર્વોદયવાદી કાર્યકર્તાઓએ, જે ન્યાતજાત અને વર્ગોના પાયા પર રચાયેલો ન હોય તથા જે શોષણ, ગુનાઓ અને યુદ્ધને નાબૂદ કરે એવા અહિંસક સમાજની ક્રમિક સિદ્ધિમા પોતાનો વિશ્વાસ પ્રગટ કર્યો હતો જેમા છેવટે લશ્કરનુ સ્થાન અહિંસક સરક્ષણ લે અને જે 'એક દુનિયા'ના આદર્શને અનુકૂળ હોય એવી સમાજવ્યવસ્થા માટેની તેમની સર્વોદયી યોજનાની તેમણે રૂપરેખા દોરી હતી

ગાધીજી લાબા વખતથી આવા સમાજ માટેનું — હવે તે સર્વોદય સમાજના નામથી ઓળખાય છે — સ્વપ્ન સેવતા આવ્યા હતા આવા સમાજમા કારકિર્દી માટેની કેળવણીએ સેવા માટેની કેળવણીને સ્થાન કરી આપવુ જોઈએ અપરિગ્રહ, અહિંસા અને સત્યના પાયા પર રચાયેલા

[1] जर्नल ऑफ ऐज्युकेशन ॲड फिलोसोफी, એપ્રિલ, १९४८

નવા માનવધર્મનું તેનું ધ્યેય હોવું જોઈએ. શિસ્ત તથા સામુદાયિક પ્રવૃત્તિઓના નિયમન તથા સંચાલન માટેની તાલીમ પાયાની કેળવણીનું અવિભાજ્ય અંગ હશે, પરંતુ લશ્કરી તાલીમને કેળવણીના ક્ષેત્ર પર આક્રમણ કરવા દેવામાં નહીં આવે. ધૈર્ય, ખડતલપણું અને આપભોગ જેવા ઉમદા ગુણોને માન્ય કરવામાં આવશે અને અહિંસક સંરક્ષણના ધ્યેયમાં તેમને કામે લગાડવામાં આવશે. સમાજનો વિકાસ, યોગ્ય રીતે કરેલા શરીરશ્રમ દ્વારા નવી ઇમારત ઊભી કરવાનું શીખનાર સામાન્ય માણસની તાકાત દ્વારા તથા માનવીની એકતાને છિન્નભિન્ન કરવાને પ્રેરાતાં અંધકારનાં બળોથી તેનું રક્ષણ કરવાને ઉપાડેલા સત્યાગ્રહની તાકાત દ્વારા કરવો જોઈએ.

આમ આપણે જોઈએ છીએ કે, ગાંધીજીની કેળવણીની ફિલસૂફી હિંદના સાંસ્કૃતિક વારસા પર તેમ જ તેની સામાજિક પરિસ્થિતિ અને ભવિષ્યની જરૂરિયાતોના પાયા પર રચાયેલી છે. એનો એક ઉદ્દેશ, ગાંધીજીની સર્વોદય સમાજની કલ્પના અનુસાર સમાજની નવરચના કરવાનો છે. આવો સમાજ સત્ય, ન્યાય તથા અહિંસાના પાયા પર રચવામાં આવશે. આવા સમાજમાં કેળવણીનું પ્રધાન કાર્ય તેમાં પોતાનો ભાગ યોગ્ય રીતે ભજવવાને વ્યક્તિને લાયક બનાવવાનું છે. પરંતુ એ ધ્યાનમાં રાખવું જોઈએ કે, આવી સમાજવ્યવસ્થા નિર્માણ કરવી એ સ્વતઃ ધ્યેય નથી પણ જીવનનું અંતિમ ધ્યેય, એટલે કે, આત્મસાક્ષાત્કાર સિદ્ધ કરવા માટેનું સાધન છે.

## આર્થિક બાજુઓ

શ્રી જે. સી. કુમારપ્પા કહે છે તેમ, 'જે કંઈ પણ ગાંધીવાદી હોય તે સત્ય અને અહિંસામાંથી અવશ્ય ફલિત થતી વસ્તુ હોવી જોઈએ. એટલે, ગાંધીવાદી અર્થશાસ્ત્ર અસત્ય અને હિંસાથી મુક્ત કરવામાં આવેલું અર્થશાસ્ત્ર હોવું જોઈએ.' અહિંસક અને શોષણરહિત સમાજ આર્થિક વર્ગોના ઉપર રચાયેલો નહીં હોય એ ખરું, પરંતુ તે કેટલીક પાયાની આર્થિક પ્રવૃત્તિઓથી મુક્ત ન થઈ શકે, કારણ કે, સમાજના સમૂહના પ્રત્યેક સભ્યને, પોતાની આર્થિક જરૂરિયાતો સંતોષવા માટે કોઈક પ્રવૃત્તિ કરવી જ પડવાની. આને કારણે તેને તેના જેવા સમાજના બીજા સભ્યો સાથે સહકાર દ્વારા કે ઝઘડા દ્વારા વારંવાર સંપર્કમાં આવવું પડશે. ગાંધીવાદી અર્થશાસ્ત્ર માણસને તેની જરૂરિયાતો, કેવળ તેના પાડોશીઓને હાનિ

પહોંચાડયા વિના જ નહીં, પણ તેમને સક્રિયપણે મદદ કરીને, સંતોષવાની છૂટ આપે છે બીજાઓને જરા સરખુ પણ નુકસાન પહોંચાડયા વિના પોતાને વધુમા વધુ લાભ થાય એ રીતે માણસે આચરણ કરવુ જોઈએ કુદરત સાથે સંપૂર્ણપણે એકરાગ સાધીને કામ કરવુ એ માણસને માટે આદર્શ સ્થિતિ છે 'પક્ષી ફળ ખાય છે અને ઊડી જાય છે એ ફળ તેને જ્યા ખાવા મળ્યુ હોય તેનાથી કદાચ માઈલો દૂર તેના બીજ તે ઉત્સર્ગ કરીને સ્વાભાવિક રીતે જ નાખે છે આ રીતે તે પોતાની ભૂખ સંતોષવાની પ્રાથમિક જરૂરિયાત સંતોષવાની સાથે જ વનસ્પતિસૃષ્ટિને બીજના વાવેતરમા મદદ કરે છે, અને તેને વાહનનુ કામ દે છે આ રીતે કુદરતનુ કાર્ય બજાવવામા પક્ષી અને ઝાડ એકબીજાને ફાયદો થાય એ રીતે સહકાર કરે છે' આ સુ ર ઉદાહરણ દ્વારા શ્રી કુમારપ્પા, કુદરતની વ્યવસ્થા હિંસાનો ત્યાગ કેવી રીતે કરે છે, એ બતાવવા માગે છે એ જ રીતે, માણસની આર્થિક પ્રવૃત્તિઓ પણ સરળતાથી અને એકરાગભરી રીતે ચાલવી જોઈએ 'તો જ માણસ માણસ વચ્ચે શુભેચ્છા અને શાતિ સ્થાપી શકાય અને પ્રગતિ થઈ શકે કેવળ ભૌતિક લાભ એ એનુ લક્ષ્ય નથી પણ એની પ્રવૃત્તિમા રોકાયેના દરેક માણસનુ ચારિત્ર્ય સુદૃઢ કરીને તથા તેના વ્યક્તિત્વનો વિકાસ સાધીને માનવજાતની પ્રગતિ સાધવી એ છે'

કામનો હેતુ તેનો તાત્કાલિક ઉદ્દેશ સિદ્ધ થવાથી પૂરો થતો નથી કંઈક ઉપયોગી કામ કરતી વખતે, કામ કરનારની વિચારશક્તિની સાથે તેની કલ્પનાશક્તિ પણ પ્રવૃત્ત થાય છે, તેના હથિયારો વાપરવામા તેના સ્નાયુઓ વધારે ચોકસાઈ પ્રાપ્ત કરે છે તથા તેની સૌ દર્યની દૃષ્ટિ પણ સાથે સાથે વિકસવા પામે છે આ રીતે, અગાઉથી નક્કી કરેલી યોજના પ્રમાણે તેનું કામ પૂરુ કર્યા પછી તે ચડિયાતી વ્યક્તિ બનશે

ગાધીજી અનેક કારણોસર વિકેન્દ્રિત ઉદ્યોગોનો પક્ષ કરે છે માણસ નાના પાયાના ઉદ્યોગમા વળગ્યો હોય ત્યારે તેને એ ઉદ્યોગ માટેનો કાચો માલ ક્યાથી મળશે તે વિષે તથા પ્રજાની માગ વિષે અભ્યાસ કરવો પડશે તેને પરિસ્થિતિની જરૂરિયાતોને પહોંચી વળવા માટે ઉપાયો યોજવા પડશે 'આ મથામણ કામ કરનારના વ્યક્તિત્વનો વિકાસ કરે છે, જ્યારે કેન્દ્રિત પદ્ધતિઓ મજૂર આગળ એક જ નીરસ ક્રિયા મૂકે છે તે કરવા માટે કશી સૂઝ વાપરવાની જરૂર હોતી નથી તેને તો કેવળ તૂટેલા તારો જ

સાધવાના હોય છે આ માથાઝીક જ છે અને એની તેના જ્ઞાનતંતુઓ પર તાણ પહોંચે છે માણસ કંઈ અલગ અલગ ક્રિયા કરવાને માટે ઘડવામાં આવેલું યંત્ર નથી તેને તો કુદરતે સામાન્ય રીતે તેને આપી હોય છે એ બધી શક્તિઓ વાપરવાની હોય છે એ શક્તિઓનો ઉપયોગ કરવામાં તે ચૂકે તો તેનું આવી બન્યું જાણો આ રીતે, વિકેન્દ્રિત ઉદ્યોગો માણસના સંપૂર્ણ વિકાસ માટેની સગવડો પૂરી પાડે છે'

ગાંધીજીની માન્યતા પ્રમાણે, કામમાં રહેલા સર્જક તત્ત્વનો, શક્ય હોય તે પ્રમાણે માણસનો પૂરેપૂરો વિકાસ સાધવાને તેને કેળવણી આપવા માટે, યોગ્ય રીતે ઉપયોગ કરી શકાય ગાંધીજીની ઉદ્યોગકેન્દ્રી કેળવણીના મૂળ અહીં રહેલા છે એ કેળવણી, 'માણસની રોજિંદી જરૂરિયાતો સંતોષવા માટેની તેની સામાન્ય પ્રવૃત્તિઓની કેળવણી આપવાની શક્યતા-ઓને, પારણાથી માંડીને સ્મશાન સુધીની પ્રગતિના રથને જોડવાને તાકે છે

ગાંધીજી તથા કેળવણીના ક્ષેત્રના તેમના પુરોગામીઓ વચ્ચે ફરક એ છે કે, એ પુરોગામીઓ પ્રવૃત્તિ અથવા શારીરિક કામનો કેળવણીની પ્રક્રિયાના એક અનિવાર્ય અંગ તરીકે સ્વીકાર કરતા હતા જ્યારે ગાંધીજી

દેશ છે. ગાંધીવાદી અર્થશાસ્ત્રમાં કેન્દ્રિત ઉદ્યોગોને માટે અવકાશ નથી અને તેથી તેમની કેળવણીની ફિલસૂફીમાં પણ નથી.

હાથઉદ્યોગો બૌદ્ધિક કેળવણી માટેનાં પણ અનુકૂળ સાધનો છે એમ સ્વીકારવામાં આવે તોયે સવાલ એ ઊઠે છે કે, 'ગાંધીજી તેમને આર્થિક દષ્ટિએ આવક આપનારા કર શા માટે માગે છે?' ગાંધીજી સ્વાવલંબી શબ્દ બે અર્થમાં વાપરે છે પ્રથમ, સ્વાવલંબી કેળવણીનો તેઓ એવો અર્થ કરે છે કે, વિદ્યાર્થી તેનો અભ્યાસ પૂરો કરે તે પછી સ્વાવલંબી થઈ શકે એટલો ઉદ્યોગ તેને આવડવો જોઈએ

સ્વાવલંબી શબ્દનો બીજો અર્થ એ છે કે, એ નવી યોજનામાં બાળકોના શારીરિક કામ અને ઉત્પાદક કામ દ્વારા શિક્ષકોના પગારનો ખરચ પૂરો પડવો જોઈએ.

ગાંધીજી કેળવણીની સ્વાવલંબી બાજુ માટે આગ્રહ રાખે છે એનુ કારણ એ છે કે, આપણા કેળવણીના સવાલનો એ એકમાત્ર ઉકેલ છે. તેઓ કહે છે, 'હું બાળકના શારીરિક કામની પેદાશમાથી શિક્ષકને ખરચ મળી રહે એ બાબતમા અતિશય આતુર છુ, કારણ કે, કરોડો બાળકો સુધી કેળવણી લઈ જવાનો બીજો કોઈ રસ્તો છે જ નહીં એની મને પાકી ખાતરી છે'[૧] પરતુ એનો એવો અર્થ નથી થતો કે, શારીરિક મજૂરીમાથી થતી કમાણીમાથી કેળવણીનો બધો જ ખરચ મળી રહેવો જોઈએ. આ વાતની સ્પષ્ટતા ગાંધીજીએ વર્ધા યોજનાના આરંભ પહેલાં જ કરી છે

> 'બાળકો અને બાળાઓના સર્વાંગી વિકાસને સારુ સર્વ શિક્ષણ, બની શકે ત્યાં લગી, કંઈક લાભદાયક ઉદ્યોગ દ્વારા અપાવુ જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો, ઉદ્યોગો બેવડી ગરજ સારે — એક તો વિદ્યાર્થી પોતાના પરિશ્રમના ફળ દ્વારા પોતાના શિક્ષણનુ ખરચ આપી શકે; અને બીજું સાથે સાથે નિશાળમાં શીખેલા ઉદ્યોગથી તેમનામાં રહેલા પુરુષત્વ કે સ્ત્રીત્વનો સર્વાંગી વિકાસ થાય
>
> 'જમીન, મકાનો અને સાધનસામગ્રીની કિંમત વિદ્યાર્થીની મહેનતની કમાણીમાંથી નીકળે એવો ઇરાદો રાખેલો નથી.'[૨]

---

૧. ઍજ્યુકેશનલ રીકન્સ્ટ્રક્શન, પા. ૬૫

૨. હરિજન, ૨-૧૦-'૩૭

ગાંધીજી કહે છે, 'એવી કેળવણી, એકંદરે જોતાં સ્વાવલંબી હોઈ શકે, હોવી જોઈએ જ. વસ્તુતઃ સ્વાવલંબન એ તેની યથાર્થતાની કસોટી છે.'[1]

પાયાની કેળવણીની સ્વાવલંબી બાજુએ કેળવણીની દુનિયામાં ભારે વાદવિવાદ પેદા કર્યો છે. ગાંધીજીના ચુસ્તમાં ચુસ્ત અનુયાયીઓ પણ એના તરફ શંકાની નજરે જુએ છે અને તેની સંગીનતા વિશે પોતાના મનને મનાવવાના તેમના સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા છે. એ મુદ્દા ઉપર ભારે તોફાન જાગશે એ ગાંધીજી આગળથી કળી ગયા હતા અને એ યોજના વર્ધા પરિષદ આગળ મૂકવામાં આવે તે પહેલાં એના સઘળા ફલિતાર્થોની પૂરેપૂરી સમજૂતી આપીને તેમના ટીકાકારોને નિશ્ચિત કરવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો. હાથઉદ્યોગોને આર્થિક દૃષ્ટિએ કમાણી આપતા કરવામાં ગાંધીજી બે મહત્ત્વની ગણતરીઓથી પ્રેરાયા હતા. દેશની બીજી ગરીબાઈથી તેઓ અસ્વસ્થ થયા હતા. ૧૯૩૧ની સાલમાં એક હિંદીની સરેરાશ વાર્ષિક આવક ૬૨ રૂપિયા હતી. એ આવક, 'હિંદની વસ્તીના દરેક ત્રણ માણસ પૈકી બે માણસને ખવડાવવાને અથવા દિવસના ત્રણ ભોજનની તેમની જરૂરિયાતને બદલે બે ભોજન લે તો, બધાને ખવડાવવાને, માંડ પૂરતી હતી. પણ શરત એ કે, તે બધાએ નગ્ન રહેવાને, આખું વરસ ખુલ્લામાં જ રહેવાને, કશા પણ મનોરંજન વિના ચલાવવાને અને હલકામાં હલકો, નિઃસત્ત્વ અને જાડામાં જાડો ખોરાક લેવા સિવાય બીજું કશું ન માગવાને સંમત થવું જોઈએ.'[2]

આપણી પ્રજાની આવી ભયંકર સ્થિતિ જોતાં, તે પોતાનાં બાળકોની કેળવણી પાછળ પાઈપૈસો પણ ખરચે એવી અપેક્ષા રાખવી વ્યર્થ છે. રાજ્યનાં સઘળાં બાળકોને મફત અને ફરજિયાત કેળવણી આપવાની ફરજ જેના માથા ઉપર છે તે સરકાર પણ તેમની કેળવણી પાછળ એટલાં નાણાં ખરચવાને ઇચ્છતી નહોતી તેમ જ એમ કરવાનું તેનું ગજું પણ નહોતું. એથી કરીને ગાંધીજી એવા નિર્ણય પર આવ્યા કે, હિંદનાં કરોડો બાળકોને કેળવણી પહોંચતી કરવા માટેનો એકમાત્ર રસ્તો તેને સ્વાવલંબી બનાવવી એ જ છે, કેમ કે, નાણાંનો સવાલ ઉકેલવાનું લગભગ અશક્ય

૧. હરિજન, ૨–૧૦–'૩૭
૨. ધી વેલ્થ ઍન્ડ ટૅક્નેબલ કૅપેસિટી ઑફ ઇન્ડિયા, પા. ૨૦૧

છે તેઓ ખાતરીપૂર્વક માનતા હતા કે, રાજ્ય પૂરતા નાણા આપી શકે ત્યા સુધી તેમને રોકાવાનુ હોય તો એ ઘડી કલ્પાન્તે પણ આવે એમ નથી એથી કરીને, ગાધીજીએ કેળવણીના મહાભારત સવાલનો ઉકેલ જે જેટલી વહેવારુ છે તેટલી જ નવીન પણ છે એવી પદ્ધતિથી લાવવાનું વિચાર્યું

ગાધીજીના ઉકેલનુ શાણપણ, જ્યારે તેની સાર્જન્ટ યોજના સાથે તુલના કરવામા આવે ત્યારે સમજાશે સાર્જન્ટ યોજના પ્રમાણે એકલી આ બાબત માટે જ બે અબજ રૂપિયાનો ખરચ કરવો પડે અને તેને પૂર્ણ કરતા ચાળીસ વરસ જેટલો લાબો સમય લાગે ઉદ્યોગને આર્થિક દૃષ્ટિએ કમાણી કરનાર બનાવીને ગાધીજી માનવીના રસના આતરિક ઝરણાને અપીલ કરે છે કોઈ પણ યોજનાની સફળતા માટે એ અનિવાર્ય શરત છે

શાળામા તૈયાર કરવામા આવેતી વસ્તુઓના વેચાણમાથી, કઈ નહીં તો, તેને ચલાવવાને કરવા પડતા ખરચનો અમુક ભાગ નીકળી શકે, એ વિચાર સાથે ગે જોન સાર્જન્ટ સમત હતા પરતુ શાળાને સપૂર્ણપણે સ્વાવલબી બનાવવી જોઈએ અથવા બનાવી શકાય, એ વિચાર સાથે તેઓ મળતા થયા નહીં ૧૯૩૮ની સાલમા પૂના ખાતે મળેલી પાયાની રાષ્ટ્રીય કેળવણી પરિષદ સમક્ષ વ્યાખ્યાન આપતા તેમણે આ પ્રમાણે

શકયતાઓને હાનિ પહોચાડયા વિના તેને બની શકે એટલે કમાણી આપનારો બનાવવાને શિક્ષકોએ સચ્ચાઈપૂર્વક પ્રયાસ કરવા જોઈએ એ કેળવણીને અશત સ્વાવલંબી તેમ જ વાસ્તવિક બનાવશે આમ છતા શિક્ષકો એ યોજનાની કેળવણીની બાજુ તરફ દુર્લક્ષ કરે અને તેમના વિદ્યાર્થીઓ પાસેથી કામની કેળવણીની શકયતાઓ તરફ ઘટતુ ધ્યાન રાખ્યા વિના તે પરાણે લે એમ બનવા સભવ છે આ જોખમ ઝાકીર હુસેન સમિતિના ધ્યાન બહાર પણ નહોતુ અને તેથી તેણે શિક્ષકોને પક્ષે આવા વલણ સામે ચેતવણી આપી છે પ્રયોગાત્મક અને પુસ્તકિયા શિક્ષણ વચ્ચેના દ્વૈતને સ્વીકાર્યા વિના તેમણે જણાવ્યુ છે કે, પાયાના ઉદ્યોગ માટે જે સમય આપવામા આવ્યો છે, તે એ ઉદ્યોગને નગતી યાત્રિક મજૂરીમા જ નથી ગાળવાનો પણ એ સમય દરમ્યાન તે ઉદ્યોગ સાથે સ્વાભાવિક રીતે સકળાયેલા મૌખિક શિક્ષણ આલેખન, નિરૂપણકાર્ય તેમ જ તે દરેક ક્રિયાને લગતી શાસ્ત્રીય અને બુદ્ધિપૂર્વકની સમજ — એ ઉદ્યોગમા રહેલી કેળવણી આપનારી અગત્યની બાજુ છે — વગેરે પણ આપવામા આવતા હશે આ વસ્તુ નવુ કેન્દ્રો દ્વારા એકીકરણની અમારી યોજના પાછળ સ્પષ્ટ રીતે રહેલી જ છે

વર્ધા યોજનાની સ્વાવલબી બાજુ સબધમા તેની સફળતા અંગેની ટીકાકારોની શકા હિંદુસ્તાની તાલીમી સઘના પહેલા વાર્ષિક હેવાલે દૂર કરી છે એમા એ સબધમા આ પ્રમાણે જણાવવામા આવ્યુ છે

> અક્ષરજ્ઞાનના શિક્ષણના હેતુને કશી પણ હાનિ પહોચાડયા વિના, સેગાવની શાળાની તથા વિદ્યામદિર પ્રૅક્ટિસિંગ સ્કૂલની ઉદ્યોગ કામની પેદાશ શરૂઆતમા ધારણા રાખવામા આવી હતી તેના કરતા ખરેખર વધારે થઈ છે'

માર્ગદર્શક થઈ શકે નહીં, એ વસ્તુ આપણે લક્ષમા રાખવી જોઈએ આ વાતની વધુ ને વધુ પ્રતીતિ થતાં ઝાકીર હુસેન સમિતિએ ગાધીજીએ કલ્પ્યા મુજબના સ્વાવલંબન પર મુકાતા ભારને બદલે શરૂઆતમા અશત સ્વાવલંબન પર ભાર મૂકવાનું શરૂ કર્યું પૂના પરિષદ સમક્ષ વ્યાખ્યાન આપતા શ્રી બાળાસાહેબ ખેરે નીચે મુજબનું મહત્ત્વનુ વિધાન કર્યું છે

'સમિતિએ (ડૉ ઝાકીર હુસેનના અધ્યક્ષપણા નીચેની) સ્વાવલંબનના વિચાર પર મુકાતો ભાર કઢાવી લઈને સર્જક પ્રવૃત્તિ — જે કોઈ ઉદ્યોગ હોઈ શકે — દ્વારા કેળવણીના સિદ્ધાતનુ પ્રતિપાદન કર્યુ સ્વાવલંબનના વિચારને પાછળ ધકેલી દેવામા આવ્યો'[1]

કેટલાક કેળવણીકારો એવુ કહે છે કે, શ્રી બાળાસાહેબ કહે છે તેમ, પાયાની કેળવણીની આર્થિક બાજુને પાછળ ધકેલી દેવામા આવી નથી પરતુ જેઓ ગાધીજીના આદર્શોને નિષ્ઠાપૂર્વક વરેલા છે તેમણે આર્થિક સ્વાવલંબન પર મુકાતો ભાર ખસેડીને, શારીરિક શ્રમ દ્વારા સ્વાશ્રય અને પ્રસન્નતા તથા સ્વતંત્રતા સિદ્ધ કરવા પર ભાર મળી વધુ વાસ્તવિકતાની દૃષ્ટિ દર્શાવી છે આત્મવિશ્વાસ, સ્વતંત્રતા અને સ્વાશ્રય જેવા ગુણોનો વિકાસ એ ઉદ્યોગોની પ્રવૃત્તિનું સ્વાભાવિક પરિણામ છે પરતુ તેઓ પાયાની કેળવણીની આવક આપનારી બાજુનુ સ્થાન લે એમ ધારવામા આવ્યુ નથી ગાધીજીએ તથા વર્ધા યોજના ઘડવામા ભાગ લેનારા તેમના સૌથી ચુસ્ત અનુયાયીઓએ આવા અર્થની કલ્પના નહોતી કરી ઉદ્યોગની આવક તથા તેની આડ પેદાશો વચ્ચેના સૂક્ષ્મ ભેદ પર વે વર્ધા યોજનાના મહત્ત્વના તત્ત્વોનો ભોગ આપ્યા વિના દુર્લક્ષ કરી શકાય એમ નથી ૧૯૪૫ની સાલના જાન્યુઆરી માસમા સેગાંવ ખાતે મળેલી પાયાની રાષ્ટ્રીય કેળવણી પરિષદની બેઠક પર મોકલેલા સદેશામા ગાધીજીએ તીખાશથી કહ્યુ હતુ 'ટીકાકારો ચાહે તે કહે, નયી તાલીમે પોતાનો ખરચ કાઢવો જ રહ્યો હું જાણુ છુ કે, સાચી કેળવણી સ્વાવલંબી હોય છે'

એકમાત્ર બિહાર પ્રાતમા જ પાયાની કેળવણી એકધારી રીતે ચાલુ રાખવામા આવી છે ૧૯૪૮ની સાલના માર્ચ માસની ૩૧મી તારીખથી પૂરા થતા ગાળાનો હેવાલ ઘણો જ રસપ્રદ છે એ હેવાલ પ્રમાણે પાયાની કેળવણીની શાળા તેના કુલ ખરચના ચાળીસ ટકા જેટલા પ્રમાણમા

---

१ वन स्टेप फोरवर्ड पा ३

સ્વાવલંબી થઈ શકે. પાયાની કેળવણીના સુધારવામાં આવેલા અભ્યાસક્રમમાં એવી ભલામણ કરવામાં આવી છે કે, શાળાના સમાજને, ખુરાકાહાર તથા કપડાંની જરૂરિયાતોમાં સ્વાવલંબી થવા ચાહનાર શિક્ષકો અને વિદ્યાર્થીઓ માટે, એક કુટુંબની પેઠે સંગઠિત કરવો જોઈએ. આ ભલામણ, સ્વયંપૂર્ણ અને સ્વાવલંબી કેળવણીને સ્વયંપૂર્ણ અને સ્વાશ્રયી સમાજ તથા દેશના પાયારૂપ બનવાને ઉત્તેજન આપે છે.

કેટલાક લોકો એમ માને છે કે, પાયાની કેળવણીનો મૂળભૂત ઉદ્દેશ 'સ્વાવલંબી' કરતાં 'સ્વાશ્રયી' શબ્દ વધારે સારી રીતે વ્યક્ત કરે છે. ચાહે તે અર્થમાં એનો ઉપયોગ કરવામાં આવે, પણ 'શીખતાં શીખતાં કમાણી કરો'ના સિદ્ધાંતે ઊંડી જડ ઘાલી છે એ વિષે શંકા નથી, કારણ કે, એ આજની તાકીદની જરૂરિયાત સંતોષે છે અને માનસશાસ્ત્રીય હકીકતોના સંગીન પાયા પર તેનું મંડાણ છે.

ગાંધીજીની કેળવણીની ફિલસૂફીની આર્થિક બાજુઓ વિષેના જુદા જુદા વિચારોની આપણે સમીક્ષા કરી. એક બાજુએ, પાયાની કેળવણી સંપૂર્ણપણે સ્વાવલંબી હોવી જોઈએ એવો અંતિમ વિચાર ધરાવનારા ગાંધીજી અને તેમના ચુસ્ત અનુયાયીઓ છે; બીજી બાજુએ, એવો વિચાર ધરાવનારા લોકો છે, જેઓ નયી તાલીમની કઠોર વાસ્તવિકતાનો મુકાબલો કર્યા પછી એમ માને છે કે, એ યોજનાએ બાળકોને સ્વાશ્રયી, આત્મ-વિશ્વાસવાળાં અને ગમેતેવી મુશ્કેલ પરિસ્થિતિને પહોંચી વળવાની સૂઝવાળાં બનાવવાં જોઈએ, જેથી કરીને, તેઓ મોટાં થાય ત્યારે દેશના નાગરિક જીવનમાં ઉપયોગી ભાગ ભજવી શકે. આ બે અંતિમ દૃષ્ટિઓની વચ્ચેનો માર્ગ કાઢીને, દેશના સર્વોત્તમ હિતમાં હોય એવી રીતે કાર્ય કરવાનું શક્ય છે. ગાંધીજીના વિચારોના શાણપણ તથા સંગીનતા વિષે બે મત હોઈ શકે જ નહીં, પરંતુ હિંદમાં સાર્વત્રિક ફરજિયાત કેળવણીનો સવાલ કેવો જબરદસ્ત છે એનો ખ્યાલ કરીએ છીએ ત્યારે અમને એમ લાગ્યા વિના નથી રહેતું કે, રાજ્યે પોતાના બાલિકોને કેળવણી આપવાની તેની પ્રાથમિક જવાબદારીમાંથી છટકવું જોઈએ નહીં. તો જ આજની આપણી બાલ્યા-વસ્થાની લોકશાહી સફળ થઈ શકશે. અમે એવા નિર્ણય પર આવીએ છીએ કે, પાયાનો ઉદ્યોગ આર્થિક દૃષ્ટિએ બની શકે એટલો આવક આપનારો થવો જોઈએ. શરત એટલી કે, સાંસ્કૃતિક અને કેળવણીના

ઉદ્દેશોને ભોગે એના પર વધારેપડતો ભાર મૂકવો જોઈએ નહીં. સાથે સાથે એણે, પાછળના જીવનમાં જેને લઈને બાળક પોતાના પગ પર ઊભું રહી શકે એવા સ્વાશ્રય, પ્રસન્નતા અને આપમેળે કામ કરવાનો ઉત્સાહ વગેરે ગુણો પણ તેનામાં ખીલવવા જોઈએ. આથી કેળવણી વાસ્તવિકતાવાળી બનશે, બાળકને અપીલ કરનારી થશે તથા શાળા છોડયા પછી બેકારી સામે તેને ઓળાધરીરૂપ થઈ પડશે. અમે માનીએ છીએ કે, આવી દૃષ્ટિ ગાંધીજીને અસ્વીકાર્ય નહીં થાય, કારણ કે, એ યોજના વિશે તેઓ કદી પણ આંધળા આગ્રહનું વલણ રાખતા નહોતા. તેમણે રજૂ કરેલી યોજના હિંદમાં કેળવણીના અટપટા સવાલ અંગેનો છેલ્લો શબ્દ છે એવો દાવો તેમણે કદી પણ કર્યો નથી. એ યોજના પ્રયોગની અવસ્થા પસાર કરી ગઈ છે અને હવે આપણે તેનું સામર્થ્ય તથા તેની નબળાઈઓ જોઈ શકવાની સ્થિતિમાં છીએ તથા આપણા અનુભવ પ્રમાણે તેમાં સુધારા અને ઘટતા ફેરફારો કરી શકીએ છીએ. પરંતુ એમ કરતાં, તેનું મૂળભૂત સ્વરૂપ નાશ ન પામે એ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ.

ગાંધીજીની કેળવણીની ફિલસૂફીની માનસશાસ્ત્રીય, સામાજિક તથા આર્થિક બાજુઓની આપણે ઝીણવટપૂર્વક સમીક્ષા કરી છે. આપણે જોયુ કે, શારીરિક કામ, તેમની કેળવણીની ફિલસૂફીનુ હાર્દ છે. માનસશાસ્ત્રની દૃષ્ટિથી જોતાં એ અનુભવનાં બૌદ્ધિક તથા વહેવારુ તત્ત્વોને સમતોલ કરે છે અને તેને શરીર તથા મનને સંયોજિત રીતે કેળવવાનું સાધન બનાવી શકાય છે સમાજશાસ્ત્રની દૃષ્ટિથી જોતા, એ શરીરશ્રમના ગૌરવ તથા માનવજાતની એકતાની સાચી ભાવનાને અનુકૂળ આવશે એ એક અમૂલ્ય નૈતિક ફાયદો છે. તે બાળકોમાં સહકાર, ભ્રાતૃભાવ અને સેવાની ભાવના ખીલવશે એ વસ્તુ ઘર્ષણનાં બધાં કારણોને નહીંવત્ બનાવી દઈને સમાજજીવન શાંતિપૂર્ણ બનાવશે. આર્થિક દૃષ્ટિથી જોતાં, કેળવણીની ગાંધીજીની યોજના, કેળવણીની પ્રક્રિયાને આર્થિક આવક આપનારી બનાવીને તથા બાળકોમાં સ્વાશ્રય અને સ્વતંત્રતાના ગુણો ખીલવીને તેને વધારે વાસ્તવિક સ્વરૂપ આપે છે.

## ૧૧

# કેળવણીમા ધર્મના સ્થાન વિષે ગાધીજીના વિચારો

ધર્મ વિષે તથા કેળવણીમા તેના સ્થાન વિષે ગાધીજીના વિચારોની આપણે સમીક્ષા કરીએ તે પહેલા આપણે આધુનિક જીવનના સદર્ભમાં ધર્મ શબ્દનુ મહત્ત્વ સમજી લેવુ જોઈએ હિંદનુ પ્રજાસત્તાક બિનસાપ્રદાયિક છે એનો એવો અર્થ નથી કે, આપણી સઘળી પ્રવૃત્તિઓ અધાર્મિક છે તથા ભૌતિક પ્રગતિના દૂષિત આદર્શોને વરેલી છે હિંદે શુદ્ધ શાસ્ત્રીય ભૌતિકવાદનો રાજ્યની ફિલસૂફી તરીકે સ્વીકાર કર્યો નથી 'આપણી પાસે કોઈ રાજમાન્ય ધર્મ નથી એ ખરુ પરતુ આપણા આખાયે ઇતિહાસ દરમ્યાન ઊડી ધાર્મિક લાગણી સોનાના તાતણાની પેઠે પરોવાઈને રહેલી છે, એ આપણે ભૂલી શકીએ નહીં' આપણા રાજ્યબધારણની પ્રસ્તાવનામા રાષ્ટ્રીય ધર્મના, રાષ્ટ્રીય જીવનપ્રણાલીના — જે તત્ત્વત લોકશાહી અને ધાર્મિક છે — બીજ રહેલા છે 'મનુષ્ય જ્યારે પણ જ્ઞાનપ્રકાશની, ભલાઈની તથા બીજાઓ માટેની ચિંતાની દિશામા આગળ વધવાને પ્રયત્ન કરે છે ત્યારે ધર્મની ભાવના સક્રિયપણે કામ કરતી હોય છે આપણી શિશુ અવસ્થાની લોકશાહીનુ સમગ્ર ભાવિ અતરાત્માની સ્વતત્રતા ઉપર, વિચારની સ્વતત્રતા ઉપર અને નૈતિક સુદૃઢતા પર અવલબે છે એ વસ્તુ આપણે લક્ષમા રાખીએ તો આપણી બિનસાપ્રદાયિકતા પરમ ધૈર્યનું અને આપણા રાષ્ટ્રીય ધર્મ પ્રત્યેની આપણી ભવ્ય નિષ્ઠાનું કૃત્ય છે'[૧]

આપણે જોઈ ગયા કે, ગાધીજીની ફિલસૂફી તત્ત્વત ધ્યેયવાદી છે પ્રાચીન કાળના આપણા ઋષિમુનિઓ માનતા હતા કે સસારમાથી નિવૃત્ત થઈને તપ અને ધ્યાનધારણા દ્વારા મુક્તિ મેળવવી એ ઈશ્વરપ્રાપ્તિ માટેનો સર્વોત્તમ માર્ગ છે ગાધીજીને આ પદ્ધતિ અપીલ કરતી નથી તેમને મન વ્યક્તિના હિતનો અથવા કલ્યાણનો કશો અર્થ નથી તેઓ માને છે કે, દુનિયાનો ત્યાગ કરીને નહીં પણ સમાજમા જ રહીને સેવા અને આપભોગનું જીવન જીવીને આપણે ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકીએ તેઓ કહે

૧ ધી રીપોર્ટ ઑફ ધી યુનિવર્સિટી એજ્યુકેશન કમિશન પૃ ૨૬૫

છે, 'મને લાગે કે, હિમાલયની ગુફામા મને ઈશ્વર મળશે તો હું તરત જ ત્યા પહોચી જાઉં પરતુ હુ જાણુ છુ કે, માનવજાતથી અળગો રહીને હુ તેને મેળવી શકુ એમ નથી'[૧] તેઓ કહે છે કે ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા માટે માણુસે સમાજમા જ રહીને માનવજાતની સેવા કરવી જોઈએ, કારણ કે 'માણુસ પોતાના માનવબધુઓના કલ્યાણને અર્થે કાર્ય કરે તેટના જ પ્રમાણુમા તે મહાન થાય છે' ગાધીજીની કલ્પના પ્રમાણેની તથા સર્વોદય સમાજના નામથી ઓળખાતી સમાજવ્યવસ્થા, જેમા પવિત્રતા, અહિંસા અને ન્યાયનો સમાવેશ થઈ જાય છે એવા સત્યના પાયા પર રચાશે આ સમાજવ્યવસ્થાનો પ્રત્યેક સભ્ય સેવા અને ત્યાગ અથવા આપભોગના આદર્શથી ઓતપ્રોત હશે

સર્વોદય સમાજમા માનવજીવનની પ્રત્યેક બાજુ ધર્મથી તરબોળ હોવી જોઈએ કારણુ કે 'ધર્મ વિનાના જીવનને હુ સિદ્ધાત વિનાનુ જીવન ગણુ છુ અને સિદ્ધાત વિનાનું જીવન સુકાન વિનાના વહાણ જેવુ છે અને સુકાન વિનાનુ વહાણ આમથી તેમ અથડાય છે અને કદી પણુ પોતાના મુકામે પહોચતુ નથી તે જ રીતે આ ધર્મના પીઠબળ વિનાનો માણુસ, ધર્મની એ મજબૂત પકડ વિના, આ દુનિયાના તોફાની મહાસાગરમા અહીંતહીં અથડાશે અને પોતાના ધારેલા મુકામે કદી પણુ પહોચશે નહીં'[૨]

ધર્મ ભૌતિક હિતની હમેશા વિરુદ્ધ હોય છે એવી પ્રચલિત માન્યતા સાથે ગાધીજી સમત થઈ શકતા નથી વેપારમા અને એવા બીજા વ્યવસાયો મા માણુસ ધાર્મિકપણે કાર્ય કરી શકતો નથી કારણુ કે એવા વ્યવસાયોમા ધર્મને માટે સ્થાન નથી, એમ કહેવાતુ ઘણી વાર આપણા સાભળવામા આવે છે પરતુ ગાધીજી કહે છે 'મારા મત પ્રમાણે, ગીતાકારે એ ભ્રમ દૂર કર્યો છે તેણે ધાર્મિક જીવન અને દુનિયાદારીના વહેવારો વચ્ચે ભેદ કર્યો નથી ઊલટુ તેણે તો એમ બતાવી આપ્યુ છે કે, આપણા દુનિયાના વહેવારો પણુ ધર્મ પ્રમાણે જ ચાલવા જોઈએ'

ગાધીજીનો આધ્યાત્મિક લક્ષ્યવાળો સમાજ વર્ગરહિત અને ન્યાતજાત રહિત હશે તે માણુસના સહકારી પરિશ્રમના પાયા પર રચાયેલો હોવો

૧ હરિજન, ૨૯-૮-'૩૬
૨ ગીતા એકોર્ડિંગ ટુ ગાંધી, પા ૧૨૬

જોઈએ એમા સત્ય, પ્રેમ, ન્યાય, શાન્તિ અને શિસ્તના આદર્શો ઉદ્ભવશે, કારણ કે 'મદદગાર કરનાર ઘટકોમા એ ગુણો હોય તે સિવાય સહકારી સ્વરૂપનું કોઈ પણ કામ થઈ શકે નહીં' વળી, 'કામ કરનારાઓના સમાજને એકબીજાનુ શોષણ કરવામા કશો રસ નહીં રહે આ બધાને પરિણામે જડ રૂઢિ તથા જડ ધાર્મિક માન્યતાઓથી મુક્ત એવી જ્ઞાનપૂર્ણ અને બુદ્ધિસમત નીતિમત્તા ઉદ્ભવશે' એટલા માટે, કામ કરનારાઓના એવા સમાજમા કેળવણી, બીજી પ્રવૃત્તિઓની જેમ ઉદ્યોગની આસપાસ કેન્દ્રિત થવી જોઈએ તેણે યુવકોને સાચી, પ્રામાણિક, ન્યાયી, શુદ્ધ, સુદર અને સાગી વસ્તુઓ તરફ વાળવા જોઈએ કેવળ ઉદ્યોગ આ ગુણો ખીલવવામા માણસને શક્તિશાળી બનાવી શકતો નથી એથી કરીને ગાધીજી, યુવકોના ચિત્ત પૂરેપૂરા વિ સે તથા 'અનતતાની સાથે આતરિક સબંધ' સાધી શકે તે માટે મદદરૂપે તેમની કલ્પના મુજબની ધાર્મિક કેળવણીની જોગવાઈ કરે છે

કેળવણીકારોમા આજે ધાર્મિક કેળવણીની બાબતમા અત વગરનો વાદવિવાદ ચાલી રહ્યો છે કેટલાક એમ માને છે કે, શાળામા જતા દરેક બાળકને તેના ધર્મનુ ચોક્કસ નિશ્ચિત શિક્ષણ મળવુ જોઈએ જ્યારે બીજા કેટલાક એમ માને છે કે કેળવણીમા તેને સ્થાન હોવુ ન જોઈએ બીજા વળી કેટલાક, આ બને અતિમ સ્થિતિને ગણીને બધી શાળાઓમા નીતિના સર્વમાન્ય મહત્ત્વના નિયમોનુ શિક્ષણ આપવાની જોગવાઈ કરવાનુ વિચારે છે આ ભારે ચર્ચાસ્પદ સવાલનો મૌલિક અને સગીન ઉકેલ પૂરો પાડવામા ગાધીજીની પ્રતિભા પ્રગટ થાય છે ધાર્મિક કેળવણી અગેના તેમના વિચારોની આપણે ચર્ચા કરીએ તે પહેલા તેની ઐતિહાસિક ભૂમિકાનો સ્પષ્ટ ખ્યાલ મેળવી લેવો ઉચિત થઈ પડશે

તટસ્થતા મુક્ત ટીકાની પદ્ધતિ લાગુ પાડવાને ઉત્તેજન આપતી હતી. બધી માન્યતાઓનો તે એક સર્વસ્પર્શી સમન્વયમાં એકરાગ સાધતી હતી.'

પ્રાચીનકાળના હિંદમાં ધાર્મિક શિક્ષણ વિદ્યાર્થીના જીવનમાં કેન્દ્રસ્થાને હતું. શારીરિક અથવા બૌદ્ધિક શિક્ષણ કરતાં આધ્યાત્મિક શિક્ષણ અથવા ચારિત્ર્યઘડતરને વધારે મહત્ત્વનુ લેખવામાં આવતુ હતું જીવન તેમ જ કેળવણીનુ લક્ષ્ય આત્મસાક્ષાત્કાર હતું. જીવનની દરેક બાજુ ધર્મની ભાવનાથી તરબોળ હતી.

હિંદુ તથા મુસલમાની અમલમા ધાર્મિક શિક્ષણ કેળવણીનુ મહત્ત્વનું અગ હતુ કેળવણીએ વિદ્યાર્થીને નીતિશાસ્ત્ર તથા ધર્મના મૂળભૂત સિદ્ધાંતોના પાયા પર રચાયેલા આચારના નિયમો પુરા પાડવા જોઈએ, એમ માનવામાં આવતુ હતુ તરુણોના ભાવનાના તેમ જ નૈતિક વિકાસને અકસ્માત પર છોડવામા આવતો નહોતો, કારણ કે, સમગ્ર માનવીનો વિકાસ એ કેળવણીનુ ધ્યેય હતું

બ્રિટિશરોએ ધાર્મિક તટસ્થતાની નીતિ અખત્યાર કરી ખ્રિસ્તી મિશનરીઓ આવી તટસ્થતાની વિરુદ્ધ હતા, કારણ કે, તેઓ ઈશુ ખ્રિસ્તનો સદેશ દેશના દર દરના ખૂણા સુધી પહોંચાડવા માગતા હતા ૧૮૬૩ની સાલમા, હિંદમાંની બ્રિટિશ હકૂમત નીચેના પ્રદેશોમા વસતા હિંદના વતનીઓમા ધાર્મિક તેમ જ નૈતિક સુધારણાનુ ઉપયોગી જ્ઞાન દાખલ કરવાને ઉપકારક થાય એવા પગલા ભરવા જોઈએ, એ મતલબનો ઠરાવ આમની સભાની કમિટી પાસે પસાર કરાવવામા તેઓ સફળ થયા પરતુ, આમ છતા, એ ઠરાવમા એમ જણાવવામા આવ્યુ કે, 'પરતુ હિંદના લોકો તેમના ધર્મના મુક્તપણે પાલન માટે અત્યાર સુધી જેના પર આધાર રાખતા આવ્યા છે તે બ્રિટિશ શાસનના સિદ્ધાતો અક્ષતપણે જાળવી રાખવામા આવશે' બ્રિટિશ સરકાર ધાર્મિક તટસ્થતાની નીતિને સિદ્ધાતની બાબત તરીકે નહીં પણ દુન્યવી ડહાપણની બાબત તરીકે વળગી રહી હતી એ કહેવાની જરૂર નથી આમ છતા, ધાર્મિક શિક્ષણને સર્વથા ઉત્તેજન ન આપવાનો સરકારનો ઇરાદો નહોતો પણ તે શાળાના સમય પછી જ આપી શકાય અને ઇન્સ્પેક્ટરો વખતોવખત શાળાનુ નિરીક્ષણ કરવાને જાય ત્યારે તેમણે એ વસ્તુ ધ્યાન પર ન લેવી એવી અપેક્ષા

રાખવામાં આવતી હતી ૧૮૫૪ના ખરીતામાં એવી આશા દર્શાવવામાં આવી હતી કે, 'ખ્રિસ્તી હિંદુ મુસલમાન પારસી શીખ બૌદ્ધ જૈન કે બીજા કોઈ પણ સંપ્રદાયની સંસ્થાઓ, અપેક્ષિત અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ આપનાની સ્થિતિમાં માલૂમ પડે તથા યાનચનગતના પ્રમાણપત્રો — જે માગવામાં આવશે — ની બાબતમાં વિશ્વાસપાત્ર લાગે તો, તેમને યુનિવર્સિટીઓ માન્ય કરી શકે' આ શાળાઓના વ્યવસ્થાપકોને તેમની ઇચ્છા મુજબની ધાર્મિક કેળવણી આપવાની છૂટ હતી પરંતુ સરકાર તરફથી કરવામાં આવતું નિરીક્ષણ અને આપવામાં આવતી આર્થિક મદદ તો બિન ધાર્મિક કેળવણી પૂરતી જ સીમિત હતી

આવી બિન ધાર્મિક ભૂમિકામાં ગાંધીજીની ધર્મ વિષેની કલ્પના વિકસના પામી અમુક માન્યતાઓ રાખવી અથવા અમુક ક્રિયાવિધિઓ કરવી એને ગાંધીજી ધર્મ નહોતા લેખતા તેમને મન ધર્મ એટલે સત્ય પ્રેમ અને ન્યાયના નિરપેક્ષ મૂલ્યોને વિષે અચળ શ્રદ્ધા અને આ ધરતી પર તે સિદ્ધ કરવાનો સતત પ્રયત્ન તેમણે કહ્યું છે કે સત્ય અને સદાચારના કરતા ઊંચો બીજો કોઈ ધર્મ નથી ઉપનિષદોમાં બ્રહ્મનો સત્ય જ્ઞાન અને અનંત તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે ઈશ્વર સત્યનારાયણ છે ગાંધીજી લાગે છે કે બધા જ ધર્મો માણસના પાવન માટે તત્ત્વત સમાન નીતિરીતિ ઉપદેશે છે વેદો કુરાન તથા બાઈબલ આત્મસાક્ષાત્કાર માટેના સાધન તરીકે આપણને આત્મનિગ્રહની જરૂરિયાત વિષે જ કહે છે બધા ધર્મોનું લક્ષ્ય એક જ છે આંતરિક જીવન ઈશ્વરપરાયણ જીવન એ જ અસલ વસ્તુ છે બધા જ મહાન ધર્મોના સર્વસ્પર્શી સ્વરૂપ પર

ઓળખે તથા તેના સરજનહાર તથા પોતાની વચ્ચેનો સાચો સંબંધ પિછાને ત્યાં સુધી તે તેને જંપવા દેતો નથી.'[1]

ગાંધીજી ધર્મના નૈતિક પાયા પર ભાર મૂકે છે, એ ધર્મ વિષેની તેમની મૌલિક દૃષ્ટિ દર્શાવે છે. ધર્મના જૂના અને જરીપુરાણા થઈ ગયેલા સિદ્ધાંતોનો પુનરુચ્ચાર કરવાને બદલે તેઓ હિંમતપૂર્વક કહે છે કે, નીતિમત્તાથી અતિરિક્ત ધર્મની આપણે કલ્પના કરી શકીએ નહીં. તેમને મન, 'સાચો ધર્મ અને સાચી નીતિમત્તા એકબીજાથી અળગાં પાડી ન શકાય એવી રીતે જોડાયેલાં છે જમીનમાં વાવેલા બીજને પાણીની ગરજ છે તે જ રીતે નીતિમત્તાને ધર્મની ગરજ છે.' જે બુદ્ધિગ્રાહ્ય નથી તથા જે નીતિથી વિરુદ્ધ હોય તેના કોઈ પણ ધાર્મિક સિદ્ધાંત ગાંધીજી ત્યાજ્ય ગણે છે.

ગાંધીજીની કલ્પના પ્રમાણેના સમાજમાં રાજકીય, આર્થિક, કેળવણીની અથવા સામાજિક વગેરે દરેક પ્રવૃત્તિ ધાર્મિક દૃષ્ટિથી જ ચલાવવામાં આવશે. તેઓ કહે છે :

> 'હજી પણ મારો મત એવો છે કે, જેને ધર્મ જોડે છૂટાછેડા હોય એવું રાજકારણ હું કલ્પી શકતો નથી. ખરું જોતાં આપણા એક એક કાર્યમાં ધર્મભાવના વ્યાપેલી રહેવી જોઈએ. અહીં ધર્મ એટલે સંપ્રદાય કે ફિરકાના મત અને વાદ એવો અર્થ કરવાનો નથી. પરંતુ સૃષ્ટિનું તંત્ર સુવ્યવસ્થિત અને નીતિના પાયા પર રચાયેલું છે એવી આસ્થા એ અહીં ધર્મનો અર્થ છે . . આવો ધર્મ હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી બધા ધર્મોથી પર છે. એ તો તે બધાનો સુમેળ સાધે છે અને તેમનામાં યથાર્થતા સીંચે છે'[2]

ગાંધીજી માને છે કે, ધર્મો એક જ લક્ષ્યે પહોંચવા માટેના જુદા જુદા માર્ગો છે. તેઓ માને છે કે, જેટલી વ્યક્તિઓ છે તેટલા ધર્મો છે. 'ઝાડને થડ એક જ હોય છે પણ અનેક ડાળીઓ અને પાંદડાં હોય છે. તે જ રીતે સાચો અને પૂર્ણ ધર્મ એક જ છે, પરંતુ માનવી દ્વારા વ્યક્ત થઈને તે અનેક રૂપો ધારણ કરે છે'[3]

---

૧. યંગ ઇન્ડિયા, ૧૨-૫-'૨૦
૨. હરિજન, ૧૦-૨-'૪૦
૩. યંગ ઇન્ડિયા, ૯-૧૨-'૨૮

બધા મહાન ધર્મોનો અભ્યાસ કરતી વખતે આપણે તે તે ધર્મના પ્રસિદ્ધ લેખકોના લખાણો દ્વારા જ તેમનો અભ્યાસ કરવો જોઈએ એમ ગાંધીજી ઇચ્છે છે તેઓ કહે છે કે 'પોતાના ધર્મના અભ્યાસ ઉપરાંત બીજા ધર્મોનો આ અભ્યાસ આપણને બધા ધર્મોના પાયામાં રહેલી એકતાનો ખ્યાલ આપશે તથા સામ્પ્રદાયિક માન્યતાઓથી પર એવા સર્વસ્પર્શી અને અંતિમ સત્યની ઝાંખી કરાવશે'[11] ગાંધીજી કહે છે કે, આવો અભ્યાસ કરતાં પોતાના ધર્મને વિષે ઉદાસીનતા આવવાનો ભય કોઈ ન રાખે આપણી વિચારશ્રેણીમાં બધા ધર્મોને સાચા ગણ્યા છે બધાને વિષે આદર કલ્પ્યો છે આવી સ્થિતિ છે ત્યાં પોતાના ધર્મનો પ્રેમ તો હોય જ, બીજા પ્રત્યે તે કેળવવો રહ્યો જ્યાં ઉદાર વૃત્તિ છે ત્યાં બીજા ધર્મોમાં જેટલી વિશેષતા જોવામાં આવે તે પોતાના ધર્મમાં લેવાની પૂરી છૂટ રહે છે'[12] લોકોને અમુક ધર્મ પાળવાની ફરજ ન પાડી શકાય કેમ કે 'ધર્મ બહુ જ અંગત વસ્તુ છે આપણે ધર્મની આપણી સમજ પ્રમાણે જીવન જીવીને જે કાંઈ જોગ હોય તેમાં એક બીજા સાથે ભાગ ભગવો જોઈએ અને એ રીતે ઈશ્વરને પહોંચવા માટેના માનવીના કુલ પ્રયાસમાં ઉમેરો કરવો જોઈએ'[13]

આપી શકીએ તો આપણા છોકરાછોકરીઓને એનાથી ઇકિ ઊતરતી વસ્તુ આપીને આપણે સતોષ માનવો જોઈએ, એમ ગાધીજી ઇચ્છે છે એથી ફરીને તેઓ સૂચવે છે કે, 'શાળાઓમા એવુ શિક્ષણ આપવામા આવે કે ન આવે, મોટી ઉમરના વિદ્યાર્થીઓએ બીજી બાબતોની જેમ ધાર્મિક બાબતમાયે સ્વાશ્રયની કળા ખીલવવી જોઈએ તેઓ પોતાની ચર્ચાસભા રાખે છે તથા હવે કાતણ મંડળીઓ ચલાવે છે તે જ રીતે તેઓ ધાર્મિક શિક્ષણના વર્ગો પણ ચલાવી શકે'[1] કોઈ પણ સજોગોમા ગાધીજી ધાર્મિક શિક્ષણ વિના ચલાવી લેવા માગતા નથી તેઓ કહે છે, 'હિંદુસ્તાન કદી પણ ઈશ્વરવિમુખ ન થઈ શકે હડહડતો નાસ્તિકતાવાદ આ ભૂમિમા ફાલીફૂલી શકે જ નહીં એ કામ, ખરેખર કપરુ છે, હુ ધાર્મિક શિક્ષણનો વિચાર કરવા બેસુ છુ ત્યારે મને ચક્કર આવી જાય છે'[2]

ઘણી વાર એવી દલીલ કરવામા આવે છે કે, આપણા દેશમા તાજેતરના સમયમા જે બધી મુશ્કેલીઓ પેદા થવા પામી છે તેનુ મુખ્ય કારણ ધર્મ અને ધાર્મિક શિક્ષણ છે, તથા ધાર્મિક શિક્ષણ સાથે એટલી બધી અનિષ્ટ વસ્તુઓ વળગેલી છે કે, તેનો સર્વથા ત્યાગ કરવો એ જ સલાહભર્યું છે આપણા દેશમા ધાર્મિક શિક્ષણના માર્ગમા મુશ્કેલીઓ રહેલી છે એ વાત ગાધીજી કબૂલ કરે છે, પરન્તુ એ મુશ્કેલીઓ પાર ન કરી શકાય એવી નથી એમ તેઓ ખાતરીપૂર્વક માને છે સાચી તેમ જ કાલ્પનિક મુશ્કેલીઓથી ડરીને ગાધીજી ધાર્મિક શિક્ષણની વાત છોડી દેતા નથી મુશ્કેલીઓ પાર કરીને તેમાથી કોઈક વહેવારુ માર્ગ ખોળી કાઢવાની આવડત તેમનામા છે તેઓ સૂચવે છે કે, 'સાચી ધાર્મિક ભાવનાનો ઉદય થતા ધાર્મિક શિક્ષણના અનિષ્ટો દૂર થશે ધાર્મિક શિક્ષણ છોડી દેવુ એ તો ખેડૂતના જમીનના યોગ્ય ઉપયોગ અગેના જ્ઞાનના અભાવને કારણે ખેતરને પડતર રહેવા દઈ તેમા ઘાસ ઊગવા દેવા જેવુ છે'[3]

ગાધીજી નીતિને બધી વસ્તુઓના પાયારૂપ લેખે છે, એનો ઉલ્લેખ અમે કરી ગયા છીએ તેઓ કહે છે, 'પણ એક વસ્તુએ જડ ઘાલી— આ જગત નીતિ ઉપર નભેલુ છે નીતિ માત્રનો સમાવેશ સત્યમા

૧ य ग्रि २५-८-'२७
૨ એ જ, २५-८-'२७
૩ એ જ, १४-१०-'२६

છે.'[1] સઘળા ધાર્મિક શિક્ષણનો ઉદ્દેશ 'સાચી ધર્મભાવના'—ભૂતમાત્રને માટે પ્રેમ તથા બંધુભાવ કેળવવાનો હોવો જોઈએ. ધાર્મિક શિક્ષણ કેવળ સત્યની નિરંતર ખોજ જ નહીં પણ સત્યનું અખંડ અને દઢતાપૂર્વકનું પાલન પણ છે. ડૉ. ઈ. એ. માયર્સ કહે છે તેમ, 'તેણે માનવીના આત્માને, ઈશ્વરને—જે જીવંત સત્ય છે—જાણવાની તથા તેને ચાહવાની તેની ઝંખનાને મદદરૂપ થવું જોઈએ. કારણ કે, આત્મબળ કેવળ ઈશ્વરકૃપાથી જ લાધે છે અને જીવંત નિયમને વિષેની અટલ શ્રદ્ધા વિના પૂર્ણ જીવન અશક્ય છે.'[2] ધાર્મિક શિક્ષણે મર્દાનગીની ભાવના ખીલવવાને તાકવું જોઈએ. એ ભાવના દમદાટીમાં, બડાશમાં કે બોગાઈના ઘમંડમાં નથી રહેતી પણ 'સાચી વસ્તુ કરવાની અને પરિણામોનો સામનો કરવાની હિંમત'માં રહેલી છે. આ જગતમાં દૈવી તત્ત્વ રહેલું છે અને તે આપણે જે કંઈ વિચારીએ કે કરીએ તે જાણે છે એટલું જ નહીં પણ આપણી રક્ષા કરે છે તથા આપણને સાચે માર્ગે દોરે છે એ જાતની પ્રતીતિ સદા આપણને સૌને રહે એમ ગાંધીજી ઇચ્છે છે. આપણા વિદ્યાર્થીઓના દિલમાં આવું ધાર્મિક ભાન જાગ્રત કરવાની આપણી શાળાઓ તથા કૉલેજોની પ્રાથમિક ફરજ હોવી જોઈએ. તો ભય, અવિશ્વાસ અને દ્વેષનું આજનું વાતાવરણ થોડા જ વખતમાં નષ્ટ થશે અને તેને સ્થાને શાન્તિ, વિશ્વાસ અને પ્રેમ સ્થપાશે.

ગાંધીજી કહે છે, 'ધાર્મિક શિક્ષણનો પાયો ધર્મના સર્વસ્પર્શી તત્ત્વોનું શિક્ષણ તથા હૃદયને તેમ જ જીવનને શુદ્ધ કરનારા સત્ય અને અહિંસાના સદ્‌ગુણોની તાલીમ હોવા જોઈએ. દુનિયાના મહાન ધર્મો એકબીજાથી ચાહે એટલા ભિન્ન હોય તોપણ આ એક મૂળભૂત વાતમાં બિલકુલ એક છે કે, અશુદ્ધ હૃદયવાળો પુરુષ કે સ્ત્રી ઈશ્વરના સિંહાસન આગળ હાજર થઈ શકે નહીં. એટલા માટે મૂળભૂત સદ્‌ગુણોનું કડક પાલન આધ્યાત્મિકતાનો નક્કર પાયો બનવો જોઈએ.'

શાળાઓમાં ધાર્મિક શિક્ષણની જરૂરિયાત વિષે ગાંધીજી આવો પ્રબળ મત ધરાવતા હોવા છતાં વર્ધા યોજનામાંથી તેમણે એ વસ્તુ ઇરાદાપૂર્વક બાદ રાખી છે. પરંતુ તેમાંથી તેમણે ધાર્મિક શિક્ષણનો સમૂળગો

૧ આત્મકથા પા. ૩૩

૨ સાર્ચલાઈટ ઓક્ટો. ૧૯૪૯

છેદ ઉડાડી દીધો છે એમ કહેવું બરાબર નથી. તેમાથી તેમણે આધ્યાત્મિક તાલીમના અર્થમાં ધાર્મિક શિક્ષણને નહીં, પણ પ્રચલિત અર્થમા સાંપ્રદાયિક ધર્મને તિલાંજલિ આપી છે પોતાની કેળવણીની ફિલસૂફીથી સાંપ્રદાયિક શિક્ષણને દૂર રાખવા માટે તેમની પાસે સગીન કારણો હતા. બાળકોનાં ગ્રહણશીલ ચિત્તોમા સંકુચિત દૃષ્ટિ કેળવવાનુ વલણ રાખનાર સાંપ્રદાયિક શિક્ષણની હિમાયત તેઓ કેવી રીતે કરી શકે? સાંપ્રદાયિકતાને કારણે બધા યુગોમાં તથા બધા દેશોમાં માનવજાતને વેઠવી પડેલી ભારે આપત્તિઓનો આપણે વિચાર કરીએ તો ગાધીજીની નીતિના શાણપણ વિષે આપણે શકા ઉઠાવવી ન જોઈએ વળી, હિંદ પોતાની સમગ્ર પ્રજા ઉપર રાજ્યનો ધર્મ ઠોકી બેસાડનાર ધર્મશાહી નથી રાજ્ય પોતાનું બિનસાંપ્રદાયિક સ્વરૂપ શિથિલ કર્યા વિના શાળાઓમા ધાર્મિક શિક્ષણ આપવાની જોગવાઈ કરી શકે નહીં ગાધીજી કહે છે: 'રાજ્યનો કોઈ એક ધર્મ ન હોય તો ધાર્મિક શિક્ષણ આપવુ અશક્ય નહીં તો બહુ મુશ્કેલ તો થઈ જ પડે છે. કેમ કે, એનો અર્થ એ થાય કે, દરેક સંપ્રદાયને માટે એવા શિક્ષણની વ્યવસ્થા રાખવી જોઈએ એવું શિક્ષણ સારામા સારુ તો ઘરમા આપી શકાય. દરેક બાળકને માટે એવુ શિક્ષણ ઘરમા કે બીજી રીતે લેવાનો પૂરતો વખત રાજ્યે છૂટો રાખવો જોઈએ એ પણ કલ્પી શકાય એવુ છે કે, જે ધાર્મિક સંપ્રદાયો પોતાના બાળકોને ધાર્મિક શિક્ષણ આપવા માગતા હોય તેઓ ખાનગી રીતે એ શિક્ષણ આપે એવી સગવડ રાજ્યે કરી આપવી જોઈએ, માત્ર એવી કેળવણીનો ખરચ એ સંપ્રદાયોએ ઉઠાવવો જોઈએ.'[૧]

બધા ધર્મોને વિષે સમાન આદર શીખવવાની બાબતમા ગાધીજી મક્કમ વિચારો ધરાવે છે એ વિના જુદી જુદી કોમો વચ્ચે સાચી એકતા સ્થપાવાની શક્યતા તેઓ જોતા નથી. જુદા જુદા ધર્મોના બાળકોને એવુ શીખવવામાં આવે કે, તેમનો ધર્મ બીજા બધા ધર્મો કરતા ચડિયાતો છે અથવા એ જ એક સાચો ધર્મ છે, તો એ વસ્તુ તેમની વચ્ચે ભાઈચારાની ભાવના ખીલવવામાં વિઘાતક થઈ પડે એમ ગાધીજી લેખે છે. રાષ્ટ્રમા એવી એકાગિતાની ભાવના વ્યાપે તો એમાથી એ જ ફલિત થાય કે, કાં તો દરેક ધર્મને માટે બીજા બધા ધર્મોને ઉતારી પાડવાની સ્વતંત્રતા

૧. હરિજન, ૧૬-૭-'૩૮

સાથેની જુદી શાળાઓ હોવી જોઈએ અથવા તો ધર્મનું નામ સુધ્ધાં લેવાની મનાઈ કરવી જોઈએ. આ બધી મુશ્કેલીઓ લક્ષમા લઈ ને ગાંધીજી એવા નિર્ણય પર આવે છે કે, 'નીતિ અથવા સદાચારના મૂળભૂત સિદ્ધાંતો સર્વધર્મમા સમાન છે. એ બાળકોને જરૂર શીખવવા જોઈએ, અને વર્ધા યોજના પ્રમાણેની નિશાળોમાં એટલું ધાર્મિક શિક્ષણ પૂરતુ ગણાવુ જોઈએ.'[૧]

ગાંધીજીની દોરવણીને અનુસરીને ઝાકીરહુસેન સમિતિએ એવુ ઠરાવ્યુ કે, વર્ધા યોજના નીચે સામાજિક અભ્યાસનો એક ઉદ્દેશ 'દુનિયાના બધા ધર્મો માટે પરસ્પર આદર કેળવવાનો' હોવો જોઈએ. ઇતિહાસ, ભૂગોળ, સમાજશાસ્ત્ર અને વર્તમાન ઘટનાઓના અભ્યાસક્રમોની સાથે જગતના ભિન્ન ભિન્ન ધર્મોનો, મૂળ સિદ્ધાંતોમાં એમની વચ્ચે કેવો મેળ છે એ બતાવવા માટે, કરેલો અભ્યાસ આ ઉદ્દેશ પાર પાડવામાં મદદરૂપ થશે. 'પ્રેમ, સત્ય અને ન્યાય, સહકારમૂલક પુરુષાર્થ, રાષ્ટ્રીય એકતા અને સાંસ્કૃતિક એકતા તથા મનુષ્યમાત્રની સમાનતા અને બિરાદરી પર ભાર મૂકવો. . . .સર્વ પ્રકારની અહિંસા અને તેને અંગેના સદ્‌ગુણો હિંસા અને છળકપટ કરતાં શ્રેષ્ઠ છે, એ બતાવનારા પ્રસંગો ઇતિહાસ અને

ધાર્મિક પુસ્તકો ઉપર ઝાઝો આધાર રાખતા નહોતા. તેઓ માનતા હતા કે, દરેક વિદ્યાર્થીએ પોતાના ધર્મના મૂળતત્ત્વો જાણવા જોઈએ તથા પોતાના ધર્મપુસ્તકોનું તેને સામાન્ય જ્ઞાન હોવું જોઈએ. એથી કરીને એવું જ્ઞાન મળે એ માટે તેમણે યથાશક્તિ સગવડ કરી હતી. ગાંધીજીના અભિપ્રાય પ્રમાણે, 'આત્માનો વિકાસ કરવો એટલે ચારિત્ર ઘડવું ઈશ્વરનું જ્ઞાન મેળવવું, આત્મજ્ઞાન મેળવવું.'[1] મહાત્માને મન ચારિત્ર્યનું બીજી કોઈ વસ્તુના કરતા વધારે મહત્ત્વ છે. અને બાળકના ચારિત્ર્યના વિકાસને, તે જ્ઞાન મેળવે અને માહિતી એકઠી કરે તેના કરતા અગ્રસ્થાન મળવું જોઈએ એમ તેઓ માનતા. કેળવણીની પદ્ધતિમાં ચારિત્ર્યનું ઘડતર જો વિધાયક બળ હોય તો, તેઓ જણાવે છે કે, પ્રથમ સારા ચારિત્ર્યવાળા શિક્ષકો જોઈએ, કારણ કે, ચારિત્ર્ય બાળકોની કેળવણીનું મહત્ત્વનું અંગ છે અને આત્માની કેળવણી વિનાની બધી કેળવણી વ્યર્થ છે, કદાચ હાનિકારક પણ હોય.

આ આત્મિક કેળવણી કેવી રીતે અપાય? ગાંધીજી ટોલ્સ્ટોય આશ્રમના બાળકોને ભજનો ગવડાવતા તથા મોઢે કરાવતા તથા નીતિના પુસ્તકો વાંચી સમજાવતા. પણ એથી તેમને સંતોષ થતો નહોતો. તેઓ બાળકોના વધુ પ્રસંગમાં આવતા ગયા તેમ તેમ તેમણે જોયું કે, આત્માની કેળવણી પુસ્તકો વડે તો નહીં જ આપી શકાય. જેમ કે, ચારિત્ર્યનું ઘડતર ખુદ તેમના જીવનમાંથી જ ઉદ્ભવે છે. તેઓ કહે છે : 'ધાર્મિક કેળવણી સારામાં સારી રીતે કેવી રીતે અપાય એ સમજવા માટે મેં ઘણા છોકરાઓ પર પ્રયોગ કર્યો છે અને મને માલૂમ પડ્યું કે, પુસ્તકોનું શિક્ષણ કંઈક ઉપયોગી થાય છે ખરું પરંતુ એકલું પુસ્તકોનું શિક્ષણ નકામું છે. મને જણાયું કે ધર્મનું પાલન કરનારા શિક્ષકો જ ધર્મનું શિક્ષણ આપી શકે. મેં જોયું કે વિદ્યાર્થીઓ, તેઓ વાંચે છે તે પુસ્તકોમાંથી અથવા તો અધ્યાપકો જે વ્યાખ્યાનો આપે છે તેમાંથી ગ્રહણ કરે છે તેના કરતા અધ્યાપકોના જીવનમાંથી વધારે ગ્રહણ કરે છે. છોકરાઓમાં તથા છોકરીઓમાં અજાણપણે આરપાર જોવાની અજ્ઞાત શક્તિ રહેલી હોય છે અને તેના વડે તેઓ તેમના શિક્ષકોના મનના વિચારો જાણી શકે છે, એવું મારા જોવામાં આવ્યું અને એથી મને ભારે આનંદ થયો. પોતાના મોઢેથી

1. आत्मकथा पा ३३९

એક વસ્તુ શીખવે અને પોતાના દિલમા બીજી વસ્તુ ધારણ કરતો હોય એવા શિક્ષકને ધિક્કાર છે "[1]

શિક્ષકોએ તેમના વિદ્યાર્થીઓ સાથે સાચા હૃદયનો સબધ સ્થાપવો જોઈએ તથા વર્ગની બહાર તેમનો બધો સમય તેમના વિદ્યાર્થીઓને આપવો જોઈએ અને 'તેમના મગજોના કરતા તેમના હૃદયનુ ઘડતર કરવુ જોઈએ તથા સારુ જીવન જીવવાના તેમ જ સગીન, ભરોસાપાત્ર ચારિત્ર્ય ઘડવાના તેમના પ્રયાસોમા તેમને ઉત્તેજન આપવુ જોઈએ,' એવુ ગાધીજી ઇચ્છે છે

રાજ્યે મજૂર કર્યા મુજબનુ ધાર્મિક શિક્ષણ શાળાના અભ્યાસક્રમનો ભાગ બનવો જોઈએ કે નહીં એ સવાલના સબધમા ગાધીજીએ કહ્યુ કે, આખાયે પ્રજાનો એક જ ધર્મ હોય તોયે હુ રાજ્યધર્મમા માનતો નથી રાજ્યની દખલગીરી ઘણુખરુ હમેશા જ બિનઆવકારલાયક થાય ધર્મ કેવળ અગત વસ્તુ છે અને વસ્તુતાએ જેટલા માણસો છે તેટલા ધર્મો છે દરેક માણસની ઈશ્વર વિષેની કલ્પના બીજાઓ કરતા જુદી હોય છે ધાર્મિક સસ્થાઓને રાજ્ય તરફથી અશત કે પૂરેપૂરી મદદ મળે તેની પણ ગાધીજી વિરુદ્ધ હતા કારણ કે, કોઈ પણ સસ્થા અથવા સમૂહ જે પોતાના ધર્મના શિક્ષણને માટે નાણા ઊભા કરી ન શકે તેને સાચા ધર્મની જાણ જ નથી, એમ તેઓ માનતા એનો એવો અર્થ નથી કે, રાજ્યની શાળાઓએ નીતિનુ શિક્ષણ ન આપવુ જોઈએ નીતિના મૂળભૂત નિયમો તો બધા ધર્મોમા સરખા જ છે અને તેનુ શિક્ષણ આપવાની રાજ્યની ફરજ છે એમ તેઓ માનતા હતા

આ ઉપરથી સમજાશે કે, ધર્મના સવાલ તથા શિક્ષણમા તેના સ્થાન પરત્વેની ગાધીજીની દૃષ્ટિ મૌલિક તેમ જ પ્રતીતિકર છે ગાધીજીમા તીક્ષ્ણ બુદ્ધિ હતી તેમ જ અસાધારણ પ્રમાણમા સામાન્ય સમજ હતી અને તેને કારણે તેમણે આ ચર્ચાસ્પદ સવાલનો સસ્કૃતિ તથા પરપરાને અનુરૂપ ઉકેલ ખોળી કાઢ્યો ગાધીજીના અભિપ્રાય પ્રમાણે, મૂળભૂત તત્ત્વોની બાબતમા બધા જ ધર્મો સમાન છે એ દર્શાવી આપનાર દુનિયાના ધર્મોનો ભક્તિભાવપૂર્વકનો અભ્યાસ એ ધાર્મિક શિક્ષણના અભ્યાસક્રમનો સાર છે આવો અભ્યાસક્રમ આધ્યાત્મિક તાલીમ અથવા ચારિત્ર્યઘડતરને—

1 વીથ ગાંધીજી ઇન સિલોન, પા ૧૦૮

એ કેળવણીનો એક પ્રધાન ઉદ્દેશ છે — ઉપકારક થઈ પડે. પોતાના ધર્મ-ગ્રંથોમાંનાં મહાન સત્યો બીજાઓના ધર્મોનાં પુસ્તકોમાં પણ મળી આવે છે એમ જાણવું; જુદાં જુદાં ધર્મશાસ્ત્રોમાંથી એકસરખાં ધર્મસૂત્રો ખોળી કાઢી શકાય એ જોવું, પોતાના મહાન નેતા અથવા ધર્મોપદેશકનો સંદેશ તથા તેની ભાવના યુગયુગાન્તરોમાં થઈ ગયેલા મહાન આત્માઓના ઉપદેશ તથા ભાવનામાં પ્રતિબિંબિત થાય છે તથા તેમનો પ્રતિધ્વનિ સંભળાય છે એમ જાણવું — આવું જ્ઞાન એ બધી વસ્તુઓમાં માણસની શ્રદ્ધા સુદૃઢ કર્યા વિના કેવી રીતે રહે?

જુદા જુદા ધર્મના લોકો વચ્ચેના સંબંધોને લાંબા સમયથી વિષમય કરનાર સંકુચિત વૃત્તિ અને ધર્માંધપણું દૂર થાય એવું સ્વપ્નું ગાંધીજી સેવતા હતા. એથી કરીને, તેમણે તેમની કેળવણીની ફિલસૂફીમાં જુદા જુદા ધર્મોના લોકોને માન્ય થાય એવા પ્રકારના ધાર્મિક શિક્ષણનો સમાવેશ કર્યો. દરેક બાળકને બધા મહાન ધર્મોના પ્રવર્તકોના જીવન વિષે તથા તેમના ઉપદેશ વિષે સામાન્ય જ્ઞાન મળે, દુનિયાના મહાન ધર્મગ્રંથોનો પરિચય થાય, પોતાના સિવાયના અન્ય ધાર્મિક આચારો તથા ધાર્મિક પરંપરાઓની સહાનુભૂતિપૂર્વકની સમજ પ્રાપ્ત થાય અને જુદી જુદી ધાર્મિક ક્રિયાઓ તથા જુદા જુદા નામો મારફતે પણ એક જ ઈશ્વરની સર્વસામાન્ય આરાધના દ્વારા બીજા હિંદીઓ સાથે સમાન નાગરિકત્વની ભાવના પેદા થાય, એ રીતે એ ધાર્મિક શિક્ષણનો ઇતિહાસ તથા સાહિત્યના શિક્ષણનો અનુબંધ સાધવો જોઈએ.

ધર્મઝનૂન અને ધર્માંધતાથી મુક્ત રાખીને ઉછેરવામાં આવેલી પેઢીના લોકો તેમના પિતાઓના કરતાં વધારે ઉચ્ચ ભૂમિકા પરથી પોતાને માટે વધારે ઉચ્ચ કક્ષાનો ધર્મ ખોળી કાઢવાની સ્થિતિમાં હોય એ શક્ય છે.

ધાર્મિક શિક્ષણ વિષેના ગાંધીજીના વિચારોની ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણનના અધ્યક્ષપણા નીચેના યુનિવર્સિટી એજ્યુકેશન કમિશનના વિચારો સાથે તુલના કરવાનું રસપ્રદ થઈ પડશે. ધર્મના દુરુપયોગનો ઉલ્લેખ કરીને કમિશન નીચે પ્રમાણે જણાવે છે:

'તાજેતરનાં વર્ષોમાં હિંદુસ્તાનને જે મુશ્કેલીઓમાંથી પસાર થવું પડ્યું તેને પરિણામે આ સિદ્ધાંતોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ઇરાદો દરેક પ્રકારના ધાર્મિક શિક્ષણની મનાઈ કરવાનો નથી પણ રાજ્યની શાળાઓમાં ધર્માંધ અથવા સાંપ્રદાયિક ધાર્મિક શિક્ષણ આપવાની મનાઈ કરવાનો છે, રાજ્યની

શાળાઓમાં આપણાં બાળકોમાં શાંતિ અને બાનૂપ્રેમની ભાવના ખીલવવાને બદલે તેમને આપણે સાંપ્રદાયિક માન્યતાઓનું શિક્ષણ આપીએ તો આપણે કલહની ભાવનાને ઉત્તેજન આપીશું કારણ કે, બાળકો તેમને વિભક્ત કરનારી માન્યતાઓ અને ન્યૂનની વડાઈઓ વિષે જાગ્રત બનશે [1]

કમિશન ગાંધીજી સાથે સંમત થાય છે કે તેમની કલ્પના મુજબના ધાર્મિક શિક્ષણની આવશ્યકતા છે

ધાર્મિક શિક્ષણ અંગેના ગાંધીજીના વિચારોની જુદા જુદા દૃષ્ટિબિંદુથી ટીકા કરવામાં આવી છે તેમના ટીકાકારોના મુખ્યત્વે કરીને બે વર્ગો પાડી શકાય એક એવી વિચારસરણી છે જેને મન કોઈ પણ પ્રકારનું ધાર્મિક શિક્ષણ એક ભયરૂપ છે તેઓ ગાંધીજીનું બધું જ કહેવું સ્વીકારશે શરત એટલી કે, તેમાં ધર્મ શબ્દનો ઉલ્લેખ સરખો પણ ન થવો જોઈએ તેઓ માને છે કે તાજેતરના સમયમાં આપણે જે બધી મુશ્કેલીઓ ભોગવી છે તેનું મૂળ કારણ ધર્મ છે અને એટલા માટે તેઓ રાજ્યની શાળાઓમાં ધાર્મિક શિક્ષણ પર પ્રતિબંધ મૂકવાને ઇંતેજાર છે જ્યારે બીજી બાજુએ કેટલાક ટીકાકારો એવું માને છે કે ગાંધીજી ધર્મ તથા આધ્યાત્મિક મૂલ્યોની આગવી આગવી વાતો કરે છે ખરા પરંતુ પાયાની શાળાઓમાં ધાર્મિક શિક્ષણની ઇરાદાપૂર્વક છેક ઉડાડી દઈને તેમણે તેમના પ્રસંશકોને નાસીપાસ કર્યા છે રેવ ટી એન સીકવેરિયા ધાર્મિક શિક્ષણ પ્રત્યે ઉપેક્ષા કરવા બદલ ગાંધીજીની યોજનાની ટીકા કરતાં લાઈટ ફ્રૉમ વર્ધા' (વર્ધામાંથી પ્રકાશ) એ મથાળા નીચેના લેખમાં આ પ્રમાણે લખે છે

> પરંતુ હિંદની રાષ્ટ્રીય એકતાની પરિપક્વતાને આટલા બધા વખત સુધી વિલંબમાં નાખનાર કમનસીબ ભાગલાઓના મૂળ પર ઘા કરવાના આ પ્રશંસાપાત્ર ઉત્સાહમાં તેમણે ભારી હિંદના સાચા કલ્યાણને માટે એથીયે વધારે ગંભીર પ્રકારનું બીજું એક જોખમ ભૂલી ગયા લાગે છે આજના કેળવાયેલા ઘણા હિંદીઓની અધાર્મિકતા તથા બેપરવાઈની ભાવના પ્રત્યે તેમણે પોતે અનેક વાર ખેદ દર્શાવ્યો છે અને તેમ છતાં તેઓ પોતાની યોજનામાં ધાર્મિક શિક્ષણ માટે જોગવાઈ કરતા નથી એ શિક્ષણ અમર આત્મા મરણધર્મા દેહના કરતાં વધારે મહત્ત્વનો છે તે જ પ્રમાણે શારીરિક કે બૌદ્ધિક શિક્ષણ કરતાં ધાર્મિક શિક્ષણ વધારે મહત્ત્વનું છે અમે અહીં જે સવાલ પૂછીએ છીએ તેનો આ પ્રમાણે જવાબ આપીને તેઓ તેમના પ્રશંસકોને સુધ્ધાં નાસીપાસ કરે છે તેમને

1 ધી રિપોર્ટ ઑફ ધી યુનિવર્સિટી એજ્યુકેશન કમિશન પા ૨૯૪

પૂછવામાં આવ્યું હતું, ધાર્મિક શિક્ષણ પર આપ કશો ભાર કેમ મૂકતા નથી? — કારણ કે, હું તેમને વહેવારુ ધર્મ, સ્વાશ્રયનો ધર્મ શીખવી રહ્યો છું.

'મહાત્માજી હિંદનાં બાળકોને માટે સ્વાશ્રયને પૂરતો ધર્મ તરીકે લેખે છે એમ અમે માની શકતા નથી. આધ્યાત્મિકતાપરાયણ પૂર્વના દેશો અને પવિત્ર હિંદને વિષે પ્રવાસીઓએ આટલી બધી વાતો કરી છે તે પછી આપણે સ્વાશ્રયના મામૂલી ધર્મથી સંતોષાઈશું ખરા? સ્વાશ્રય જરૂરી પણ પ્રાથમિક સદ્‌ગુણ છે. પરતુ તે ઈશ્વર તરફના માર્ગમાં આપણને બહુ આગળ નહીં લઈ જાય. પ્રાથમિક કેળવણીને — ખાસ કરીને તે સાત વરસ ચાલતી હોય અને મોટા ભાગનાં બાળકોને તો જીવનમાં એટલું જ શિક્ષણ મળવાનું હોય ત્યારે — ધાર્મિક શિક્ષણના ગંભીર પ્રકારના અને વ્યવસ્થિત અભ્યાસક્રમ વિના ચાલે એમ નથી. જ્યાં આટલા બધા ધર્મો છે એવા દેશમાં આવા પ્રકારના શિક્ષણની જોગવાઈ કરવામાં રહેલી મુશ્કેલીઓથી અમે બરાબર માહિતગાર છીએ, પરતુ કોઈ પણ મુશ્કેલી પવિત્ર અને પ્રાથમિક ફરજને ટાળી શકે નહીં.

'મિ. ગાંધી કદાચ પૂછશે કે, હિંદુઓ, મુસલમાનો અને ખ્રિસ્તીઓને અનેક ધર્મોનું શિક્ષણ આપવાની જોગવાઈ કેવી રીતે કરી શકાય? એનો જવાબ એ છે કે, ધર્મ અને કોમવાદ સમાન વસ્તુ નથી; કોમવાદનો નાશ કરવા માટે ધર્મનો નાશ કરવાની જરૂર નથી. સાચે જ, કેળવાયેલા હિંદીઓને પણ શીખવવાની જરૂર છે કે, ધર્મે કેવળ રાજકીય, સામાજિક, અને આર્થિક જીવન પર અસર કરવી ન જોઈએ અને માણસોને ઈશ્વરે ધર્મનું દર્શન કરાવ્યું હોય તો ધર્મે તેમને વધારે સારા માણસો, વધારે સારા દેશભક્તો, વધારે સ્વતંત્રતાપ્રેમી, વધુ આપભોગ આપનારા, ઓછા એંગાળી અને અલગતાની ભાવનાવાળા તથા ગોઝારા કોમવાદી શબ્દથી સૂચિત થાય તેનાથી સાવ જુદા પ્રકારના બનાવવા જોઈએ. દરેક બાળકને તેના પોતાના ધર્મમાં શિક્ષણ આપવાની જોગવાઈ કરવાનુ રાજ્યને અશક્ય લાગતુ હોય તો રાજ્યે એ કામ ખાનગી સંસ્થાઓ પર છોડવુ જોઈએ. પરતુ ધાર્મિક શિક્ષણ — બુદ્ધિના પાયા પર રચાયેલા કેવળ નીતિના સિદ્ધાંતો જ નહીં પણ દૈવી જ્ઞાનના ફળો તથા તેમાંથી ઉદ્‌ભવતા વહેવારુ સિદ્ધાંતો સુધ્ધાં — તો આપવું જ જોઈએ. પ્રત્યેક માબાપ તથા બાળક એનાં હકદાર છે અને એ હક સિદ્ધ કરવા માટે આગ્રહ રાખવાની તેમની ફરજ છે. . . . ગામડાઓની શાળાઓ ચલાવવાને ખાનગી સંસ્થાઓને આમંત્રણ આપવું જોઈએ. શરત એટલી કે, તેમણે એ અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ આપવું જોઈએ અને બાળકોને શાળાના સમય દરમ્યાન કે તેની બહાર તેમના ધર્મનું શિક્ષણ આપવાની પૂરેપૂરી છૂટ હોવી જોઈએ. . . . એનો અર્થ એ થયો કે સગવડની ખાતર એક જ ધર્મનાં બાળકો એક જ શાળામાં ભણવા જશે. પરતુ બાળકોને યોગ્ય પ્રકારના શિક્ષકો દ્વારા શિક્ષણ આપવામાં આવે

તથા યોગ્ય પ્રકારના નિરીક્ષકો દ્વારા શાળાઓનું નિરીક્ષણ કરવામાં આવે તો એનાથી કોમવાદને કે અલગતાવાદને ઉત્તેજન મળશે નહીં.' [૧]

રેવ. સીકવેરિયા કહે છે તેમ, ગાંધીજીએ પોતાની યોજનામાં ધાર્મિક શિક્ષણ માટે જોગવાઈ નથી કરી એમ કહેવું એ અતિશયોક્તિ છે. અમે આગળ જણાવી ગયા છીએ કે, ગાંધીજી શારીરિક કે બૌદ્ધિક શિક્ષણ કરતાં આધ્યાત્મિક શિક્ષણ પર વધારે ભાર મૂકે છે. વિદ્વાન ટીકાકાર માગણી કરે છે તેના કરતાં ભિન્ન પ્રકારના ધાર્મિક શિક્ષણની ગાંધીજીએ જોગવાઈ કરી છે એ હકીકત ઉપરથી એમ સમજવું ન જોઈએ કે, ગાંધીજીએ ધાર્મિક શિક્ષણ તરફ સર્વથા દુર્લક્ષ કર્યું છે. ઊલટું હિંદુધર્મ પ્રત્યે તેમને ભારે આદર હોવા છતાં તેમણે હિંમતપૂર્વક સૂચવ્યું કે સાંપ્રદાયિક શિક્ષણ આપવાનું જુદા જુદા સંપ્રદાયોને સોંપવું જોઈએ. ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણનના અધ્યક્ષપદ નીચેનું યુનિવર્સિટી એજ્યુકેશન કમિશન, ધાર્મિક શિક્ષણ અંગેના ગાંધીજીના વિચારો સાથે સામાન્ય રીતે એકમત થાય છે એ હકીકત આ અટપટા સવાલના સંબંધમાં તેમણે સુસંગતપણે લીધેલા વલણનું શાણપણ દર્શાવે છે.

*રાજ્યે ધાર્મિક શિક્ષણનું કાર્ય ખાનગી સંસ્થાઓ પર છોડી દેવું* જોઈએ એવી રેવ. ટી. એન. સીકવેરિયાની સૂચનાને ટેકો આપતાં ગાંધીજી જરાયે અચકાતા નહોતા. આ વસ્તુ ગાંધીજીનાં લખાણોમાંથી આગળ ટાંકવામાં આવેલા એક ફકરા ઉપરથી જોઈ શકાય છે. ગાંધીજીને જો કંઈ ન ગમતું હોય તો તે માણસની ધાર્મિક સ્વતંત્રતામાં રાજ્યની દખલગીરી છે, કારણ કે તેઓ ધર્મને માણસની પોતાની અંગત વસ્તુ તરીકે લેખે છે. રાજ્યે તો કેવળ 'નીતિના મૂળભૂત સિદ્ધાંતો શીખવવા' પૂરતી જ પોતાની પ્રવૃત્તિ સીમિત રાખવી જોઈએ એમ ગાંધીજી ઇચ્છે છે.

પરંતુ ટીકાકારને જોઈએ છે 'ધાર્મિક શિક્ષણ—બુદ્ધિના પાયા પર રચાયેલા કેવળ નૈતિક સિદ્ધાંતો નહીં, પણ દૈવી જ્ઞાનનાં ફળો તથા તેમાંથી ઉદ્ભવતા વહેવારુ સિદ્ધાંતો.' આ સંબંધમાં જણાવી દેવું જોઈએ કે, આવી કાર્યવાહી હિંદની શ્રેષ્ઠ પરંપરાને અનુરૂપ નથી, જે 'ભારપૂર્વક જણાવે છે કે, કોઈ પણ વ્યક્તિ કે સંસ્થાને અંધપણે અનુસરવાથી આપણો આધ્યાત્મિક વિકાસ થઈ શકે નહીં.' આપણે સદાયે મનન, પરિપ્રશ્ન અને જિજ્ઞાસાનો

૧. ધી ન્યૂ રિવ્યૂ, ડિસેમ્બર, ૧૯૩૭

આગ્રહ રાખ્યો છે. બાળકોનાં સંસ્કારગ્રહણશીલ મન પર ધાર્મિક સંપ્રદાયોની રૂઢ માન્યતાઓના સંસ્કારો પાડવા એ ડહાપણભર્યું નથી. એ તો લગભગ તેમની નસોમાં કોમવાદના ઝેરની રમી આપવા જેવું અને એ રીતે જ્ઞાનપ્રકાશ માટે તેમનાં ચિત્તનાં દ્વાર બંધ કરવા જેવું થયું. માબાપોને કે કેળવણીના સત્તાવાળાઓને તેમના હાથ નીચેનાં બાળકો પર તેમની ધાર્મિક માન્યતાઓ લાદવાનો હક નથી. બાળકો તો પવિત્ર ટ્રસ્ટ છે અને તેમના પર તેમની માન્યતાઓ લાદવી એ આ ટ્રસ્ટને ભારે દગો દીધા બરાબર છે. તેમની પવિત્ર ફરજ તો, અંગત પ્રયત્ન દ્વારા મૂળભૂત નૈતિક સિદ્ધાંતો જાતે ખોળી કાઢવાને અને તેઓ વિવેક કરી શકે એ ઉંમરે પહોંચે ત્યારે પોતાનો અંગત અનુભવ ધ્યાનમાં લઈને પોતાની ધાર્મિક માન્યતા નિર્માણ કરવાને તેમને પ્રેરવાની છે. 'ધર્મ જો સાક્ષાત્કારની વસ્તુ હોય તો કેવળ રૂઢ માન્યતાઓ દ્વારા તે સિદ્ધ ન થઈ શકે તે શિસ્ત, તાલીમ, સાધના દ્વારા પ્રાપ્ત થઈ શકે. આપણને ધાર્મિક સિદ્ધાંતોના શિક્ષણની નહીં, પણ આધ્યાત્મિક તાલીમની જરૂર છે.'[1] ગાંધીજી ભારે ડહાપણપૂર્વક, તેઓ આફ્રિકામાં હતા ત્યારથી જ આધ્યાત્મિક તાલીમ પર ભાર મૂકતા નથી આવ્યા?

ખાનગી સંસ્થાઓને ગામડાઓની શાળાઓને ચલાવવાને આમંત્રણ આપવુ તથા શાળાના સમય દરમ્યાન કે એ સમય બહાર બાળકોને તેમના ધર્મનું શિક્ષણ આપવાની તેમને પૂરેપૂરી છૂટ આપવી એ સૂચના ગળે ઊતરતી નથી. વસ્તુતાએ જ્યા આગળ શાળાઓ નથી એવાં હિંદનાં અસંખ્ય ગામડાંઓમાં શાળાઓ શરૂ કરવાની ખાનગી સસ્થાઓને સંપૂર્ણ છૂટ છે જ. તેમના તરફથી આવો સહકાર મળે તેથી રાજ્યને તો આનંદ જ થશે. યોગ્ય પ્રકારના શિક્ષકો મળવા વિષે તથા યોગ્ય પ્રકારના નિરીક્ષકો દ્વારા શાળાઓનું નિરીક્ષણ કરવા વિષે તો મૌન સેવવું જ ઠીક છે, કારણ કે, આખા સવાલનો ખરો મુદ્દો જ એ છે. વળી, રેવ. સીકવેરિયાની કલ્પના મુજબનું ધાર્મિક શિક્ષણ આપવાના ઉદ્દેશથી આપણી ગામડાઓની બધી શાળાઓ ચલાવવાનું માથે લેવાને તૈયાર હોય એવી ખાનગી સંસ્થાઓ પૂરતા પ્રમાણમાં છે ખરી? કેટલાક ખ્રિસ્તી મિશનરીઓ આવી જવાબદારી ઉઠાવવાને તૈયાર હોય તોયે હિંદના જેવુ બિનસાંપ્રદાયિક રાજ્ય એ શાળાઓનો

૧. ધી રિપોર્ટ ઑફ ધી યુનિવર્સિટી એજ્યુકેશન કમિશન, પા. ૨૯૫

તેમના ધાર્મિક સંપ્રદાયોના પ્રચાર માટેના વ્યાસપીઠ તરીકે ઉપયોગ કરવા નહીં દે. એવા પગલાથી કોમવાદ અને અલગતાવાદની ભાવનાને ઉત્તેજન નહીં મળે એવી માન્યતા, આપણે જો છેલ્લાં અઢીસો વર્ષ દરમ્યાનની એવી ખાનગી સંસ્થાઓની હિંદમાં તેમ જ બીજા પછાત દેશોમાંની પ્રવૃત્તિઓ ઝીણવટપૂર્વક તપાસીએ તો, પાયા વિનાની લાગે છે. ગાંધીજીએ તેઓ શાળામાં અભ્યાસ કરતા હતા ત્યારે ખ્રિસ્તી મિશનરીઓને શાળાની પાસે ખૂણામાં ઊભા રહીને 'હિંદુ દેવતાઓની તથા હિંદુધર્મીઓની બદબોઈ કરતા' સાંભળ્યા હતા. એટલે, ખાનગી સંસ્થાઓ ગામડાંની શાળાઓ ચલાવે તેથી સાંપ્રદાયિકતાના વલણને ઉત્તેજન નહીં મળે, એવા સૂચન તરફ તેઓ ચિંતા વ્યક્ત કરે એ સ્વાભાવિક છે.

શાળાનું સમૂહજીવન વિદ્યાર્થીઓમાં ધાર્મિકતાની લાગણી કેળવવા માટેનું મહત્ત્વનું સાધન છે. શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચેના, વિદ્યાર્થી વિદ્યાર્થી વચ્ચેના સંબંધોમાં સર્વસામાન્ય ધર્મનાં તત્ત્વોના આચરણ માટે આપણે સોનેરી તક મળી રહે છે. આવી શાળા દીવાદાંડીરૂપ થઈ પડશે અને વિશાળ સમાજ પર તેની દૂરગામી અસર થશે. આવા આદર્શની સિદ્ધિને માટે દિવસની શાળા કરતાં છાત્રાલય શાળા વધારે ઉપકારક છે, કારણ કે તે વિદ્યાર્થીઓના સમગ્ર જીવનને આવરી લે છે.

જીવન તરફનું ધાર્મિક વલણ પેદા કરવા માટે શિક્ષકનો અંગત પ્રભાવ એ સૌથી મહત્ત્વનું સાધન છે એવા ગાંધીજીના મંતવ્યને સ્પેન્સ રિપોર્ટે પણ સમર્થન આપ્યું છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે, 'જેનો વિષય પરત્વેનો રસ તથા તે શીખવવાની ઇચ્છા ધાર્મિક શ્રદ્ધામાંથી ઉદ્ભવતાં હોય તે શિક્ષક સર્વોત્તમ છે એ વિષે ભાગ્યે જ શંકા ઉઠાવી શકાય.' ગાંધીજી એક ડગલું આગળ વધીને કહે છે કે, શિક્ષક જો એવા વલણવાળો ન હોય તો પોતાના મિશનમાં તે અવશ્ય નિષ્ફળ નીવડવાનો, કારણ કે બાળકનાં વલણો મુખ્યત્વે કરીને, 'સહાનુભૂતિભર્યા સંસર્ગ અને પ્રશંસાપાત્ર વ્યક્તિઓ તરફનાં સૂચનો દ્વારા'[1] ઘડાય છે.

આ રીતે આપણે એવા નિર્ણય પર આવીએ છીએ કે, ગાંધીજીના ધર્મ વિષેના તથા શિક્ષણમાં તેના સ્થાન વિષેના વિચારો માનસશાસ્ત્રની

1. મેન આઉટ લાઈન ઑફ સાયકૉલૉજી, પા. ૪૩૬

વિચારણાના આધુનિક વલણોને અનુરૂપ છે. ધાર્મિક શિક્ષણના ચર્ચાસ્પદ સવાલ પરત્વેની તેમની દૃષ્ટિ અતિશય તાજગીભરી અને પ્રાણવાન છે તથા આપણા સાંસ્કૃતિક વારસાને અનુરૂપ છે.

## ૧૨

## આપણા ભાષાકીય સવાલ વિષે ગાંધીજી

રાધાકૃષ્ણન કમિશને દર્શાવ્યું છે તેમ, આપણા ભાષાકીય સવાલ કરતાં બીજા કોઈ પણ સવાલે હિંદના કેળવણીકારોમાં વધારે વિવાદ પેદા કર્યો નથી. એની આસપાસ લાગણીનું એવું તો પડ જામ્યું છે કે, શાન્તચિત્તે અને તટસ્થતાપૂર્વક એને વિષે વિચાર કરવાનું પણ મુશ્કેલ થઈ ગયું છે.

એ સવાલની મુશ્કેલી હિંદના કદમાં તથા તેની વસ્તીના વિવિધ સ્વરૂપમાં રહેલી છે. હિંદમાં ભાષાઓની વિવિધતા બીજા કોઈ પણ દેશના કરતાં વધારે છે. હિંદની ભાષાકીય તપાસ પ્રમાણે અહીં ૧૭૯ ભાષાઓ અને ૫૪૪ બોલીઓ છે. એમાંની મોટા ભાગની ભાષાઓ તો નાની નાની આદિવાસી જાતિઓની બોલીઓ છે. બારેક જેટલી ભાષાઓ પોતાનું સાહિત્ય ધરાવે છે અને કેળવણીના, સંસ્કૃતિના અને રાજવહીવટના હેતુઓને માટે ઉપયોગી છે. એથી કરીને, વિવિધતાઓના દાવાઓનો એકતાના દાવાઓ સાથે સુમેળ સાધવાનું કામ અતિશય કઠિન છે. વીસમી સદીના આરંભમાં કેળવણી પામેલા હિંદીઓ એમ માનીને જ ચાલતા હતા કે, અંગ્રેજી ભાષા હિંદની રાજભાષા તરીકે જ નહીં પણ હરેક કક્ષાની કેળવણીના માધ્યમ તરીકે પણ કાયમી સ્થાન પામી છે. પરદેશી રાજકર્તાઓના પોશાક તથા તેમની ભાષાનું અનુકરણ ફૅશનેબલ લેખાતું હતું અને અસ્ખલિત રીતે અને છટાપૂર્વક વ્યાકરણશુદ્ધ અંગ્રેજી બોલવાની કળા જેણે પ્રાપ્ત કરી ન હોય તેના તરફ તેના દેશવાસીઓ કંઈક તુચ્છકારથી જોતા હતા. પરદેશી ભાષા પ્રજાજીવનમાં પ્રભુત્વનું સ્થાન પ્રાપ્ત કરે તેનાં વિનાશકારી પરિણામો અગાઉથી કળી શકનારા ગણ્યાગાંઠ્યા હિંદીઓ પૈકીના ગાંધીજી એક હતા. એથી કરીને તેમણે છેક ૧૯૦૯ની સાલ જેટલા વહેલા હિંદની ભાષાઓ પ્રત્યેના દુર્લક્ષ સામે તથા અંગ્રેજીને આપવામાં આવતા

વધારેપડતા મહત્ત્વ સામે વિરોધ ઉઠાવ્યો હતો આ સદીના પહેલા દશકામા ગાંધીજી તથા બીજા થોડાક લોકોએ જે ગોળો ગબડાવ્યો તે ૧૯૪૯ની સાલમા બંધારણ સભાએ તેને થભાવ્યો ત્યા સુધી એટલે કે લગભગ ચાળીસ વરસ સુધી પૂરા વેગથી ગબડતો રહ્યો એ વચ્ચેના ગાળા દરમ્યાન ભાષાકીય પંડિતો વચ્ચે ઝનૂની યુદ્ધ ચાલતુ રહ્યુ પરદેશી રાજકર્તાઓની સક્રોરણીથી કોમી ઝનૂન ભડકે બળવા લાગ્યુ અને તેણે એ વાદવિવાદ વધારે ઉગ્ર બનાવ્યો

આપણા ભાષાકીય સવાલની બે નિરાળી બાજુઓ છે હિંદની રાષ્ટ્ર ભાષા કઈ ભાષા બને તથા કેળવણીની જુદી જુદી કક્ષાએ બાળકને કઈ ભાષા મારફતે શિક્ષણ આપવુ જોઈએ એ વિષે આપણે નિર્ણય કરવાનો છે હિંદમા અગ્રેજી ભાષાની સ્થિતિ નક્કી થઈ જવી જોઈએ તે પછી જ રાષ્ટ્રભાષાના તેમ જ શિક્ષણના માધ્યમના સવાલોનો સતોષકારક નિવેડો લાવી શકાશે

ભારતની ક્ષિતિજ પર સ્વાતંત્ર્યનો અરુણોદય થયો ત્યારથી અગ્રેજી ભાષાની સ્થિતિનો સવાલ સરકારનુ તેમ જ કેળવણીકારોનુ લક્ષ રોકી રહ્યો છે આપણે આવા મહત્ત્વના સવાલની ચર્ચા કરી રહ્યા છીએ ત્યારે આપણે રાજકીય ગણતરીઓથી દોરવાઈ જઈએ છીએ અને આપણા કેટલાક રાજદ્વારી પુરુષો, અગ્રેજોની સાથે અગ્રેજી ભાષાએ પણ દેશમાથી રુખસદ લેવી જોઈએ એટલી હદ સુધી કહે છે એ ખરેખર ખેદજનક છે એમ કહેવામા આવે છે કે, હિંદમા અગ્રેજી દાખલ કરવાનો તાત્કાલિક હેતુ વહીવટી તત્રમા કેવળ ચક્રોના દાતા તરીકે કામ કરવાને માટે કારકુનો તૈયાર કરવાનો હતો અને અગ્રેજો હિંદમાથી ચાલ્યા ગયા છે એટલે રાજ્યવહીવટમા કે કેળવણીમા અગ્રેજી રાખી મૂકવાથી કશો ઉપયોગી હેતુ સરશે નહીં આવી દલીલ, જે કઈ ઇજનેરી હોય તેની સામેના ઊડા પૂર્વગ્રહનુ પરિણામ છે વસ્તુતાએ મૅકોલેની નોંધ એક રીતે અણધારી આશીર્વાદ સમાન નીવડી છે, કારણ કે, હિંદના રાષ્ટ્રવાદે અગ્રેજ વિદ્વાનો અને સાહિત્યકારોના ઉદાર લખાણોમાથી પોતાની પ્રેરણા મેળવી છે અગ્રેજી હિંદમાં એક કમનસીબ બોજો નથી એ હવે વધુ ને વધુ સ્પષ્ટ થતું જાય છે અગ્રેજીનુ સારુ જ્ઞાન ધરાવનાર યુવકને ચોખ્ખો લાભ જ છે બૌદ્ધિક તેમ જ સાસ્કૃતિક પ્રવૃત્તિના નવા ક્ષેત્રો ખુલ્લા કરીને અગ્રેજીએ હિંદની

આધુનિક વિચારણામાં આપેલા ફાળાની કદર આપણને કર્યા વિના ચાલે એમ નથી. સ્વતંત્રતા અને આત્મનિર્ણયના આધુનિક ખ્યાલો અંગ્રેજી ભાષા દ્વારા હિંદમાં પહેલવહેલા દાખલ થયા હતા. એ એક આંતરરાષ્ટ્રીય ભાષા છે અને જેમના દ્વારા હિંદ બીજા દેશો સાથેના પોતાના સંબંધો ટકાવી શકે તથા તેમની સાથે ઉત્તરોત્તર વધુ ને વધુ મહત્ત્વના સંબંધો ખીલવી શકે તે માટેના જૂજ સાધનો પૈકીનુ એક અંગ્રેજી ભાષા છે. આજની પરિસ્થિતિમાં કોઈ પણ રાષ્ટ્ર, તેના નાગરિકોની અમુક સંખ્યા અંગ્રેજીના જેવી ભાષાનું જ્ઞાન ધરાવતી હોય તે સિવાય, દુનિયાના વહેવારોમાં ભાગ લઈ શકે નહીં સાહિત્ય અને સંસ્કૃતિની દૃષ્ટિથી એ એક સૌથી સમૃદ્ધ ભાષા છે.

રાધાકૃષ્ણન કમિશન અંગ્રેજીના આવા મહત્ત્વનો સ્વીકાર કરે છે. પરંતુ અંગ્રેજીને દેશમાં અગ્રસ્થાને સ્થાપવાને કારણે થયેલુ નુકસાન તેમના ધ્યાન બહાર રહ્યુ નથી. તેનો એવો અભિપ્રાય છે કે, 'ભૂતકાળની જેમ અંગ્રેજી રાજભાષાને સ્થાને ચાલુ રહી શકે નહીં અંગ્રેજીનો એ રીતનો ઉપયોગ પ્રજાને, શાસન કરનારા મૂઠીભર લોકો અને શાસન નીચેનો વિશાળ લોકસમુદાય એમ બે અલગ રાષ્ટ્રોમા વિભક્ત કરે છે. એકને બીજાની ભાષા બોલતાં આવડતી નથી અને તેથી બન્ને એકબીજાને સમજી શકતા નથી આ લોકશાહીનો ઇન્કાર છે' પરંતુ, કમિશન નીચે મુજબના મહત્ત્વનાં કારણોને લઈને હિંદમાથી અંગ્રેજીને સર્વથા નાબૂદ કરવાની તરફેણમા નથી :

> 'પરતુ અંગ્રેજીનો અભ્યાસ ચાલુ રાખવો જોઈએ એ માનવવિદ્યાઓ, વિજ્ઞાન તેમ જ ટેકનિકલ હુન્નરકળાના ક્ષેત્રમા સમૃદ્ધ સાહિત્ય ધરાવનાર ભાષા છે લાગણીને વશ થઈને આપણે અંગ્રેજી છોડી દઈશુ તો નિરતર વિશાળ થતા જતા જ્ઞાનના જીવત પ્રવાહથી આપણે વિખૂટા થઈ જઈશું. જ્ઞાનના એ પ્રવાહમા આપણે પ્રવેશ ન કરી શકીએ તો વિદ્યાના આપણા ધોરણો ક્રમાગત નીચા ઊતરી જશે અને વિચારના જગદ્વ્યાપી આંદોલનોમા આપણે નહીં જેવો જ ભાગ લઈ શકીશુ આપણા વહેવારુ જીવન પર એની વિનાશકારી અસર થશે, કારણ કે, પ્રાણવાન રાષ્ટ્રોએ સમયની સાથે આગળ ચાલતુ જોઈએ તથા તેમની આસપાસની પરિસ્થિતિના પડકારને ત્વરાથી પહોંચી વળવુ જોઈએ. દુનિયાથી વિખૂટા અથવા અળગા પડતા આપણને અટકાવનારુ એકમાત્ર સાધન અંગ્રેજી છે અને અજ્ઞાનના કાળા પડદામા આપણી જાતને આપણે વીંટળાઈ જવા દઈશું તો આપણે ગેરડહાપણથી વર્ત્યા ગણાશું. યુનિવર્સિટીમા અથવા કોઈ ધ ધો શીખવતી સસ્થામા દાખલ થવાને માટે આપણી શાળાઓમા તાલીમ લઈ રહેલા વિદ્યાર્થીઓએ જ્ઞાનના ભડારોમા

પ્રવેશ પામવા માટે અંગ્રેજી ભાષા ઉપર ઠીક ઠીક પ્રભુત્વ મેળવવું જોઈએ, અને અંગ્રેજ લેખકોના ગ્રંથો સુગમતાથી વાંચી અને સમજી શકે એટલી શક્તિ ન પ્રાપ્ત કરનારા વિદ્યાર્થીઓને ડિગ્રી લેવાની પરવાનગી આપવી જોઈએ નહીં આપણે આપણો યુગધર્મ લક્ષમાં રાખવો જોઈએ સમગ્ર દુનિયા એક છે એવી ભાવના નિર્માણ થઈ રહી છે અને જે વધારે ફેલાયેલી છે તથા આપણી આજની મર્યાદામાં પણ ભાષા કરતાં જે વધારે લોકો સુધી પહોંચી શકે છે એવી ભાષા ઉપરનો કાબૂ આપણને અતિશય ફાયદાકારક થઈ પડશે'[૧]

આ ઉપરથી એ સ્પષ્ટ થશે કે, આઝાદ હિંદે જગતના રાષ્ટ્રોના સંઘમાં તેને ઘટતું સ્થાન મેળવવું હોય અને દુનિયાની નવી વ્યવસ્થામાં પોતાનો નિરાળો ફાળો આપવો હોય તો તે અંગ્રેજીને સર્વથા ટાળી શકે નહીં પરંતુ તેને ભૂતકાળમાં તેણે જે સ્થાન ભોગવ્યું હતું તે ન મળવું જોઈએ પરદેશના છોડની જેમ પરદેશી ભાષા પણ બીજી ધરતીમાં ભારે મુશ્કેલીથી જ ઊગી શકે છે ડૉ ડી એચ લૉરેન્સ લખે છે કે, 'જેમને ઇંગ્લિશ સાથે કશો જ સંબંધ નથી એવા કરોડો લોકોને ગળે અંગ્રેજી સાહિત્યના શિષ્ટ ગ્રંથો ઠાંસી ઠાંસીને ઉતારવામાં આવે એ માનસશાસ્ત્રની દૃષ્ટિથી જંગલીપણાભર્યું છે'

હિંદને માટે એ સવાલ ગંભીર મુદ્દાઓ ઊભા કરે છે એનું કારણ એ છે કે આ દેશમાં અનેક ભાષાઓ છે, જેમાંની એકે આજે આખા દેશમાં રાષ્ટ્રભાષા તરીકેનું કાર્ય બજાવતી નથી વ્યર્થ લાગણીની અસરથી મુક્ત રહીએ તો સવાલ, વધુમાં વધુ વિસ્તારમાં જ્ઞાન કેવી રીતે ફેલાવવું તથા દેશની પોતાની પાયાની સંસ્કૃતિને અનુરૂપ કઈ અખિલ ભારતીય ભાષાને ઉત્તેજન આપવું એ થઈને રહે છે આપણે આપણી પ્રદેશ ભાષાઓને ખીલવવી જોઈએ અને હિંદીને દેશની રાષ્ટ્રભાષા બનાવવી જોઈએ એ વાત હવે સ્વીકારવામાં આવે છે એ ભાષા વ્યાવહારિક, ધાર્મિક, ફિલસૂફી, વેપાર અને વિશેષે કરીને વિજ્ઞાન અને ઉદ્યોગ વગેરેના હેતુઓ પાર પાડશે અંગ્રેજી આજે આપણા કેળવણીના તથા રાજવહીવટી જીવનમાં જે સ્થાન ભોગવે છે તે ભવિષ્યમાં ટકાવી રાખી શકાય એમ નથી એ નિર્વિવાદ છે પટના યુનિવર્સિટીના પદવીદાન સમારંભ વખતે આપણી સંઘસરકારના કેળવણી પ્રધાન મૌલાના અબુલ કલામ આઝાદે કહ્યું હતું કે, 'પરંતુ છેલ્લા દોઢસો વરસથી પોતાનું સ્થાન જમાવીને બેઠેલી ભાષાને

[૧] ધી રિપોર્ટ ઑફ ધી યુનિવર્સિટી એજ્યુકેશન કમિશન, પા. ૩૧૬

તમે એકાએક દૂર કરશો તો તમારા વહેવારમા તમે અધેર અને ગોટાળો પેદા કરશો ' એ સવાલની બધી બાજુઓનુ અવલોકન કરીને તેમણે આપણને આપણો માર્ગ બરાબર તપાસીને, દરેક પગલુ વિચારપૂર્વક ભરીને ધીમે ધીમે આગળ વધવાની સલાહ આપી છે હિંદના બધા લોકોમા વિચારનુ વાહન બને અને દેશની સરકારી ભાષા તરીકે કામ દે એટલા પ્રમાણમા પોતાનો વિકાસ સાધતા હિંદની ભાષાને સમય લાગશે

હવે આપણે આપણા ભાષાકીય સવાલ વિષે ગાધીજીના વિચારો જોઈએ એમના વિચારો કઈ આજકાલના નથી તેઓ દક્ષિણ આફ્રિકામા હતા ત્યારથી તેઓ એ વિચારો ધરાવતા થયા હતા અને ચાળીસ વરસ વીત્યા પછી પણ તેમા કશો ખાસ ફેરફાર થયો નથી ઊલટુ, વખત જતા તે વધારે દૃઢ થતા ગયા અને પરિણામે તેઓ તે વધારે સ્પષ્ટતાથી અને વ્યવસ્થિત રીતે રજૂ કરી શકયા તેઓ કહે છે

> "સન ૧૯૧૭મા મારુ પહેલું ભાષણ થયુ ત્યારથી ઉત્તરોત્તર મેં જ વિચારો દર્શાવ્યા છે તે જ આજે છે માત્ર આજે વિચારો દૃઢ થયા છે ને તેઓએ વધારે સ્પષ્ટ સ્વરૂપ લીધુ છે હિંદી ઉર્દૂને મેં સાથે જાણ્યા છે હિંદુસ્તાની શબ્દોનો પ્રયોગ પણ છૂટથી કર્યો છે ઇંદોરના હિંદી સાહિત્ય સમેલનમા, જે મેં ૧૯૧૮ની સાલમા કહ્યુ હતુ, તે જ આજે કહી રહ્યો છુ "[૧]

શિક્ષણના માધ્યમ તરીકે અગ્રેજીની મુશ્કેલી ગાધીજીએ તેમની વિદ્યાર્થી અવસ્થામા અનુભવી હતી હાઈસ્કૂલમા તેમને ચોથા ધોરણમા ચઢાવવામા આવ્યા કે તરત જ ઘણાખરા વિષયોનુ શિક્ષણનુ માધ્યમ અગ્રેજી બન્યુ તેમને કશી જ સમજ ન પડે ભૂમિતિ નવો વિષય હતો અને તેમને બહુ આવડતો નહોતો અને તે અગ્રેજીમા શીખવાય એટલે તેમને માટે વધારે અઘરો બન્યો સસ્કૃતમા તો ભૂમિતિ કરતા પણ વધારે મુશ્કેલી પડી પરતુ તેઓ થોડુ સસ્કૃત શીખ્યા અને તેથી તેઓ આપણા ધર્મશાસ્ત્રોમા રસ લઈ શક્યા તેઓ વધારે સસ્કૃત ન શીખી શકયા તે બદલ તેમને પસ્તાવો થયો, કારણ કે, પાછળથી તેઓ સમજ્યા કે, દરેક હિંદુ છોકરા તથા છોકરીએ સસ્કૃતનો સારો અભ્યાસ કરવો જ જોઈએ ભાષાના સવાલનો ઉલ્લેખ કરતા તેઓ કહે છે

૧ राष्ट्रभाषा विषे विचार, प्रस्तावना

'હવે તો હું એવું માનું છું કે ભારતવર્ષના ઉચ્ચ શિક્ષણ-ક્રમમાં સ્વભાષા ઉપરાંત રાષ્ટ્રભાષા હિંદી, સંસ્કૃત, ફારસી, અરબી, અને અંગ્રેજીને સ્થાન હોવું જોઈએ. આટલી ભાષાની સંખ્યાથી કોઈએ ડરી જવાનું કારણ નથી. ભાષા પદ્ધતિસર શીખવવામાં આવે અને બધા વિષયો અંગ્રેજીની જ મારફતે શીખવવાનો ને વિચારવાનો બોજો આપણી ઉપર ન હોય તો ઉપલી ભાષાઓ શીખવામાં બોજો નથી, એટલું જ નહીં પણ તેમાં અતિશય રસ રહેલો છે. વળી જે એક ભાષાને શાસ્ત્રીય પદ્ધતિથી શીખે છે તેને પછી બીજીનું જ્ઞાન સુલભ થઈ પડે છે.'[૧]

ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારથી જ તેઓ દૃઢતાપૂર્વક માનતા હતા કે, જે હિંદી માબાપો પોતાનાં બાળકોને બાળપણથી જ અંગ્રેજીમાં વિચાર કરતાં અને બોલતાં શીખવે છે તેઓ તેમનાં બાળકોનો તેમ જ તેમના દેશનો દ્રોહ કરે છે. તેઓ કહે છે, 'મેં માન્યું છે કે, આથી બાળકો પોતાના દેશના ધાર્મિક અને સામાજિક વારસાથી વંચિત રહે છે ને તેટલે અંશે દેશની તેમ જ જગતની સેવા કરવા ઓછા લાયક બને છે. આવી માન્યતાને લીધે હું હમેશાં ઇરાદાપૂર્વક બાળકોની સાથે ગુજરાતીમાં જ વાતો કરતો.'[૨]

૧૯૧૮ની સાલમા ગાંધીજીએ અંગ્રેજીના આપણા જીવનમાં તથા આપણી કેળવણીમાં સ્થાન વિશે પોતાના વિચારો વિધિપૂર્વક દર્શાવ્યા:

'કરોડો માણસોને અંગ્રેજી કેળવણી દેવી એ તેઓને ગુલામીમાં નાખવા બરાબર છે. મેંકોલેએ જે કેળવણીનો પાયો રચ્યો છે તે ખરું જોતાં ગુલામીનો પાયો હતો. તેણે તેવુ સમજીને પોતાનો લેખ ઘડચો એમ હું નથી સમજાવતો. પણ તેના કાર્યનું એ જ પરિણામ આવ્યું છે. આપણે સ્વરાજની વાત પરભાષામાં કરીએ

આપણી કોંગ્રેસ તે અંગ્રેજીમાં ચાલે. આપણાં સરસ છાપાં તે અંગ્રેજીમાં. જો આવું લાંબી મુદત સુધી ચાલશે તો આપણી પછીની પ્રજા આપણો તિરસ્કાર કરશે ને તેમનો શાપ આપણા આત્માને લાગશે એવું મારું માનવું છે.'[1]

શિક્ષણના માધ્યમ વિષે ગાંધીજીના વિચારોની આપણે ચર્ચા કરીએ તે પહેલાં હિંદની રાષ્ટ્રભાષા વિષેના તેમના વિચારો જાણી લેવા ઠીક થઈ પડશે. ૧૯૧૭ની સાલના ઑક્ટોબરની ૧૦મી તારીખે ભરૂચ ખાતે મળેલી બીજી ગુજરાત કેળવણી પરિષદના પ્રમુખ તરીકેના તેમના વ્યાખ્યાનમાં ગાંધીજીએ જાહેર કર્યું કે, રાષ્ટ્રભાષા થવા માટે તે ભાષાએ નીચેની પાંચ શરતો પૂરી કરવી રહી:

૧. તે ભાષા અમલદાર સારુ સહેલી હોવી જોઈએ.

૨. તે ભાષાની મારફત ભારતવર્ષનો પરસ્પર ધાર્મિક, આર્થિક અને રાજ્ય-પ્રકરણી વ્યવહાર શક્ય હોવો જોઈએ.

૩. તે ભાષા ભારતના ઘણા લોકો બોલતા હોવા જોઈએ.

૪. તે ભાષા રાષ્ટ્રને સારુ સહેલી હોવી જોઈએ.

૫. તે ભાષાનો ખ્યાલ કરતાં ક્ષણિક કે અલ્પસ્થાયી સ્થિતિ ઉપર વજન ન મૂકવું જોઈએ.

પછીથી ગાંધીજીએ દર્શાવી આપ્યું કે, અંગ્રેજી ભાષા આ પૈકીની એક પણ શરત પૂરી પાડતી નથી. તેમના અભિપ્રાય પ્રમાણે એક માત્ર હિંદી ભાષા જ આ બધી શરતો પૂરી પાડે છે મુસલમાની અમલ દરમ્યાન પણ હિંદી આપણી રાષ્ટ્રભાષા હતી. એને સ્થાને અરબી કે ફારસી લાવવાનું તેમને યોગ્ય ન લાગ્યું.

ગાંધીજી માને છે કે, દરેક હિંદીએ હિંદુસ્તાની ભાષા શીખવી જોઈએ. એમાં હિંદી તથા ઉર્દૂનું સુંદર મિશ્રણ થયેલું છે, કેમ કે, લગભગ વીસ કરોડ હિંદીઓ તે બોલી અને સમજી શકે છે. અંગ્રેજી કદી પણ આપણી રાષ્ટ્રભાષા ન થઈ શકે એમ તેઓ મક્કમપણે માને છે. હિંદમાં ભાષાની લડાઈ ચાલે છે તેને કારણે પેદા થયેલો ગોટાળો હિંદની રાષ્ટ્રભાષા બનવા માટેના હિંદી અને ઉર્દૂના સામસામા દાવાઓથી વળી વધારે ગૂંચવાડાભર્યો બન્યો છે. હિંદુ તથા મુસલમાનોનો ઘણો મોટો

૧. हिंद स्वराज, पा. ९१-९२

સમુદાય બોલે છે તે ભાષાને હિંદી કહેવામા આવે છે તે દેવનાગરી લિપિમા લખાય છે ત્યારે તેને હિંદી કહેવામા આવે છે અને અરબી લિપિમાં લખવામા આવે છે ત્યારે ઉર્દૂ કહેવામા આવે છે એથી કરીને ગાધીજી, હિંદી તથા ઉર્દૂ ઉભયના અર્થમા હિંદુસ્તાની શબ્દ વાપરવાનું પસદ કરે છે તેઓ માને છે કે, કેવળ આડબરને ખાતર અઘરા સસ્કૃત અથવા ફારસી શબ્દો વાપરનાર લેખક દેશની ભારે કુસેવા કરે છે સામાન્ય જનસમુદાય વાપરે તથા સમજે એવા શબ્દો તથા ઉક્તિઓ રાષ્ટ્રભાષામા હોવા જોઈએ હિંદુઓ સસ્કૃત શબ્દો વાપરવાનો આગ્રહ રાખે અને મુસલમાનો ફારસી અથવા અરબી શબ્દો વાપરે તો બે કોમો વચ્ચેનુ અતર વધવા પામશે ગાધીજી હિંદુ મુસ્લિમ ઐક્યના ભારે હિમાયતી હતા એટલે તેમણે 'હિંદી' કે 'ઉર્દૂ'ને બદલે હિંદુસ્તાની શબ્દ વાપરવાની એક મિત્રની સલાહ ઉત્સુકતાથી વધાવી લીધી

હિંદની રાષ્ટ્રભાષા તરીકે હિંદુસ્તાનીનો સ્વીકાર કરવાની હિમાયત કરવા થકી ગાધીજી એવુ નથી ઇચ્છતા કે, કાળે કરીને તે હિંદની બધી જ ભાષાઓનુ સ્થાન લે આપગી પ્રદેશ ભાષાઓની ખિલવણી કરવાની જરૂરિયાત તેમની નજર બહાર નથી તેઓ કહે છે

> 'હું કે અખિલ ભારતીય ભાષાઓના હિમાયતીઓ પણ એવો વિચાર ધરાવતા નથી તેમની ઇચ્છા તો અગ્રેજીને સ્થાને હિંદીને મૂકવાની છે આજે અગ્રેજી કેળવાયેલા વર્ગોમા પરસ્પરના સપર્કની ભાષા બની ગઈ છે અને પરિણામે આમજનતા અને તેમની વચ્ચેનું અતર સારી પેઠે વધી ગયુ છે આ કરુણ ઘટના ટાળવાનો એકમાત્ર ઉપાય પ્રાત પ્રાત વચ્ચેના વહેવાર માટે, વસ્તીનો ઘણો મોટો ભાગ બોલતો હોય તે ભાષા અપનાવવી એ જ

માત્ર એક જ લિપિ હોવી જોઈએ અને તે દેવનાગરી લિપિ હોવી જોઈએ પ્રત્યેક હિંદીએ અરબી લિપિ શીખવી જોઈએ એવો તેમનો આગ્રહ, હિંદી અને ઉર્દૂ એ બને શૈલીઓને એકત્ર કરવાની તેમની ઇચ્છાને આભારી હતો. એ બંનેના અભ્યાસને ઉત્તેજન આપીને તેઓ સાથે સાથે હિંદુ મુસ્લિમ એકતાને પણ ઉત્તેજન આપવા માગતા હતા. રોમન લિપિ અપનાવવી એ સૌથી વધારે સારો ઉકેલ છે એની કેટલાક લોકોની સૂચનાનો ઉલ્લેખ કરીને તેઓ કહે છે

'ભાવના તેમ જ વિજ્ઞાન બને રોમન લિપિની વિરુદ્ધ છે તેનો એકમાત્ર ગુણ છાપવામા તથા ટાઈપ કરવામા તેની સગવડનો છે પરતુ તે શીખવાને કરોડો લોકોને જે તાણ પહોચે તેને મુકાબલે એ સગવડ કશી વિસાતમા નથી જે કરોડો લોકોને કા તો પોતાની પ્રાન્તીય લિપિમા અથવા દેવનાગરી લિપિમા પોતાનુ સાહિત્ય વાચવુ છે તેમને એ કશી મદદરૂપ નહીં થાય '[1]

સાથે સાથે અહીં જણાવવુ જોઈએ કે, રોમન લિપિની બાબતમા પંડિત જવાહરલાલ નેહરુના વિચારો પણ ગાધીજીના વિચારો સાથે બિલકુલ મળતા છે તેમનો પણ એવો મત છે કે, પ્રાન્તિક ભાષાઓનો તે તે પ્રાતના રાજવહીવટમા તથા તેની કેળવણીમા ઉપયોગ થવો જોઈએ અને લિપિઓમા લખાતી હિંદુસ્તાની હિંદની રાષ્ટ્રભાષા બનવી જોઈએ એ વિચાર સાથે પણ તેઓ સમત છે

રાધાકૃષ્ણન કમિશનનો મત એવો છે કે, હિંદના સવરાજ્યની રાજ-ભાષા બનવા માટેનો પોતાનો દાવો મજબૂત બનાવવા માટે ઉચ્ચ કક્ષાની હિંદી કે ઉચ્ચ કક્ષાની ઉર્દૂ પાસે પૂરતા પ્રમાણમા પારિભાષિક શબ્દો નથી તેમ જ વિજ્ઞાનનુ સાહિત્ય પણ નથી હિંદુસ્તાની પણ એક પ્રચલિત બોલી સાહિત્યની ભાષા બનવાની પ્રારંભિક અવસ્થામાથી હજી પસાર થઈ રહી છે અને હિંદી અથવા ઉર્દૂ સાહિત્યની સાથે તુલના કરી શકાય એવુ સાહિત્ય નિર્માણ કરવા માટે તેને પૂરતો વખત કે તક મળી નથી એથી કરીને કમિશન એવી ભલામણ કરે છે કે, જુદી જુદી ભાષાઓના શબ્દો અપનાવવાને તેમ જ હિંદની ભાષાઓમા જુદી જુદી અન્ય ભાષાઓના અત્યાર સુધીમા દાખલ થઈ ચૂકેલા શબ્દો ટકાવી રાખીને સવભાષાની ખિલવણી કરવી

૧. હરિજનબંધુ, ૧૨-૨-'૩૯

જોઈએ તથા આંતરરાષ્ટ્રીય ટેકનિકલ અને વૈજ્ઞાનિક પરિભાષાનો સ્વીકાર કરવો જોઈએ 'એ હિંદની પાર્લમેન્ટની, સમવાયી અદાલતની તથા હિંદના રાજદ્વારી વહેવારની ભાષા બનવી જોઈએ આ ભાષા, પ્રાન્તની અથવા પ્રદેશની ભાષા કે ભાષાઓની સાથે પ્રાન્તની વડી અદાલતમાં પણ વાપરવામા આવે તો ફાયદાકારક થઈ પડે એ પ્રાન્ત પ્રાન્ત વચ્ચેના વહેવારની અખિલ ભારતીય સ્વરૂપના બધા મડળો તથા બધી સસ્થાઓની અને વેપારરોજગારની ભાષા બને એવી અમે આશા રાખીએ છીએ '[1] કમિશનનો એવો અભિપ્રાય છે કે, એ ભાષા દેવનાગરી લિપિમા લખાવી જોઈએ તથા ઉર્દૂ લિપિ મોટા પ્રમાણમા વપરાતી હોવાથી, તેનો બીજી લિપિ તરીકે ઉપયોગ કરવામા આવે તો તે લાભકર્તા થઈ પડશે

હિંદની બધારણસભાએ ઠરાવ્યુ છે કે, હિંદની સઘભાષા હિંદી હશે તે આજે છે તેના કરતા વધારે સમૃદ્ધ અને પૂર્ણ બનશે અને હિંદુસ્તાનીથી નિરાળી પાડી શકાશે નહીં

ગાધીજીના મૂળભૂત વિચારો બધારણસભાને તેમ જ રાધાકૃષ્ણન કમિશનને — એમા હિંદના, ઇગ્લડના અને અમેરિકાના કેટલાક સૌથી કુશળ કેળવણીકારો હતા — પણ માન્ય હતા, જોકે, મજ્દૂર કમિશને તેમ જ બધારણસભાએ ઉર્દૂ લિપિને દેવનાગરી લિપિની સમાન કક્ષાએ મૂકી નથી

શિક્ષણના માધ્યમનો સવાલ રાષ્ટ્રભાષાના સવાલ સાથે નિકટપણે સકળાયેલો છે ગાધીજી શિક્ષણના માધ્યમના સવાલને સૌથી મહત્ત્વનો અને કેળવણીની સમગ્ર ઇમારતના પાયા સમાન લેખતા હતા ૧૯૧૭ની સાલના ઑક્ટોબરની ૨૦મી તારીખે ભરૂચ ખાતે મળેલી બીજી ગુજરાત કેળવણી પરિષદ આગળના પોતાના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમા એ એ સબધમા તેમણે નીચે મુજબ જણાવ્યુ છે.

> 'એક પક્ષ કહે છે કે, કેળવણી માતૃભાષા (ગુજરાતી) દ્વારા અપાવી જોઈએ બીજો પક્ષ કહે છે કે, અગ્રેજી દ્વારા અપાવી જોઈએ ઉભય પક્ષના હેતુઓ પવિત્ર છે અને દેશના હિતચિંતક છે પણ પવિત્ર હેતુ કાર્યસિદ્ધિને સારુ બસ નથી પવિત્ર હેતુ અપવિત્ર જગ્યાએ ઘણી વાર લઈ જાય છે, એવો દુનિયાનો અનુભવ છે તેથી આપણે તો બને મતના ગુણદોષ તપાસી, બની

૧. ધી રિપોર્ટ ઑફ ધી યુનિવર્સિટી એજ્યુકેશન કમિશન, પા ૩૧૫

શકે તો એકમત ઉપર આવી, આ મહાન પ્રશ્નનો નિશ્ચય કરવો ઘટે છે. પ્રશ્ન મહાન છે એ નિ શક છે. એટલે તેને સારુ જેટલો વિચાર કરાય તેટલો ઓછો છે.

'આ પ્રશ્ન આખા ભારતવર્ષનો છે. પણ દરેક ઇલાકો કે પ્રાન્ત પોતાને સારુ નિશ્ચય કરી શકે છે. હિંદુસ્તાનના બધા ભાગ એકમતના થાય ત્યાં સુધી એકલું ગુજરાત આગળ પગલું ન ભરી શકે એવી કંઈ સ્થિતિ નથી.

'બીજા પ્રાન્તોમાં શી ચળવળ થઈ છે એ તપાસવાથી આપણે કંઈક ગૂંચવણો ઉકેલી શકીએ છીએ. બંગાળમાં ભાગલાને સમયે જ્યારે સ્વદેશી જુસ્સો ઊછળી રહ્યો હતો, ત્યારે બંગાળી મારફત શિક્ષણ આપવાનો પ્રયત્ન થયો રાષ્ટ્રીય શાળા પણ સ્થપાઈ. રૂપિયાનો વરસાદ વરસ્યો. પણ એ અખતરો નિષ્ફળ ગયો છે. મારી નમ્ર માન્યતા છે કે, વ્યવસ્થાપકોને પોતાના અખતરા વિષે શ્રદ્ધા ન હતી. તેવી જ દયામણી દશા શિક્ષકોની હતી બંગાળમાં શિક્ષિત વર્ગને અંગ્રેજી ઉપર મોહ છે. બંગાળી સાહિત્ય વધ્યુ છે તેના કારણમાં બંગાળી લોકનો અંગ્રેજી ભાષા પરનો કાબૂ છે એમ સૂચવવામાં આવ્યુ છે. હકીકત આ દલીલને તોડે છે. સર રવીન્દ્રનાથ ટાગોરનું ચમત્કારી બંગાળી તેમના અંગ્રેજીને આભારી નથી. તેમની ચમત્કૃતિ તેમના સ્વભાષાભિમાનમાં છે તેમણે પોતાના વિચારો અંગ્રેજી સાહિત્યમાથી નથી લીધા તેઓ કહે છે કે, મેં તે વિચારો આ દેશના વાતાવરણમાથી લીધા છે, ઉપનિષદોમાથી દોહી કાઢ્યા છે.

'ભાષાઓ કેમ ખીલે છે એ વિચારતા પણ એ જ નિર્ણય પર આવીશું ભાષાઓ તે તે લોકોના ચારિત્ર્યનું પ્રતિબિંબ છે. ગુણકર્મ પ્રમાણે ભાષા બંધાય છે. આપણે ઘણા કાળ સુધી દાસત્વ ભોગવ્યુ છે તેથી આપણામા વિનયની અતિશયતાના શબ્દોનો ભંડાર ઘણો વધારે જોવામાં આવે છે. અંગ્રેજી ભાષામા નૌકાને લગતા શબ્દો જેટલા છે તેટલા બીજી ભાષામાં ભાગ્યે જ હોય. કોઈ સાહસિક ગુજરાતી તેવાં પુસ્તકોનુ ભાષાંતર ગુજરાતીઓ પાસે મૂકશે તેથી કંઈ આપણી ભાષામાં વૃદ્ધિ નથી થવાની, ને આપણે નૌકાનું વિશેષ જ્ઞાન પણ

મેળવવાના નથી પણ જો આપણે વહાણ વગેરે બનાવતા થઈશુ ને નૌકાસૈન્યની પણ રચના કરીશુ તો નૌકાપરિભાષા સહેજે ઉત્પન્ન થશે ’

ગાંધીજી કહે છે કે, પરભાષા મારફતે શિક્ષણ લેવામા જે બોજો મગજ ઉપર પડે છે તે અસહ્ય છે એણે આપણા યુવાનોને નિ સત્ત્વ, નમાળા, નિરુત્સાહી, રોગી ને કેવળ નકલી બનાવ્યા છે વખત જતા શોધક શક્તિ, વિચારશક્તિ, સાહસ, ધૈર્ય, વીરતા, નિર્ભયતા વગેરે ગુણો ક્ષીણ થઈ જાય છે આફ્રિકાની સીદી પ્રજા સાહસિક, શરીરે કદાવર ને ચારિત્ર્યવાન છે છતા જે સ્થિતિ આપણી છે તે તેઓની છે તેઓમા શિક્ષણનુ વાહન ડચ ભાષા છે જાપાનનો ઉત્સાહ જે દિશામા ચાલે છે એ યોગ્ય છે કે નહીં એ વિચાર એક બાજુએ રાખીએ તો આપણને જાપાનનુ સાહસ સ્તબ્ધ કરે એવુ જણાશે એનુ કારણ એ છે કે તેમણે પ્રજાજાગૃતિ પોતાની ભાષા મારફતે કરી છે

ગાંધીજી કહે છે કે, માતાના ધાવણની સાથે જે સસ્કાર મળે છે, જે મધુર શબ્દો મળે છે તેની અને શાળાની વચ્ચે જે અનુસધાન હોવુ જોઈએ તે *પરભાષા મારફતે કેળવણી લેવામા તૂટે છે તે તોડનારના* હેતુ પવિત્ર હો, છતા તે પ્રજાના દુશ્મન છે પરભાષા દ્વારા મળતા શિક્ષણમાં નુકસાન એટલે જ અટકયુ નથી શિક્ષિત વર્ગ અને પ્રજા વર્ગ વચ્ચે અતર પડી ગયુ છે પ્રજા વર્ગને આપણે નથી ઓળખતા, પ્રજા આપણને નથી ઓળખતી આપણને તો તે સાહેબલોક તરીકે ગણી કાઢે છે, આપણાથી ડરે છે, આપણો અવિશ્વાસ કરે છે

પરદેશી ભાષાના માધ્યમ સામેના ગાંધીજીના મક્કમ વિરોધને કારણે તેમના પર એવો નિરાધાર આરોપ મૂકવામા આવે છે કે, તેઓ પરદેશી સસ્કૃતિની અથવા અગ્રેજી ભાષાના અભ્યાસની વિરુદ્ધ છે આ આરોપનો જવાબ આપતા તેઓ આ પ્રમાણે જણાવે છે

‘હુ અગ્રેજીને આતરરાષ્ટ્રીય વેપાર તથા રાજદ્વારી વહેવારની ભાષા લેખુ છુ, અને તેથી, કેટલાક લોકો એ શીખે એ આવશ્યક ગણુ છુ એ ભાષામા વિચાર અને સાહિત્યનો કીમતીમાં કીમતી ખજાનો ભર્યો છે અને તેથી કરીને જેમનામા ભાષાશક્તિ છે એવા લોકોને તેનો કાળજીપૂર્વક અભ્યાસ કરવાને હુ ખસૂસ ઉત્તેજન આપુ તથા

એ ભાષાના મહામૂલા ગ્રંથોનો દેશી ભાષાઓમાં દેશને અર્થે તેઓ અનુવાદ કરે એવી તેમની પાસેથી અપેક્ષા રાખું.'[૧]

૧૯૩૭ની સાલમાં ગાંધીજીએ વર્ધા યોજના ઘડી ત્યારે તેમણે શિક્ષણના માધ્યમનો સવાલ ફરીથી ઉપાડયો અને શિક્ષણનું માધ્યમ માતૃભાષા હોવી જોઈએ એ મતલબનો ઠરાવ વર્ધા રાષ્ટ્રીય કેળવણી પરિષદ પાસે પસાર કરાવ્યો. એ પરિષદ મળી તે અગાઉ હરિજનમાં તેમણે એ વિષે આ પ્રમાણે લખ્યું છે:

'શિક્ષણની ઉપલી સર્વ શાખાઓમાં અંગ્રેજી દ્વારા શિક્ષણ અપાતું હોવાને લીધે ઊંચું શિક્ષણ પામેલા થોડાક લોકો અને નિરક્ષર બહુજન સમાજ એ બે વચ્ચે કાયમનું અંતર પડી ગયેલું છે. એને લીધે જ્ઞાન જનસમૂહમાં વ્યાપતું અટક્યું છે. અંગ્રેજીને અપાયેલા આ વધારે પડતા મહત્ત્વને લીધે શિક્ષિત વર્ગ ઉપર જે બોજો પડયો છે તેને લીધે તેઓમાં જીવનભરનું માનસિક અપંગપણું આવી ગયું છે, અને તેઓ સ્વદેશમાં જ પરદેશી જેવા બની ગયા છે.'[૨]

આ રીતે ગાંધીજી શિક્ષણનું માધ્યમ કોઈ પણ ભોગે તત્કાળ બદલવું જોઈએ અને પ્રદેશ ભાષાઓને તેમને ઘટતું સ્થાન આપવુ જોઈએ એમ ઇચ્છે છે. રોજે રોજ જે ગુનાહિત બગાડ થઈ રહ્યો છે તેના કરતાં તો તેઓ થોડા વખત માટે ઉચ્ચ શિક્ષણમાં અવ્યવસ્થા અને અંધેર પેદા થાય તેને પણ પસંદ કરે છે. તેઓ ખાતરીપૂર્વક માને છે કે, શિક્ષણની હરેક કક્ષાએ બાળકની માતૃભાષા જ શિક્ષણનું માધ્યમ હોવી જોઈએ. પંડિત જવાહરલાલ નેહરુ પણ એવો જ વિચાર ધરાવે છે હિંદભરમાં ઉચ્ચ શિક્ષણનું માધ્યમ અંગ્રેજીને બદલે હિંદી રાખવામાં આવે એ પણ તે બંનેને માન્ય નથી.

અહિંદીભાષી પ્રદેશોમાં હિંદી પરદેશી નહીં તોયે પરાઈ ભાષા છે અને તેથી કરીને ત્યાં આગળ તેને શિક્ષણનું માધ્યમ બનાવવી એ માનસ શાસ્ત્રથી વિરુદ્ધ છે અને તેથી કેળવણીની દૃષ્ટિથી અહિતકર છે. બાળક પોતાની માતૃભાષામાં જ સહેલાઈથી પોતાના વિચારો દર્શાવી શકે અને બીજાઓને સમજી શકે.

---

૧. યંગ ઇન્ડિયા, ૧–૯–'૨૧

૨. હરિજન, ૨–૧૦–'૩૭

ઉલ્લે, ગાંધીજી માને છે કે, અંગ્રેજી ન રાષ્ટ્રભાષા બની શકે ન તો શિક્ષણનું માધ્યમ બની શકે. તેઓ અંગ્રેજીની તથા તેના સાહિત્યની મહત્તામાં માને છે પરંતુ જેમનામાં ભાષાશક્તિ હોય એવા લોકોને જ તેનો અભ્યાસ કરવાનું તેઓ ઉત્તેજન આપે. તેઓ આંતરરાષ્ટ્રીય વેપાર માટે વિશ્વભાષા તરીકે તેની ઉપયોગિતાનો સ્વીકાર કરે છે. ગાંધીજી કહે છે કે, દેવનાગરી તથા ઉર્દૂ લિપિમાં લખાતી હિંદુસ્તાની ભાષા હિંદની રાષ્ટ્રભાષા બનવી જોઈએ. શાળાના અભ્યાસક્રમમાં તે ફરજિયાત વિષય રહેશે. પરંતુ અહિંદીભાષી પ્રદેશોમાં તે શિક્ષણનું માધ્યમ નહીં અને ત્યાં આગળ તો તે તે પ્રદેશની ભાષા શિક્ષણની દરેક કક્ષાએ શિક્ષણનું માધ્યમ બનશે.

## ૧૩
## સ્ત્રીઓ તથા તેમની કેળવણી

પ્રાચીન કાળના હિંદ પાસેથી અદ્વિતીય સંસ્કૃતિ અને ઉચ્ચ સામાજિક આદર્શો આપણને વારસામાં મળ્યા હોવા છતાં, એ સુખદ સ્થિતિમાંથી આપણે ઘણા જ નીચે પડયા છીએ તથા આપણી બહેનો પ્રત્યે આપણે અન્યાયી અને ક્રૂર નીવડયા છીએ એની ના પાડી શકાય એમ નથી. જેઓ સ્ત્રીઓની સ્વતંત્રતાને પોતાની સ્વતંત્રતા જેટલી જ વહાલી ગણે છે અને તેમને માનવકુળની માતા તરીકે લેખે છે એવા માણસોનો આદર પામી ન શકે એવાં વચનો આપણી સ્મૃતિઓમાં મળી આવે છે એ ખરેખર ખેદજનક છે. પરંતુ સાથે સાથે એ પણ કબૂલ કરવું જોઈએ કે, સ્મૃતિઓમાં એવાં વચનો પણ છે જે સ્ત્રીઓને તેમને ઘટતું સ્થાન આપે છે તથા તેમના તરફ પૂજ્યભાવ પણ દર્શાવે છે. સ્ત્રીઓના દિલમાં ગાંધીજીએ પેદા કર્યો છે તેટલો ઊંડો ભક્તિભાવ બીજા કોઈ પણ માણસે પેદા કર્યો નથી. આપણી બહેનોની દયાજનક સ્થિતિ જોઈને ગાંધીજીનું હૃદય વલોવાઈ જતું હતું. કરાંચીના વિદ્યાર્થીઓ સમક્ષ વ્યાખ્યાન કરતાં તેમણે એ સંબધમાં આ પ્રમાણે કહ્યું હતું: 'પત્ની તો ઘરની રાણી અને હૃદયની દેવી હોવી જોઈએ, પણ તમે તો તેમને ગુલામડી બનાવી

દીધી છે સ્ત્રીને હિંદુ શાસ્ત્રોમા અર્ધાંગના કહેવામા આવી છે પણ તમે તેમને ગુનામ બનાવી દીધી છે અને એનું પરિણામ એ આવ્યુ છે કે, આપણા દેશને આજે અર્ધાંગવાયુ થઈ ગયો છે સ્વરાજ કઈ નામર્દોને સારુ નથી તે તો હસતાં હસતા આખે પાગ બાધના દીધા સિના ફાસીએ ચડવાને તૈયાર હોય તેવાને સારુ છે હું તમારી પાસે વચન માગુ છુ કે, તમે 'લેતી દેતી'નું કનક સિંધમાથી તરત નાબૂદ કરી નાખશો અને તમારી બહેનો અને પત્નીઓની સ્વતંત્રતા અને સમાનતા મેળવવાને સારુ મરી ફીટશો, ત્યારે જ હું સમજીશ કે તમારા હ્રદયમાં દેશની સ્વતંત્રતાની સાચી ધગશ છે"[1] ગાધીજી માનવતાના ભારે ચાહક હતા તથા કોઈ પણ સ્વરૂપના અને કોઈ પણ કોમના અન્યાયના કટ્ટર વિરોધી હતા અને તેથી તેમણે બહેનોનો પક્ષ લીધો એમા કશુ નવાઈ પામવા જેવુ નથી ગાધીજીએ કરની સ્ત્રીત્વની તથા તેની અનેક જરૂરિયાતોની અને તેના સવાલોની કદર આ કસોટીના વરસો દરમ્યાન, હિંદુસ્તાનની સ્ત્રીઓને માટે જ નહીં પણ અમુક અશે સમગ્ર દુનિયાની સ્ત્રીઓને માટે પણ માર્ગદર્શક થઈ પડશે ગાધીજીને મન સ્ત્રી કેવળ પુરુષનુ અર્ધાંગ જ નહોતી પણ તેઓ તેને 'માતા ધરિત્રી અને પુરુષની મૂક માર્ગદર્શક' તરીકે વર્ણવતા હતા અને તેને ઈશ્વરની સર્વોત્તમ કૃતિ તરીકે લેખતા હતા

ગાધીજી આપણી બહેનો માટે વધુમા વધુ સ્વતંત્રતા ઇચ્છતા હતા પરદાની પદ્ધતિના તેઓ કટ્ટા વિરોધી હતા તેઓ છૂટાછેડાની તરફેણમા નહોતા, પરતુ જરા એ જ એક વિકલ્પ હોય ત્યા તેની બેધડક હિમાયત કરતા હતા દાખલા તરીકે પતિ પત્ની પ્રત્યે અપાર ક્રૂરતાભર્યુ વર્તન દાખવે એ સ્થિતિમા પડદાની સામાજિક બદી તેઓ નાબૂદ કરવા માગતા હતા હિંદુ બાળવિધવાઓને થતો અન્યાય તેમને અતિશય કઠતો હતો પરાણે પળાવાતા વૈધવ્યના તેઓ કટ્ટર વિરોધી હતા દેવદાસીની કુપ્રથા સ્ત્રીઓની આર્થિક ગુલામી તથા લગ્નજીવનની ગુલામી વગેરે બીજી અનેક સામાજિક બદીઓ સામે તેઓ વીરતાથી ઝૂઝતા હતા રૂઢિ કે પ્રથા દ્વારા બહેનો પર મુકાતી મર્યાદાની હરેક ગેરલાયકાત રદ કરવાની તેઓ પ્રબળ હિમાયત કરતા હતા તેઓ માનતા હતા કે સ્ત્રી ત્યાગ અને તપશ્ચર્યાની મૂર્તિ છે અને તેથી તે જો જાહેર જીવનમા દાખલ થશે

---

१ यंग मिन्डिया १४-२-२९

તો એષણામ મહત્ત્વાકાક્ષાને તથા સપત્તિના સગ્રહને અકુશમા રાખીને જાહેર જીવનને શુદ્ધ કરશે ' તેઓ માનતા હતા કે, મા કે બાપ સૌને સરખે ભાગે વહેંચી આપી શકે એવી જો કોઈ સાચી સપત્તિ હોય તો તે તેમનું ચારિત્ર્ય તથા શિક્ષણની સગવડ છે, માબાપોએ પોતાના છોકરા તથા છોકરીઓને સ્વાશ્રયી બનાવવાનો, મહેનત કરીને પ્રમાણિક પણે પોતાની આજીવિકા મેળવી શકે એવા બનાવવાનો, પ્રયત્ન કરવો જોઈએ ગાધીજી ભારતમાતાની કેળવાયેલી પુત્રીઓ પશ્ચિમના દેશોની રહેણીકરણીની — તે ત્યાના વાતાવરણમા ભલે ઉચિત હોય — વાનરનકલ કરે એમ નહોતા ઇચ્છતા 'આપણે તો હિંદુસ્તાનની પરિસ્થિતિ અને આપણા રાષ્ટ્રીય સ્વભાવને અનુકૂળ ઉપાયો શોધવા રહ્યા બહેનોનુ કર્તવ્ય આપણુ વાતાવરણ શુદ્ધ રાખવાનુ, આપણા નિશ્ચયોમાં દઢતા અને નિશ્ચલતા લાવવાનું દિગ્મૂઢતાના ખાડામાથી બચાવવાનું આપણી સભ્યતા અને સસ્કૃતિના સર્વોત્તમ તત્ત્વને પોષવાનું અને તેમાના દૂષણો દૂર કરવાનુ છે આ કામ સીતા, દ્રૌપદી, સાવિત્રી, દમયતી જેવી પ્રાત સ્મરણીય સતીઓ જ જન્મ લઈ કરી શકે માત્ર ધાધલથી અથવા આકર્ષણશક્તિ કેળવવાથી થઈ શકે એમ નથી '[1]

ગાધીજી સ્ત્રીઓના ધ્યેયના પુરસ્કર્તા હતા તથા તેમની મુશ્કેલીઓ પિછાનતા હતા તેમ છતા તેઓ તેમની અનેક ખામીઓની ટીકા કરતા અચકાતા નથી સતતિનિયમનની બાબતમા તેમના લખાણો સામે સ્ત્રીઓની મુક્તિની ચળવળના અનેક નેતાઓએ સખત વિરોધ દર્શાવ્યો છે ગાધીજી એ સવાલને ઉચ્ચ નૈતિક ભૂમિકા પર મૂકે છે અને ક્ષણિક સુખને ખાતર પોતાના જન્મસિદ્ધ હકનુ લિલામ ન કરવાને બહેનોને અપીલ કરે છે

ગાધીજી ખાતરીપૂર્વક માને છે કે બહેનો જો પોતાની આતરિક તાકાત પિછાને તો તેમને કોઈ પણ પુરુષની કે આ પૃથ્વી પરની કોઈ પણ સત્તાને વશ વર્તવાની જરૂર નહીં રહે તેમણે અબળા કહેવાનાનુ કબૂલ રાખ્યુ છે, પુરુષના રક્ષણ વિના અમારાથી ટકી નહીં શકાય એમ તેઓ માને છે, પુરુષો સાથે તેઓ બુદ્ધિના ક્ષેત્રમા હરીફાઈ કરી શકે એમ નથી એ વાતનો તેમણે સ્વીકાર કર્યો છે, પુરુષો તેમના દેહના સૌદર્યની તથા

1 યગ ઇન્ડિયા ૧૭-૧૦-'૨૮

તેમની આકર્ષણ શક્તિની પ્રશંસા કરે તેથી તેઓ રાચે છે અને એ રીતે તેમણે પોતે જ પોતાનો દરજ્જો તથા પોતાનું ધોરણ નીચું પાડયું છે. ગાંધીજી દુનિયાનાં દુઃખોના કાયમી નિવારણ માટે અહિંસાનો માર્ગ બતાવે છે તે જ રીતે તેમની ગુલામીનાં બંધનોમાંથી મુક્તિ મેળવવાને પણ તેમને તેઓ એ જ માર્ગ ચીંધે છે.

બહેનોના ધ્યેયને પક્ષે કરવામાં આવેલાં ગાંધીજીનાં ઉચ્ચારણો તથા લખાણો તેમના જીવનની દરેક બાજુને સ્પર્શે છે અને સંકટને સમયે તે તેમને અચૂક માર્ગદર્શકનું કામ દઈ શકે એમ છે. એ ઉચ્ચારણો અને લખાણો તેમને પોતાની જાતિની, દેશની અને સમગ્ર માનવજાતની સેવા કરવાને અપીલ કરે છે. 'સીતા, દ્રૌપદી, સાવિત્રી, દમયંતી જેવી શુદ્ધ, દૃઢ અને નિગ્રહી પ્રાતઃસ્મરણીય સતીઓ આપણી બહેનોમાં જન્મ લેશે અને એ કામ કરશે,' એવી આશા તેઓ રાખે છે. હિંદની સ્ત્રીઓ સમાજે પેદા કરેલાં બંધનોમાં જકડાયેલી હતી અને એમાંથી ગાંધીજીએ તેમને મુક્ત કરી તથા તેમને રાષ્ટ્રસેવાનો જીવનદાયી પાઠ શીખવ્યો એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ થતી નથી.

પોતાની માતા પ્રત્યેના ગાંધીજીના ભક્તિભાવની અસર તેમના સમગ્ર જીવન પર થઈ હતી અને પાછળના વખતમાં બહેનોની મુક્તિ માટે તેમણે જે મહાભારત ચળવળ ઉપાડી તેની પ્રેરણા તેમને એ વસ્તુએ આપી હતી. પોતાના આરંભના જીવનમાં તેઓ એમ માની લઈને જ ચાલતા હતા કે, તેમની તરુણ પત્ની વિષયભોગ ભોગવવા માટેની પોતાની માલકીની વસ્તુ છે તેમની આત્મકથા આપણને જણાવે છે કે, જુવાન ધણી તરીકેનો કાળ પૂરો થયા પછી પણ તેમની પત્ની તેમની આજ્ઞામાં રહે એમ તેઓ ઇચ્છતા હતા, તેમના પર કાબૂ રાખવાનો, તેમની સેવા લેવાનો તથા તેમનો ઉપયોગ કરવાનો પોતાનો અધિકાર છે એમ તેઓ માનતા હતા. અનુભવે તેમને શીખવ્યું ત્યારે જ તેઓ સમજ્યા કે, તેમનું સ્થાન બહેનોની પડખે જ છે, તેમની સાથે એક જ માર્ગે તેમને વિચરવાનું છે તથા તેમને પોતાના જેટલી જ સ્વતંત્રતા ધરાવનાર સાથી તરીકે લેખવી જોઈએ તેઓ હિંદ આવીને વસ્યા ત્યારે બહેનો જાહેર કાર્યમાં ભાગ લે અને પુરુષો ઘરના કામમાં ભાગ લે એવી અપેક્ષા રાખવા લાગ્યા.

હિંદની સ્ત્રીઓ જ્યા સુધી અજ્ઞાન, વહેમ અને અનિષ્ટ સામાજિક પ્રથાઓએ પેદા કરેલા બંધનોમા જકડાયેલી રહે ત્યા સુધી હિંદની સ્વતંત્રતાનો કશો અર્થ નથી, એ વસ્તુ ગાંધીજી બરાબર સમજતા હતા તેઓ એ બધનોમાથી મુક્ત થાય તે સિવાય હિંદ નૈતિક, ભૌતિક કે આધ્યાત્મિક કશી પણ પ્રગતિ કરી શકશે નહીં એથી કરીને, તેઓ એવા નિર્ણય પર આવ્યા કે, બહેનોના ઉદ્ધાર માટે કેળવણી સૌથી વધારે પ્રબળ સાધન છે

ગાધીજી માને છે કે, આપણા જીવનના સામાન્ય વહેવારમા આપણા પુરુષોને તેમ જ સ્ત્રીઓને અગ્રેજી જ્ઞાન હોવાની કશી જ જરૂર નથી ગુજરાનને માટે અથવા વેપારરોજગાર હાથ ધરવા માટે જ્યા સ્ત્રીઓને અગ્રેજીની જરૂર પડે તેઓ છોકરાઓની શાળાઓમા જઈને તે સહેલાઈથી મેળવી શકે છે તેઓ માને છે કે અમુક સમાજને લક્ષમા રાખીને શિક્ષણનો અભ્યાસક્રમ ઘડવાનો હોય ત્યારે આપણે ગણ્યાગાંઠ્યા લોકોની જરૂરિયાતો પૂરી પાડી શકીએ નહીં આપણા પુરુષો તથા સ્ત્રીઓને અગ્રેજી શીખવા પાછળ ઓછો સમય આપવાનુ કહેવામા તેમનો ઉદ્દેશ અગ્રેજી સાહિત્યના સમૃદ્ધ ખજાનામાથી તેમને મળનારા આનંદથી તેમને વચિત કરવાનો નથી તેઓ માને છે કે આપણા વિદ્વાનો આપણે માટે આપણી ભાષામા એ ઉતારે તો ઓછી મહેનતે અને ઓછી મુશ્કેલીથી આપણે એ આનદ મેળવી શકીએ

ગાધીજી કહે છે 'સ્ત્રીઓમા જેઓ સંસ્કારી છે તેમનું સ્ત્રીઓ પ્રત્યે તથા પુરુષો પ્રત્યે — કારણ તેમની તે માતા છે — કર્તવ્ય નથી કે, તેમણે સુધારાનુ કામ ઉપાડી લેવુ ? જો પરણીને તેઓ પોતાના પતિનાં રમકડા બની જવાની હોય અને અકાળે ઉંદરડા ઉત્પન્ન કરવાના કામમાં લાગી જવાની હોય તો તેઓ જે કેળવણી મેળવી રહી છે તેની શી કિંમત છે ? તેઓ ભલેને સ્ત્રીઓને માટે મત મેળવવા લડત લડે એમાં કાંઈ સમય કે શ્રમનો ખર્ચ નથી થતો એ તો એક નિર્દોષ રમતનું સાધન થઈ પડે છે પણ જે કામ કરવાનું છે તે કરનાર ભડ સ્ત્રીઓ ક્યા છે ? નાની બાળાઓના લગ્ન અશક્ય નહીં થઈ જાય ત્યા સુધી, અને પૂરી ઉંમર ન હોય અને પુરુષની પસદગી પોતાને સોંપવામા ન આવે તો પરણવાની ના પાડવાની હિંમત દરેકેદરેક બાળામા ન આવી

જાય ત્યા સુધી, બાળવિધવાઓમા જાગૃતિ કરવાને માટે ભટકી ભટકી જરાયે ઝપ વાળી ન બેસનારી કે પુરુષોને જરાયે ઝપવા ન દેનારી ભડ સ્ત્રીઓ આજે ક્યા છે?[1]

ગાધીજી માને છે કે, નાના છોકરાછોકરીઓનુ શિક્ષણ પુરુષો કરતા બહેનો અને કન્યાઓ કરતા માતાઓ વધારે સારી રીતે હાથ ધરી શકે. તેમને લાગે છે કે, પ્રોફેસર કે ટી શાહની શિક્ષકોની ફરજિયાત ભરતી કરવાની યોજના પુરુષો કરતા બહેનો વધારે સારી રીતે પાર પાડવાની સ્થિતિમા છે તેઓ કહે છે 'જે ધ્યેય બધા ધ્યેયોમા સૌથી ઉમદા છે' તેને અર્થે પોતાની સેવાઓ આપવાની સારી સ્થિતિની રાષ્ટ્રપ્રેમી બહેનો માટે એ યોજના બેશક તક પૂરી પાડે છે પણ જો તેઓ એ સેવા આપવાને આગળ આવે તો તેમણે સગીન પ્રાથમિક તાલીમ લેવી જોઈશે આજીવિકા ખોળનારી ગરીબ બહેનો, એ આદોલનમા કારકિર્દીને માટે જોડાવાનો વિચાર કરે તેથી ધાર્યો હેતુ પાર નહીં પડે તેઓ એ યોજનામા જોડાય તો, શુદ્ધ સેવાભાવથી તેમણે એમ કરવુ જોઈએ અને તેને જીવનકાર્ય બનાવવુ જોઈએ તેઓ જો સ્વાર્થી ભાવનાથી પ્રેરાઈને એમા જોડાશે તો તેઓ નિષ્ફળ નીવડશે અને તેમને ભારે નિરાશ થવુ પડશે હિંદની સસ્કારી બહેનો ગ્રામવાસીઓના ધ્યેયને અપનાવશે, અને તે પણ તેમના બાળકો મારફતે, તો તેઓ હિંદના ગ્રામજીવનમા મૂક અને ભવ્ય ક્રાતિ કરશે તેઓ એમ કરશે?[2]

પાયાની કેળવણીની યોજનામા છોકરાઓ અને છોકરીઓ વચ્ચે કશો પણ ભેદ કરવામા આવ્યો નથી છોકરી કાતણ જેવા કોઈ પણ પાયાના ઉદ્યોગ દ્વારા શિક્ષણ મેળવે તો તેને માટે પણ પોતાનો પૂરેપૂરો વિકાસ સાધવાનુ એટલુ જ શક્ય છે હિંદુસ્તાની તાલીમી સઘે પણ ગામડાઓની શાળાઓમા એક ચોક્કસ વિષય તરીકે ઘરકામને દાખલ કરવાની જરૂરિયાતનો સ્વીકાર કર્યો છે

સહશિક્ષણના અતિશય ચર્ચાસ્પદ સવાલ પરત્વેનુ ગાધીજીનુ વલણ પણ નમૂનેદાર રીતે ગાધીવાદી છે, એટલે કે, મૌલિક અને સ્વતત્ર વિચારવાળુ છે, પરપરાગત નથી હિંદમા સહશિક્ષણ સફળ થશે કે કેમ,

૧. યગ ઇન્ડિયા, ૭–૧૦–'૨૬
૨. હરિજન, ૩૦–૨–'૩૭

એ વિષે તેમને ખાતરી નથી. વરસો પહેલાં તેમણે પોતે પણ એનો અખતરો કર્યો હતો. એ વખતે તેમણે છોકરાઓને તથા છોકરીઓને એક જ પરસાળમાં સૂવાનું રાખ્યું હતું અને તેમની વચ્ચે કશો પણ પડદો રાખ્યો નહોતો. શ્રીમતી ગાંધી અને તેઓ પોતે પણ એ જ પરસાળમાં તેમની સાથે સૂતાં હતાં. પરંતુ એ પ્રયોગનાં અનિચ્છનીય પરિણામો આવ્યાં અને તે છોડી દેવો પડ્યો. કોઈ કે તેમને સવાલ પૂછ્યો કે, પડદો રાખનાર કોમોમાં એથીયે બૂરી વસ્તુ નથી બનતી? એના જવાબમાં તેમણે કહ્યું કે, 'હા, બને છે. પરંતુ સહશિક્ષણ હજી અખતરાની અવસ્થામાં છે અને તેનાં પરિણામોને વિષે આપણે ચોક્કસપણે આમ કે તેમ કહી શકીએ નહીં. મને લાગે છે કે, આપણે પ્રથમ કુટુંબથી શરૂઆત કરવી જોઈએ. ત્યાં છોકરાઓ તથા છોકરીઓ છૂટથી અને સ્વાભાવિક રીતે એક સાથે ઊછરે પછી સહશિક્ષણ આપોઆપ આવશે.'[1]

અંગત અનુભવ અને પ્રયોગના પાયા પર રચાયેલા ચોક્કસ પુરાવાઓના અભાવની સ્થિતિમાં ગાંધીજી સહશિક્ષણના સવાલ પરત્વે ખુલ્લું મન રાખે છે, જોકે, તેમણે કામચલાઉ એવો નિર્ણય કર્યો છે કે, આઠ વરસની ઉંમર સુધી સહશિક્ષણ હોય, બની શકે ત્યાં સુધી, સોળ વરસની ઉંમર સુધી છોકરાઓને તથા છોકરીઓને સાથે શિક્ષણ આપવું અને સોળ વરસની ઉંમરે પહોંચ્યા પછી તરુણ સ્ત્રી તથા પુરુષોએ પોતે જ નક્કી કરી લેવું કે, તેમણે એક સાથે શિક્ષણ લેવું છે કે, અલગ અલગ સંસ્થાઓમાં શિક્ષણ લેવું છે.'[2] વર્ધા યોજના પ્રમાણે છોકરાઓને તથા છોકરીઓને એક સાથે શિક્ષણ આપવા સામે વાંધો ઉઠાવનાર એક

પર આવ્યો નથી હું માનુ છુ કે, જેમ સહશિક્ષણની સામે તેમ તેની તરફેણમા પણ એટલા જ સબળ કારણો છે અને જ્યા એ પ્રયોગ થાય ત્યા હુ એનો વિરોધ નહીં કરુ'[૧]

ગાધીજી કોઈ પણ સવાલની બધી બાજુઓની પૂરેપૂરી તપાસ કર્યા વિના તે વિષે ઉતાવળથી નિર્ણય કરતા નથી, એ વસ્તુ આપણે યાદ રાખીએ તો, સહશિક્ષણને વિષે તેમણે પોતાના છેવટના વિચારો આપણને આપ્યા નથી એમા નવાઈ પામવા જેવુ કશુ નથી મહાન લેખકોના પ્રમાણભૂત ગ્રથોમાથી તૈયાર નિર્ણયો સ્વીકારી લેવાનુ તેમનુ વલણ નહોતુ. અગત અનુભવના આધાર વિના તેઓ કોઈ પણ વસ્તુ સ્વીકારી લેતા નહીં વધુ નિર્ણાયક પુરાવાઓ મળી આવતા સુધી પોતાનો નિર્ણય મોકૂફ રાખવો એ સત્યની શોધની પાછળ પડેલા સઘળા મહાપુરુષોનુ ખાસ લક્ષણ છે સહશિક્ષણનો સવાલ ખુલ્લો રાખવામા ગાધીજીનુ વલણ વાજબી હતું, એ વસ્તુ, પશ્ચિમના દેશોના ધુરધર માનસશાસ્ત્રીઓ તથા કેળવણીકારો પણ એ ભગીરથ સવાલની બાબતમા સર્વસમ્મત નિર્ણય પર આવવામા નિષ્ફળ નીવડયા છે, એ હકીકત પરથી જોઈ શકાય છે. પ્રાથમિક અને ઉચ્ચ કક્ષાએ સહશિક્ષણને ઉત્તેજન આપવાનુ સર્વસામાન્ય વલણ તેમની વચ્ચે પ્રવર્તે છે પરતુ ઘણાખરા કેળવણીકારો અને માનસશાસ્ત્રીઓ કિશોર અવસ્થા દરમ્યાન તેની તરફેણ કરતા નથી આપણી પરિસ્થિતિમા સહશિક્ષણ કેટલા પ્રમાણમા અનુકૂળ છે તેની પૂરેપૂરી તપાસ કર્યા વિના તથા તેની સામાજિક, નૈતિક અને મનોવૈજ્ઞાનિક બાજુઓની પ્રયોગ કરીને તપાસ કર્યા વિના તે ઇચ્છવાજોગ છે કે નહીં તે વિષે છેવટનો ચુકાદો આપવાનુ કામ મુશ્કેલ છે એથી કરીને, ગાધીજીએ એ સવાલ ખુલ્લો રાખ્યો તથા કાળે કરીને એ વિષે છેવટના નિર્ણય પર આવવાની દૃષ્ટિથી કેળવણીની સસ્થાઓમા એના પ્રયોગ કરવાને માટે અવકાશ રાખ્યો એ બરાબર હતુ

સહશિક્ષણના સવાલ અગે વિચાર કરતી વખતે, આપણા વિદ્યાર્થીઓમા તેમની જાતિને કારણે જે ભારે અને અતિશય ઉત્કટ ભેદો રહેલા છે તે આપણે ધ્યાનમા રાખવા જોઈએ છોકરા તથા છોકરીઓ વચ્ચે સામાન્ય બુદ્ધિમત્તાની બાબતમા ભાગ્યે જ કશો તફાવત જોવામા આવે છે અને

---

૧ હરિજન, ૧૬–૭–'૩૮

તેથી કરીને, માનસિક શક્તિનું માપ, એ બનેને શિક્ષણમા અલગ રાખવા માટે પૂરતું કારણ આપતુ નથી પરતુ ગાધીજી માને છે કે, છોકરાઓ તથા છોકરીઓના રસોમા ઠીક ઠીક તફાવત હોવાને કારણે, તેમને અધીન કરવાની, વારવાર જુદી જુદી રીતો અખત્યાર કરવી પડશે પરતુ માત્ર એ હકીકત તેમને અલગ પાડવા માટે પૂરતી નથી, કારણ કે, અલગ અલગ પદ્ધતિઓ અખત્યાર કરવાથી શિક્ષણમા એવી મુશ્કેલીઓને પહોચી વળી શકાય સહશિક્ષણ સારી વસ્તુ છે કે કેમ, એનો નિર્ણય કેવળ માનસશાસ્ત્ર દ્વારા નહીં, પણ કેળવણીની સામાજિક તથા આર્થિક બાજુઓનો વિચાર કરીને કરવો જોઈએ

ગાધીજી દક્ષિણ આફ્રિકાથી હિંદ પાછા ફર્યા ત્યારે અહીંની સ્ત્રીઓની સ્થિતિ અતિશય દયાજનક હતી જૂજ સ્ત્રીઓને જ કેળવણીની તેમ જ શરીર, મન તથા આત્માની પૂરેપૂરી ખિલવણી માટે પૂરતી તકો મળતી હતી રૂઢિઓ અને પ્રથાઓના બોજા નીચે તેમનુ વ્યક્તિત્વ કચરાઈ ગયુ હતુ બાળલગ્નની પ્રથા શારીરિક, માનસિક તેમ જ આધ્યાત્મિક, એમ હરેક પ્રકારના વિકાસના મૂળ પર ઘા કરતી હતી બાળપત્નીઓ અને બાળ માતાઓની વેદનાઓ તથા આપણી વિધવાઓના તથા ત્યક્તાઓના પારાવાર દુ ખોનો તત્કાળ ઇલાજ કરવાની જરૂર હતી. હિંદુ સમાજ દેવદાસીની પ્રથાને નભાવી લેતો હતો તથા તે પ્રત્યે આખમીંચામણા કરતો હતો એ પ્રથા ધર્મને નામે નિર્દોષ જુવાન છોકરીઓને અધોગતિનું અને દોષયુક્ત જીવન ગાળવાની ફરજ પાડતી હતી સામાજિક જુલમને પરિણામે, જૂજ અપવાદો બાદ કરતા, હિંદની સ્ત્રીઓ સ્વતત્ર વિચાર કરવાની અને આપસૂઝથી કામ કરવાની શક્તિ અને હિંમત ખોઈ બેઠી હતી મૈત્રેયી, ગાર્ગી અને સાવિત્રી જેવી પ્રાચીન કાળની હિંદની સ્ત્રીઓમા એ વસ્તુ ભારે પ્રમાણમાં હતી. પતિ દુરાચારી, વિષયી અને કોઈ પણ પ્રકારના સારા ગુણો વિનાનો હોય તોયે પત્નીએ તેને દેવતુલ્ય લેખવો જોઈએ, એવી તેની પાસેથી અપેક્ષા રાખવામા આવતી હતી, એ વિચારતાં આપણને ગ્લાનિ થાય છે પરાણે વૈધવ્ય, પડદો, વેશ્યાવૃત્તિ, પરદણની પ્રથા, આર્થિક ગુલામી તથા લગ્નજીવનની ગુલામી વગેરે ગેરરીતિઓ હિંદની સ્ત્રીઓ પર રૂઢિઓ દ્વારા લાદવામા આવતી હતી અને એ રૂઢિઓ પ્રાચીન સ્મૃતિઓના ઉપદેશમાંથી બળ મેળવતી હતી આ સામાજિક બદીઓ આપણી રાષ્ટ્રીય નબળાઈના

મૂળ અને આપણી આજની અધોગતિનાં કારણો હતાં. આ રીતે આપણો સમાજ અસ્તવ્યસ્ત થઈ ગયો હતો અને ગાંધીજી તેને સુસ્થિત કરવાને જન્મ્યા હતા. તેમણે જોયું કે, તેમના માર્ગમાં પારાવાર મુશ્કેલીઓ રહેલી છે. એમાંથી પાર ઊતરવાને માટે તેમણે જે રીત અખત્યાર કરી તે માટે તેમના આકરામાં આકરા ટીકાકારોની પણ તેઓ પ્રશંસા પામ્યા છે. પરંપરાગત રૂઢિઓ અને પ્રથાઓના ગઢ ઉપર હલ્લો કરવાનું કામ નાનુંસૂનું નહોતુ. એમાંની કેટલીક રૂઢિઓ તો બે હજાર વરસોથી ચાલતી આવી હતી. આપણી સ્ત્રીઓનો સર્વાંગી અને સંગીન વિકાસ રૂંધનારી આ રૂઢિઓ અને પ્રથાઓમાંથી તેમને મુક્ત કરવાનુ આ અતિ કપરું કાર્ય ગાંધીજીએ ઉપાડી લીધું. બહેનો પોતાનો શારીરિક, માનસિક, નૈતિક અને આધ્યાત્મિક વિકાસ પૂરેપૂરો સાધે અને હિંમત તથા શાણપણનું ઉદાહરણ પૂરું પાડે તથા વિશેષે કરીને, પત્નીઓ અને માતાઓ તરીકે, હિંદના ભાવિ નાગરિકો તથા રાજકર્તાઓને તાલીમ આપવાનું, દોરવણી આપવાનુ અને તેમને રોજિંદી ટેવો પાડવાનું અને તેમનું ચારિત્ર્ય ઘડવાનુ પવિત્ર કાર્ય યોગ્ય અને સાચી રીતે બજાવી શકે તે માટે તેમણે અનિષ્ટનાં બળોને જેર કર્યાં અને તેમના ગુલામીનાં બધનોમાથી તેમને મુક્ત કરી. ગાંધીજીની હાકલ સાભળીને હિંદની સ્ત્રીઓએ તેમના પડદાને તિલાંજલિ આપી દીધી અને સ્વાતત્ર્યની અહિંસક લડતમા પુરુષો સાથે ખભેખભા મિલાવીને કૂચ કરી. તેમણે હસતા હસતા લાઠીના પ્રહારો ઝીલ્યા, કારાવાસ વધાવી લીધો અને પરદેશીઓની ધૂસરીમાંથી હિંદને મુક્ત કરવા માટે ચાહે તેટલો આપભોગ આપવામાં પાછી પાની ન કરી. હિંદની સ્ત્રીઓને અબલા કહેવામાં આવતી હતી. ગાધીજીએ તેમને સબલા બનાવી અને વીરતાભર્યાં કાર્યો કરવાને માટે — તરવારના બળથી નહીં પણ આત્મબળ અને ચારિત્ર્ય દ્વારા — તેમનામાં ઉત્સાહ પેદા કર્યો.

સ્વરાજ પ્રાપ્ત કરવા માટેની નક્કર યોજના તરીકે તેમણે રાષ્ટ્ર સમક્ષ રજૂ કરેલા રચનાત્મક કાર્યક્રમ વિષે કેટલાક મિત્રો સાથે વાત કરતાં ગાંધીજીએ બહેનોએ ભજવેલા ભાગ વિષે આ પ્રમાણે કહ્યું હતુ :

'પણ મારી મોટી આશા બહેનો પર છે. તેમને જે ખાડામાં રાખી મૂકવામાં આવી છે તેમાંથી બહાર નીકળવા માટે તેમને મદદની જરૂર છે. આ નાની વસ્તુ અદ્‌ભુત કાર્ય કરશે. ૧૯૩૧–૩૨ ના

સત્યાગ્રહની લડત દરમ્યાન તેમણે ઘણો મોટો ફાળો આપ્યો હતો અને આજે પણ તેઓ ઉમદા રીતે પોતાનો ભાગ ભજવી રહી છે, પણ જોઈએ તેટલા પ્રમાણમાં નહીં. તેમને સંગઠિત કરવાની જરૂર છે. અહિંસક પ્રયાસમાં કષ્ટ સહેવાનું આવે છે તે સહેવાની તાકાત તેઓ ધરાવે છે અને તેઓ મૂંગે મોંએ બધું સહન કરશે.'[1]

આ ઉપરથી સ્પષ્ટ થશે કે, ગાંધીજી સ્ત્રીઓના હકો માટે વીરતાપૂર્વક લડયા હતા અને તેમના એ ઉમદા મિશનમાં તેમને સારી પેઠે સફળતા મળી હતી. સ્ત્રીઓના હકો અને દાવાઓ સંબંધમાં તેમણે જે શીખવ્યું હતું અને ઉપદેશ્યું હતું તેનો હિંદુ કોડ બિલમાં સમાવેશ કરવામાં આવ્યો છે. ભારતના પ્રજાસત્તાકની પાર્લામેન્ટમાં તે પસાર થશે અને કાયદો બનશે ત્યારે તે સ્ત્રીઓના હકોનો હકપટો બનશે. એ બિલની બધી જ જોગવાઈઓ સાથે સંપૂર્ણપણે સહમત થવાનું કોઈને મુશ્કેલ લાગે એમ બને, પરંતુ પૂર્વગ્રહથી જેમની દૃષ્ટિ કુંઠિત થઈ ગઈ નથી એવા પ્રજાના વિશાળ જનસમુદાયને એ બિલના મૂળભૂત સિદ્ધાંતો અસ્વીકાર્ય નથી, એ વિષે શંકા નથી. સામાજિક અને આર્થિક ન્યાય વિના હિંદની સ્ત્રીઓ, હિંદ આઝાદ થયું છે તેમ છતાં, દેશના ઉદ્ધારના કાર્યમાં ઉપયોગી ફાળો આપી શકે નહીં, એ વાતનો તો સ્ત્રીઓના કટ્ટર દ્વેષીને પણ સ્વીકાર કર્યા વિના ચાલે એમ નથી. શાસ્ત્રોને નામે જે બધું છાપવામાં આવ્યું છે તેને ઈશ્વરના શબ્દ તરીકે માની લેવાની જરૂર નથી એવી હિંમતભરી ઘોષણા તેમણે કરી ત્યારે ગાંધીજી તેમની મહત્તાની પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા. 'ઉપાડી જવામાં આવેલી છોકરીઓએ કશો ગુનો કર્યો નથી તેમ જ તેમને કશું દૂષણ લાગ્યું નથી. પ્રત્યેક સમજુ માણસની દયા તથા તેની સક્રિય મદદની તેઓ અધિકારી છે. એવી બાળાઓને તેમનાં ઘરોમાં ખુલ્લા દિલથી અને પ્રેમપૂર્વક વધાવી લેવી જોઈએ તથા તેમને યોગ્ય વર મળવામાં મુશ્કેલી પડવી જોઈએ નહીં.'[2] આ શબ્દો ઉચ્ચારવામાં તેમનું કેવું ભારે ડહાપણ રહેલું હતું!

ગાંધીજીએ હિંદની સ્ત્રીઓને સદીઓ જૂનાં બંધનોમાંથી મુક્ત કરી, સમાજમાં ઉચિત સ્થાને તેમને ફરીથી સ્થાપિત કરી, રસોડાની ચાર

---

१ वीमेन्स इन इकॉनॉमिक एन्ड सोशियल लिबरटीज, पा. ६ [best reading: वेरवर्ड टु वुमेन एन्ड सोशियल मिनरलीज, पा. ९]

२. हरिजन, ३-११-'४६

દીવાલોની બહાર આણી, સ્વમાન શીખવ્યુ, બહાદુર અને ધૈર્યશાળી બનાવી, તેમને માટે તેમને અનુકૂળ આવે એવા શિક્ષણની હિમાયત કરી, તેમના મિલકત માટેના દાવાને માન્ય કર્યો, તેમને પુરુષોની સમાન ભૂમિકા પર મૂકી તથા તેમના મુક્ત વિકાસને રૂંધી રાખનારી રૂઢિઓ અને પ્રથાઓનો વિઘાતક મોજે દૂર કર્યો — આ બધાનો વિચાર કરીએ તો તેઓ જગતના એક સૌથી મહાન સ્ત્રીઉદ્ધારક હતા એમ આપણે કહીએ એ બરાબર નથી?

## ૧૪

## ગાધીજી સમાજશિક્ષક તરીકે

પ્રચલિત થઈ ગયેલા પ્રૌઢશિક્ષણ શબ્દપ્રયોગના જુદા જુદા અનેક અર્થો થઈ શકે છે દાખલા તરીકે યુરોપના દેશોમા તથા અમેરિકામા એનો જે અર્થ કરવામા આવે છે તે હિંદમા કરવામા આવતો નથી પશ્ચિમના દેશોમા પણ સો વરસ પૂર્વે એનો જે અર્થ કરવામા આવતો હતો તે આજે કરવામા આવતો નથી એ વખતે બાળપણમા જેમને શિક્ષણ મળ્યુ ન હોય એવા પ્રૌઢોને લખતા વાચતા શીખવવુ એવો એનો અર્થ થતો હતો ઇંગ્લડમા ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કરવામા આવી ત્યારથી પ્રૌઢોને લખતા વાચતા શીખવવાની જરૂર દિવસે દિવસે ઓછી થતી ગઈ અને હવે તો લગભગ એવી જરૂર રહી જ નથી છેલ્લા પચાસ વરસ દરમ્યાન સઘળા પ્રૌઢશિક્ષણની પાછળ ઘણે અશે રાજકીય આશય રહેલો હતો ચાલુ સદીના આરભમાં, તેમની મુશ્કેલીઓ પર પ્રકાશ પાડવાની આશાથી લોકોમા આર્થિક અને સામાજિક સ્વરૂપની બાબતો સમજવા માટે પ્રબળ ઇચ્છા પેદા થઈ હતી એ વિષયો શીખવવા માટે અસખ્ય વર્ગો શરૂ થયા અને તેમા લોકો મોટી સખ્યામા દાખલ થવા લાગ્યા ઇંગ્લડમા, 'પ્રૌઢ શિક્ષણ' શબ્દપ્રયોગનો અર્થ ધંધાદારી શિક્ષણ અથવા લખતા વાચતા શીખવવુ એવો નથી કરવામા આવતો આજે તો એનો અર્થ 'વ્યક્તિને પોતાને માટે સામાન્ય સાસ્કૃતિક કેળવણી એવો થાય છે, તેના ધંધા માટેની અથવા સમાજમા

તેની ખાસ કામગીરી માટેની કેળવણી એવો નહીં'[૧] આ રીતે, અક્ષરજ્ઞાન અથવા કોઈ ધંધામા નિપુણતા મેળવવા માટેના શિક્ષણ ઉપર પહેલા ભાર મૂકવામા આવતો હતો તેને બદલે હવે વ્યક્તિત્વને બધી બાજુએથી સમૃદ્ધ કરવા પર ભાર મૂકવામા આવે છે ૧૯૪૯ના નવેમ્બરમા મૈસૂર ખાતે પ્રૌઢશિક્ષણ વિષે મળેલી 'યુનેસ્કો'ની જ્ઞાનપરિષદમા પ્રૌઢશિક્ષણની વ્યાખ્યાની ચર્ચા કરવામા આવી હતી એશિયાના જુદા જુદા દેશોમા પ્રવર્તતી ભિન્ન ભિન્ન સામાજિક પરિસ્થિતિનો સપૂર્ણ અભ્યાસ કરીને નીચે મુજબનો નિર્ણય કરવામા આવ્યો હતો

> 'પ્રૌઢશિક્ષણ ૧૮ વરસની ઉપરની ઉંમરના હરેક પ્રૌઢના શિક્ષણના લઘુતમ ધોરણની હિમાયત કરે છે પરંતુ આવા પ્રકારના શિક્ષણનો લાભ એથી ઓછી ઉંમરના કિશોરો સુધી પણ વિસ્તારી શકાય પ્રૌઢશિક્ષણનો ઉદ્દેશ શિક્ષણના વિસ્તારની અને આનદપ્રમોદની સગવડોની જોગવાઈ દ્વારા અક્ષરજ્ઞાન આપીને વ્યક્તિને સુઘડ ઘરમા સમજપૂર્વકનુ અને આરોગ્યમય જીવન ગુજારવાને લાભકારક થઈ પડે એ રીતે કામ કરવાને અને પોતાનુ આર્થિક ધોરણ ઊંચુ કરવાને માટે તૈયાર કરવાનો છે અક્ષરજ્ઞાનની વ્યાખ્યા વાચતા લખતા આવડવુ એવી કરવામા આવી હતી'[૨]

હિંદમા આપણી સામે ખડી થયેલી પરિસ્થિતિ ઇંગ્લડની પરિસ્થિતિ કરતા સર્વથા જુદા પ્રકારની છે હિંદનો પ્રૌઢશિક્ષણનો સવાલ વિરાટ સ્વરૂપનો છે હિંદના એંસી ટકા કરતા વધારે લોકો નિરક્ષર હોવાથી, તેમને શિક્ષણ આપવાની જરૂર અતિશય તાકીદની બને છે અને હવે હિંદની પ્રૌઢ વ્યક્તિને મત આપવાનો અબાધિત અધિકાર આપવામા આવ્યો છે એટલે તેને શિક્ષણ આપવુ જ જોઈએ લોકશાહીના મૂળ મતાધિકારનો સાચો ઉપયોગ કરવામા રહેલો છે અને એનો આધાર મતદારો કેવી અને કેટલી કેળવણી મળે તેના પર રહે છે સ્ત્રીઓ તથા પુરુષોને વ્યવસ્થિત કેળવણી આપવામા આવે તથા બધી રીતે તેમને સારા નાગરિકો બનાવવામા આવે એ અતિ આવશ્યક છે તો જ લોકશાહી સફળ થઈ શકશે

હિંદમા પ્રૌઢશિક્ષણનો સવાલ એ તત્ત્વત પ્રૌઢોને અક્ષરજ્ઞાન આપવાનો સવાલ છે ઘણા મોટા ભાગના પ્રૌઢો તો તેમની બાલ્યાવસ્થામાં

१ थे मोडन फिलोसोफी ओफ ओज्युकशन पा. २४३
२ धी टाभिम्स ओफ ईन्डिया ८-११-'४०

કદી શાળામા ગયા જ નથી હોતા પરતુ એ આમજનતાને કેવળ વાચવા લખવાનુ અને થોડુ ગણિતનુ શિક્ષણ આપવા પૂરતુ જ સીમિત ન રહેવુ જોઈએ એનો ઉદ્દેશ તેમને સામાન્ય શિક્ષણ આપવાનો પણ હોવો જોઈએ તો જ તેમને તેમની સામાજિક પરિસ્થિતિ વિષે સાચી સમજ પ્રાપ્ત થશે અને પ્રાણવાન સમાજમા તેમણે શો ભાગ ભજવવાનો છે તેનું તેમને ભાન થશે

હિંદ સિવાય ભાગ્યે જ બીજો કોઈ એવો દેશ હશે જ્યા આગળ પ્રૌઢશિક્ષણની જરૂર વધારે તાકીદની હશે. નિરક્ષરતા માનવીની પ્રગતિના માર્ગમા રહેલી મોટી બાધા છે અને પૂર્વના દેશોની વિશાળ આમજનતામા જે માનસિક તેમ જ શારીરિક જડતા જોવામા આવે છે તે સર્વથા આમોહવાની અનિશ્ચિતતાને જ આભારી છે એમ ન કહી શકાય એવી શિથિલતા અથવા દીનાશ મર્યાદિત માનસિક દૃષ્ટિપટનું પરિણામ છે એ વસ્તુ અજ્ઞાન તેના શિકાર બનેલા પર લાદે છે બૌદ્ધિક દૃષ્ટિપટ વિશાળ થતાની સાથે રાષ્ટ્રીય સપત્તિનુ તથા આર્થિક અને સામાજિક સુસ્થિતિનું ધોરણ ઊચું થાય છે એ દૃષ્ટિથી જોતા કેળવણી અમુક ધ્યેય સિદ્ધ કરવા માટેનુ સાધન છે, અને એ ધ્યેય વયક્તિક તેમ જ રાષ્ટ્રીય જીવનની સુધારણા છે કેળવણી દ્વારા ખેડૂત પોતાના ખેતરમા વધારે બુદ્ધિપૂર્વક મજૂરી કરવાને અને કામદાર કારખાનામા વધારે સગઠિત રીતે કામ કરવાને પ્રેરાય છે કેળવાયેના અને સરકારી માબાપોના ઘર સામાન્ય રીતે વધારે નરવા હોય છે એટલા માટે જ ગાધીજી કહે છે 'આપણે પ્રચલિત અર્થમ સમજીએ છીએ તેનુ પ્રૌઢશિક્ષણ નહીં પણ માબાપોનુ શિક્ષણ જોઈએ છે, જેથી કરીને તેઓ પોતાના બાળકોનુ ઘડતર યોગ્ય રીતે કરી શકે'[૧]

કેટલાક વરસ અગાઉ મુબઈમા નીમવામા આવેલી મન્શાર કમિટીએ જણાવ્યુ હતું કે, લોકોને તેમની નાસીપાસી અને ઉદાસીનતા દૂર કરવાને તથા જીવનમા રસ લેતા કરવાને શક્તિમાન બનાવવા એ પ્રૌઢશિક્ષણનુ પહેલું પગથિયુ છે બીજુ પગથિયુ, તેમની પરિસ્થિતિમા જે કાઈ સાધનસપત્તિ ઉપલબ્ધ હોય તેનો ઉપયોગ અને ઉપભોગ કરવાને તેમને દોરવણી આપવી એ છે એમ થવાથી એક બાજુએ તેઓ પોતે જીવન

૧ થી ટાઇમ્સ વરુ, ૪-૨-'૪૮.

માટેની પાયાની સુખસગવડો મેળવી શકશે અને શક્તિશાળી બનશે તથા બીજી બાજુએ, જુદા જુદા સ્વરૂપના સામાજિક અનિષ્ટો સામે પોતાનું રક્ષણ કરી શકશે

પુખ્તવયના લોકોના ચિત્તને જાગ્રત કરીને તથા નવેસરથી તેનું ઘડતર કરીને જ સમાજને નવા અને સંગીન પાયા પર સંગઠિત કરી શકાય, એ વસ્તુ પહેલવહેલી સ્પષ્ટપણે સમજનાર ગાંધીજી જ હતા એથી કરીને ભારત સરકારે પ્રૌઢશિક્ષણને બદલે સમાજશિક્ષણ શબ્દ અપનાવ્યો એ ઉચિત જ છે સમાજશિક્ષણમાં ઇંગ્લંડમાં આજે પ્રૌઢશિક્ષણ શબ્દ પ્રયોગ દ્વારા જે પ્રતીત થાય છે તે બધાનો સમાવેશ થાય છે એટલું જ નહીં પણ પાયાની રાષ્ટ્રીય કેળવણી સમિતિનો હેવાલ જેને 'સમગ્ર વ્યક્તિત્વનું શિક્ષણ' કહે છે તે પણ એનાથી સૂચિત થાય છે હિંદ આજે સ્વાધીન અને સ્વતંત્ર પ્રજાતંત્ર બન્યું છે પોતાની સ્થિતિ મજબૂત બનાવતા પહેલાં તેને અનેક બાધાઓ પાર કરવાની છે તેણે જો તેની પાસેથી અપેક્ષા રાખવામાં આવે છે તેવો સુલેહકારનો અને દુનિયાની દલિત પ્રજાઓના ધ્યેયના પુરસ્કર્તા તરીકેનો ભાગ જગતના વ્યાસપીઠ પર ભજવવાનો યોગ્ય સરકારી અને પ્રગતિશીલ લોકશાહી બનવું હોય તો તેની કરોડોની વસ્તીને કેળવણી આપવી જોઈએ એટલું જ નહીં પણ જેમને કેળવણીની તક સાંપડી નથી એવા મતદારમંડળના મોટા ભાગના લોકો દેશની સમક્ષ તથા દુનિયા સમક્ષ ખડા થયેલા સવાલો ઉકેલવામાં તેઓ ઘટતો ફાળો આપી શકે તે માટે તાલીમ આપવી જોઈએ

સમાજશિક્ષણનો સવાલ તાત્કાલિક પડકારરૂપ અને સારા નાગરિકત્વ અને રાષ્ટ્રીય કાર્યદક્ષતાના વધારે વિશાળ મુદ્દાઓને માટે પાયારૂપ છે આપણે જોયું કે પ્રૌઢશિક્ષણનું ક્ષેત્ર તથા તેનું વસ્તુ સમાજશિક્ષણની દૃષ્ટિથી નવેસરથી નક્કી કરી શકાય એમ છે કેવળ અક્ષરજ્ઞાન અથવા જ્ઞાનપ્રાપ્તિ પર પણ મુકાતો ભાર નિશ્ચિતપણે ખસેડવામાં આવ્યો છે અને આરોગ્ય તથા નાગરિકતાનું શિક્ષણ કોમી એકરાગ વધારવો સાદા ઉદ્યોગો શીખવવા તથા યોગ્ય સાંસ્કૃતિક અને મનોરંજનની પ્રવૃત્તિઓની જોગવાઈ વગેરે બાબતો પર તે લઈ જવામાં આવ્યો છે એના મૂળમાં એવો ખ્યાલ રહેલો છે કે સમાજશિક્ષણે પ્રજાના ભૌતિક, નૈતિક, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક જીવનનું સામાન્ય લેવલ ઊંચું લાવવાને તાકવું જોઈએ

તથા આપણી આમજનતા જે કેટલીક ઊણપો વેઠી રહી છે તે નાબૂદ કરવામાં હેતુપૂર્વકનો ફાળો આપવો જોઈએ. એટલા માટે, સમાજ-શિક્ષણનું અતિશય તાકીદનું કામ આજે લોકોને વાંચતાં લખતાં શીખવવાનું અથવા તેમની સામાન્ય કાર્યદક્ષતા સુધારવાનું પણ નથી પરતુ તેમના સામાજિક અને નૈતિક નવઘડતર પર સઘળું લક્ષ કેન્દ્રિત કરવાનું અને આખરે જે જીવનને હેતુપૂર્ણ બનાવે છે તે નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યોનુ પ્રાધાન્ય ફરીથી સ્થાપિત કરવાનું છે. જેનો અંતરાત્મા, જેની ન્યાયઅન્યાયની અથવા ખરાખોટાની દૃષ્ટિ, જેની નિષ્પક્ષ નિર્ણય કરવાની શક્તિ મરી પરવારે એવું કોઈ પણ રાષ્ટ્ર લાંબો વખત ટકી શકે નહીં. સમાજ-શિક્ષણે લોકોને સ્વતત્રપણે વિચાર કરવાને, અસત્યથી સત્યને નિરાળું પાડવાને તથા કોમી કે રાજકીય સ્વરૂપના પ્રચારના દબાણ સામે અડગ રહેવાને તાલીમ આપવી જોઈએ; તેણે પ્રજાનું જીવન સમૃદ્ધ બનાવવુ જોઈએ તથા તેમનાં કળાવિષયક, બૌદ્ધિક, સામાજિક અને નૈતિક ધોરણો સુધારવાં જોઈએ.

સમાજશિક્ષણનો ઉદ્દેશ શો છે એનો હવે આપણને સ્પષ્ટ ખ્યાલ આવી ગયો છે અને તેથી સમાજશિક્ષણમા ગાધીજીએ આપેલા ફાળાની કિંમત આકવાને આપણે શક્તિમાન થઈશું અમે દર્શાવી આપીશું કે, કોઈ પણ ગજથી માપીએ તોયે ગાધીજી દુનિયાના એક સૌથી મહાન સામાજિક કેળવણીકાર હતા તેઓ જ્યા જ્યા ગયા ત્યા ત્યા તેમની આસપાસ માઈલોના માઈલો સુધી જ્ઞાનનો પ્રકાશ તેમણે ફેલાવ્યો અને અગણિત સ્ત્રી તથા પુરુષોના ચિત્તના અધકારમય ખૂણાઓમા જ્ઞાનનો દીવો પ્રગટાવ્યો. બીજા બધા મહાન ઉપદેશકોની પેઠે તેમની મુખ્ય ચિંતા માણસોના ચિત્ત તથા તેમના ચારિત્ર્યને ઘડવાની, તેમનામા રહેલી સુપ્ત શક્તિને જાગ્રત કરવાની અને રાગદ્વેષો તથા પૂર્વગ્રહોથી ખેંચાઈ ગયા વિના સ્વતત્રપણે વિચાર કરવાની શક્તિ તેમનામા ફરીથી સ્થાપિત કરવાની હતી. દરેક માનવીના અંતરના ઊંડાણમા રહેલી આધ્યાત્મિક વૃત્તિને તેમણે જાગ્રત કરી તથા તેને માર્ગદર્શન કરાવ્યુ અને તેનામા સુપ્તપણે રહેલી શક્યતા-ઓને સિદ્ધ કરી શકે તે માટે એ આધ્યાત્મિક વૃત્તિને તેની આસુરી વૃત્તિઓથી ઉપર આણી. આ દૃષ્ટિથી જોતાં ગાધીજી નિઃશંક એક મહાન અને સાચા ઉપદેશક હતા

હિંદના સમગ્ર ઇતિહાસમા, બુદ્ધ ભગવાન બાદ કરતા, બીજી એકે એવી નોંધપાત્ર વ્યક્તિ આપણને મળતી નથી જેની સાથે આપણે તેમની તુલના કરી શકીએ સરખામણીના સઘળા માન્ય ધોરણો તેમને માટે ઊણા માલૂમ પડે છે અને જેમા તેઓ જીવ્યા તે તથા ઇતિહાસ નિર્માણ કર્યો તે યુગની સઘળી સીમાઓ ઓળંગી જઈને તેઓ એકલા ભવ્યતાથી ઊભેલા આપણને જણાય છે એમનુ વ્યક્તિત્વ એટલુ બધુ વિવિધતા ભર્યું હતું અને તેમનુ જીવન એટલુ બધુ સીધુસાદુ હતુ કે, ખુદ તેમની સાદાઈ જ તેમના અનુયાયીઓ, મિત્રો તથા દુશ્મનોને હમેશા હફાવનારી નીવડી

ગાધીજી શુ હતા? તેઓ સત હતા કે રાજપુરુષ હતા, ક્રાતિકાર હતા કે સુધારક હતા, ફિલસૂફ હતા કે ભક્ત હતા, દુનિયાદારી વહેવારુ પુરુષ હતા કે ધ્યેયવાદી હતા? કોઈ પણ બીબામા તેમને સમાવી શકાય એમ નથી તેઓ કોઈ પણ વર્ગીકરણની સીમા ઓળંગી જતા હતા અને સ્થળકાળના બધનોથી બધાવાનો ઇન્કાર કરતા હતા એકમાત્ર પેગબર શબ્દ જ તેમને યોગ્ય રીતે વર્ણવી શકે તેઓ નવા યુગના પેગબર હતા એક પેગબર અને પ્રેરણા પામેલા ઉપદેશક તરીકે તેમણે ઈશુ ખ્રિસ્ત, મહમદ અને બુદ્ધ જેવા દુનિયાના મહાન ધર્મોપદેશકોએ કર્યું હતુ તે— પુરુષો તથા સ્ત્રીઓના વિશાળ જનસમુદાયને, માનવીના આત્માની પરમ વિશુદ્ધિને ઢાકી રાખનાર અજ્ઞાન અને વહેમના ખાડામાથી બહાર કાઢવાનું કાર્ય કર્યું જેમા તેઓ જીવ્યા તથા તેમણે કામ કર્યું તે યુગ ઉપર તેમના મહાન વ્યક્તિત્વની કદી ભૂસાય નહીં એવી છાપ તેઓ મૂકતા ગયા છે અને તે વિચારના તથા કાર્યોના મહાન આદોલનોનો જીવત યુગ બની ગયો છે

૧૯૧૫ની સાલમા ગાધીજી દક્ષિણ આફ્રિકાથી હિંદ આવ્યા દક્ષિણ આફ્રિકામા તેઓ એશિયાની રંગીન પ્રજાઓના મહાન નેતા હતા એ દૂરદૂરના દેશમા તેઓ ગોરાઓની જાતિની સરસાઈના સિદ્ધાત સામે સત્યાગ્રહની લડત લડયા હતા અને તેમા સફળ થયા હતા હિંદના લોકોને તેમણે બૌદ્ધિક તેમ જ નૈતિક જડતાના ઊડા ખાડામા પડેલા ભાળ્યા અને સમગ્ર રાષ્ટ્ર તેમને નાગીપાસીની સ્થિતિમા જોવા મળ્યુ જુદા જુદા પક્ષોના આગેવાનો સુધ્ધા મુક્તિ માટે પ્રજાના કરતા સામ્રાજ્યવાદી સત્તા પર વિશેષ મદાર બાંધતા હતા ગાધીજી અહીં આવ્યા, અહીંની પરિસ્થિતિ

મોટી સેના હજાર વરસ દરમ્યાન પણ ન કરી શકે તે તેઓ ટૂંક સમયમાં સિદ્ધ કરી શક્યા શાન્તિ માટેની લડત તેઓ વ્યક્તિના હૃદયપ્રદેશ પર લડ્યા અને માનવજાતને કાયમી શાન્તિનો માર્ગ બતાવ્યો. તેઓ ખાતરીપૂર્વક માનતા હતા કે, ‘અવિદ્યાની અંધ, સ્વાર્થી મનોવૃત્તિની ગુલામીમાથી જેમણે પોતાની મુક્તિ મેળવી હોય એવા સ્વાધીન માનવીઓ જ શાન્તિને માટે કાર્ય કરી શકે, તેમ જ શાન્તિ સ્થાપી શકે’[1] ડૉ રાધાકૃષ્ણન જણાવે છે કે, શાન્તિ અમુક સર્વસ્પર્શી સિદ્ધાંતો તથા ધોરણોનો જીવનમાં તથા આચરણમા થતો પ્રત્યક્ષ આવિષ્કાર છે. ગાધીજીએ એને માટે આપણને એવાં હથિયારોથી લડતા શીખવ્યુ જેમાં માનવમૂલ્યો હેઠા પાડવાપણુ કે માનવજીવનનો નાશ કરવાપણુ ન રહે

માનવજાતના પેગબર તરીકે, ગાધીજી કદાચ દુનિયાના પહેલવહેલા જ સૌથી મહાન સામાજિક કેળવણીકાર હશે. તેમણે પોતાની પત્નીને શિક્ષણ આપ્યુ, હિંદમા અથવા દક્ષિણ આફ્રિકામા આશ્રમવાસીઓને શિક્ષણ આપ્યુ તથા હિંદમાં ગામવાસીઓના વિશાળ જનસમુદાયને શિક્ષણ આપ્યું.[2] તેમની ઐતિહાસિક [illegible] સામુદાયિક કેળવણીમાં તેમનો એક સૌથી

અને ગુલામ થઈ ગયા છે."[1] તેઓ માને છે કે, આપણે મોહજાળમાં ફસાયા છીએ, ગુલામ બની ગયા છીએ અને કોડીની કિંમતે આપણા આત્માને ખરીદી લેવામાં આવ્યા છે. આપણે ખોટું વલણ લીધું છે. એણે આપણી ખેતી કરનારી વસ્તીને કંગાળ, ગરીબ અને રંક બનાવી મૂકી છે, કામદારોને ભ્રષ્ટ, હૈયાસૂના અને અંધ બનાવી મૂક્યા છે અને શૂન્યમનસ્ક, મરેલી આંખવાળાં અને નીચા નમી ગયેલા એવા કરોડો બાળકો આપ્યાં છે. ગાંધીજીના જીવનનું પ્રધાન કાર્ય યાતના ભોગવતી આ માનવજાતને તેની આ કારમી દુર્દશામાંથી ઉગારવાનું તથા સાચી સ્વતંત્રતા અને સાચા સ્વમાનનું, જ્યાં કોઈ પણ ધનિક કે ગરીબ ન હોય એવા જીવનનું, જ્યાં વધુપડતા વૈભવવિલાસ તથા વધુપડતી નવરાશ નાબૂદ કરવામાં આવ્યાં હોય અને જ્યાં ઉદ્યોગો તથા વેપારરોજગાર સાદા સ્વરૂપના હોય એવા સમાજનું તેનું પુરાણું સ્વપ્ન સિદ્ધ કરવા માટેની તેની ભૂખ ફરીથી સજીવન કરવાનું હતું. તેમના ઉમદા મિશનની સિદ્ધિ નિહાળવા જેટલું લાંબું તેઓ જીવ્યા નહીં પરંતુ દુઃખમાં ડૂબેલી આપણી આ દુનિયામાં તેમની કલ્પના પ્રમાણેની અહિંસક સામાજિક આર્થિક વ્યવસ્થા સ્થપાય ત્યાં સુધી, તેમણે સળગાવેલી મશાલ પેઢી દર પેઢી સુધી પહોંચાડતા રહેવાની તેમનો સમૃદ્ધ વારસો મળ્યો છે એવા આપણા લોકોની ફરજ છે. દુઃખમાં ડૂબેલી આપણી દુનિયા પર આજે હાઇડ્રોજન બોમ્બ અથવા વૈજ્ઞાનિકો જેની આગાહી કરે છે તેવા સામુદાયિક વિનાશના બીજા ભીષણ શસ્ત્રોથી નાશ પામવાનો ભય સદા ઝઝૂમતો રહે છે.

ગાંધીજી એક દ્રષ્ટાની અદાથી એ વસ્તુ અગાઉથી જ જોઈ ગયા અને તેથી તેમણે પ્રેમ અને ભ્રાતૃભાવના પાયા પર રચાયેલી શાન્તિના ધ્યેયની ઘોષણા કરી. તેમનું જીવન એ જ તેમનો સંદેશ છે. આપણા પૈકી દરેક જણ તેમના જીવનનું ખુલ્લું પુસ્તક વાંચી શકીએ છીએ અને તેમાંથી પ્રેરણા અને આશા મેળવી શકીએ છીએ. તેમણે જાત ઉદાહરણ દ્વારા સાદા જીવન અને ઉચ્ચ ચિંતનનો પાઠ શીખવ્યો. તેમનું એ ઉદાહરણ એટલું તો ઉમદા અને પવિત્ર હતું કે પ્રસંગોપાત્ત પણ તેમના સંપર્કમાં આવનાર અથવા દૂર દૂરના દેશોમાં પણ તેમને વિષે વાંચનાર કે સાંભળનાર પ્રત્યેક વ્યક્તિને તેમાંથી અવશ્ય પ્રેરણા મળે જ છે.

૧ ગ્રેટ ઇન્ડિયન્સ, પા. ૩૨

મહાન પ્રૌઢ કેળવણીકાર તરીકે ગાંધીજીને અંજલિ આપતા પ્રોફેસર ટી કે એન મેનન કહે છે

'ગાંધીજીનો સત્ય અને અહિંસાનો તથા એ બે પાયાની વસ્તુઓમાંથી ઉદ્‌ભવતી બાબતોનો ઉપદેશ તથા તેમના પોતાના જીવનમા તેમણે કરેલો એનો અમલ દુનિયામાં થયેલો પ્રૌઢશિક્ષણનો સૌથી નોંધપાત્ર અને આશ્ચર્યકારક પ્રયોગ છે સાબરમતી આગળ તથા સેવાગ્રામમા તેમણે સ્થાપેલા આશ્રમો, એ ઐતિહાસિક સ્થળોમાનુ તેમનુ જીવન ત્યા આગળ તેમણે હજારો લોકોને આપેલી તાલીમ દેશભરમાંથી તેમ જ પરદેશોમાંથી પણ એ સ્થાનોની મુલાકાતે આવનારા યાત્રીઓને મળતી પ્રેરણા અને જ્ઞાન એ બધી વસ્તુઓ પ્રૌઢશિક્ષણના ક્ષેત્રની જ્વલંત સિદ્ધિઓ છે'[1]

૧૯૪૭ની સાલના ડિસેમ્બર મહિનામા મળેલી અખિલ હિંદ કેળવણી પરિષદ આગળ બોલતા શ્રી કે જી સૈયદીને કહ્યુ કે, ગાંધીજી પ્રૌઢશિક્ષણના ધ્યેયમા કામ કરનારા આ દેશના અને તેથી કરીને સમગ્ર દુનિયાના સૌથી મહાન કાર્યકર્તા છે પ્રૌઢશિક્ષણના તેમના સૌથી ઉમદા અને છેલ્લા પ્રયાસને ભવ્ય અંજલિ આપતા સૈયદીને જણાવ્યુ

'ભવ્ય હિંમત અને એકાગ્રતાથી તેમની આસપાસ ધૂંધવી રહેલા ધર્માંધતા અને દ્વેષના ભીષણ ઝંઝાવાતથી હામ હાર્યા વિના તેમનો સાદ વિપથગામી જનસમુદાયને ફરી પાછા ગૌરવ સચ્ચાઈ, સમજ અને પ્રેમને માર્ગે વળવાને હાકલ કરી રહ્યો છે સામુદાયિક ગાંડપણ આગળ તેમનાથી નાના માણસો ખચાઈ ગયા હતા ત્યારે તેઓ અડગપણે ખડા રહ્યા અને હિંસા તથા દ્વેષના લોકપ્રવાહને અનુકૂળ વર્તણ રાખીને લોકોની વાહવાહ મેળવવી સહેલ વાત હતી એવે વખતે સાચી વાત કરીને તેમણે ગાળો અપ્રિયતા અને ગેરસમજ વહોરી લીધા સીધીસાદી ભાષામા તાજેતરમા તેમણે આપેલા પ્રાર્થનાપ્રવચનો ઇતિહાસમા ઈશુના ગિરિપ્રવચનો સમાન લેખાશે તેમની ઉચ્ચ નૈતિક ભવ્યતાને અને અટલ સત્યનિષ્ઠાને કારણે તેમ જ નીતિના મહાન સિદ્ધાંતો રોજેરોજની વહેવારુ બાબતોને લાગુ પાડવામા તેઓ માનસશાસ્ત્રની ગહન સમજ દર્શાવે છે તે કારણે કેળવણીની દૃષ્ટિથી જોતા છેલ્લા થોડા મહિનાઓ દરમ્યાન ગાંધીજીએ જે કઈ કર્યું છે તે તેમના સમગ્ર જીવનની અનેકવિધ સિદ્ધિઓ કરતા પણ ઘણુ વધારે છે જોકે તેમની એ સિદ્ધિ પણ અપૂર્વ છે '

શ્રી સૈયદીન આ શબ્દો બોલ્યા ત્યારે તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે કરોડોની વસ્તીવાળા આપણા રાષ્ટ્રને નૈતિક ફાંસામા ફરીથી સરકી જતુ રોકી રાખનારા પ્રૌઢશિક્ષણના આ ભગીરથ પ્રયાસમા એક

[1] ઇન્ડ. જર્નલ ઑફ એડ્યુકેશન, એન્ડ ઍડમિનિસ્ટ્રેશન, ઍપ્રિલ, ૧૯૫૮

મહિના પછી જ આ ખુદાના બંદાને પોતાના જીવનનું બલિદાન આપવું પડશે હિંદ તથા પાકિસ્તાનને ખુનામરકી તથા વિનાશમાંથી ઉગારવા માટેના પોતાના ધર્મયુદ્ધમાં તેમણે પોતાના જીવન સહિત સર્વસ્વને હોડમાં મૂક્યું ઑલ ઇન્ડિયા રેડિયોના મુંબઈ મથકેથી વાયુપ્રવચન કરતાં શ્રી સૈયદીને પ્રૌઢશિક્ષણના ધ્યેયમાં ગાંધીજીએ તેમના જીવનના છેલ્લા દિવસો દરમ્યાન આપેલા મહાન ફાળાનો ઉલ્લેખ કર્યો હતો એ આખો ઉતારો અહીં આપવા જેવો છે

'તેમના પ્રાર્થનાપ્રવચનો ઇતિહાસમાં સદાને માટે તાજાં રહેશે તથા ઈશ્વરને માર્ગે જવાને ઉપદેશતો તેમનો 'ભાઈઓ ઔર બહેનો' સંબોધનો ઉચ્ચ માનવતાભર્યો તેમનો અવાજનો પડઘો અનેક યુગો સુધી સંભળાતો રહેશે તેમની આસપાસ સર્વત્ર લૂંટફાટ ખુનામરકી અને અમાનુષી વિનાશનું ગાઢ તોફાન ગરજી રહ્યું હતું એમાં દેશના કેટલાક સારામાં સારા લોકો પણ ભાન ભૂલ્યા હતા તથા તેમની શ્રદ્ધાનાં પાયા ડગી ગયા હતા પણ આ ખુદાનો બંદો આ સેતાની બળોથી નીડર રહીને અને તેની પરવા કર્યા વિના વર્ગમાણુઓના માર્ગને પ્રકાશિત કરવા માટે નિશ્ચયતાથી, અડગતાથી દીવો પ્રગટાવી રહ્યો હતો

'અનેક તોફાનોમાંથી પાર ઊતરનાર આ જ્યોત આટલી બધી જલદી બુઝાઈ જશે એ હું કેવી રીતે જાણી શકું અથવા કોઈ પણ કેવી રીતે જાણી શકે? હા દીવો બુઝાઈ ગયો છે એ ખરી વાત છે, પણ વિચિત્ર વસ્તુ એ છે કે એનો પ્રકાશ કોઈ નાબૂદ કરી શકે એમ નથી ઈશ્વરની જ્યોત પોતાના મંદ શ્વાસથી બૂઝવવા માટે અસત્યના બળો સદૈવ મથતા રહે છે, પણ એ જ્યોતની રક્ષા કરવાનો ઈશ્વરનો કાયદો છે જ્યારે કોઈ સત્પુરુષ ઈશ્વર પ્રત્યેના સાચા ભક્તિભાવથી પ્રેરાય છે અને તેનું હૃદય પોતાના માનવબંધુઓ પ્રત્યેના પ્રેમની લાગણીથી હૂંફાળું બને છે ત્યારે તેના વ્યક્તિત્વનું તેજ તેમના હૃદયોને તથા તેમના જીવનપથને અનેક યુગો સુધી પ્રકાશિત કરતું રહે છે પોતાના ઉપદેશ દ્વારા ગાંધીજીએ કેવળ હિંદ માટે જ નહીં પણ આખી દુનિયા માટે આ ભવપથને પ્રકાશથી ઝળહળાવી મૂક્યો છે એને આપણાં હૃદયોમાં એક અમૂલ્ય વારસા તરીકે આપણે જતનથી સંઘરી રાખીશું અને આપણા શિક્ષકો તથા શાળાઓમાં ભણતાં આપણાં બાળકો તેમનો એ સંદેશ આખી દુનિયામાં ફેલાવવાનો પ્રયત્ન કરશે '

# ૧૫

## ઉપસંહાર

કેટલાક પુરુષો ઇતિહાસના અકસ્માતથી ઘડાય છે જ્યારે બીજા કેટલાક ઇતિહાસ ઘડે છે આ કથન બહુ જ સામાન્ય પ્રકારનું લાગશે પણ તેથી કંઈ એ ઓછું સાચું કરતું નથી જેઓ નસીબસંજોગે મહાન બન્યા હોય તે પહેલા વર્ગના છે ગાંધીજી, પોતાના હૃદય અને ચિત્તના નક્કર ગુણોને કારણે મહાન બનનારાઓના બીજા વર્ગમાં આવે છે હિંદનું ઘડતર અને નવસર્જન કરનાર રાષ્ટ્રપુરુષ તરીકે તેમ જ આંતરરાષ્ટ્રીય ખ્યાતિવાળા વિચારક તરીકે, એમ બંને રીતે તેઓ મહાન વ્યક્તિ હતા અને અનંતતાના પટ પર તેઓ કદી ભૂંસાય નહીં એવી પોતાની છાપ

તેમની શહીદીનો દિવસ માનવીના ઇતિહાસની પેલી મહાન કરુણ ઘટનાનું દુનિયાને કઠોર સ્મરણ કરાવે છે. એ મહાન બલિદાન એટલું તો કદનારું છે અને એ અદ્‌ભુત પુરુષનું સ્મરણ એટલું તો શોકપૂર્ણ છે કે, આત્માને સંતાપવાને સ્મૃતિઓ ઢગલે વળે છે અને આંસુઓ સારવાને ગમગીનીઓ એકત્ર થાય છે.

એક કવિ ગાય છે કે, 'સૌંદર્ય તો જોનારની આંખોમાં રહેલું હોય છે' એ જ રીતે, મહાન ઉપદેશકનો સંદેશ, તે ગ્રહણ કરવાને તૈયાર કરવામાં આવેલાં હૃદયોને જ પહોંચી શકે છે. ગાંધીજીના જીવનકાળ દરમ્યાન તેમના સંદેશને વિષે એમ જ હતું તેમના અવસાન પછી હવે પણ એમ જ છે. મહાપુરુષને ઓળખતાં સો વરસ લાગે છે તેને સમજતાં બીજાં સો વરસ લાગે છે તથા તેનો સંદેશો અમલમાં મૂકતાં વળી બીજાં સો વરસ લાગે છે.

દુનિયા આખરે ગાંધીજીને કયું સ્થાન આપશે? ભવિષ્યકાળમાં નજર કરવાનું આપણે માટે અશક્ય છે, કારણ કે, એ તો પેગંબરનો જ અધિકાર છે, પરંતુ એવી આગાહી તો સહેજે કરી શકાય કે, માનવજાતના મોટામાં મોટા માર્ગદર્શક, ઉપદેશક અને હિતકર્તા તરીકે અગણિત સદીઓ સુધી ગાંધીજીનું નામ અમર રહેશે. રાજાઓ અને યોદ્ધાઓ આવે છે ને જાય છે, શાસકો અને આગેવાનો ભુલાઈ જાય છે, સામ્રાજ્યો ઊભાં થાય છે અને નાશ પામે છે પરંતુ મહાત્માઓનો સંદેશ માનવીઓના હૃદય પર અંકિત થઈને સદાકાળ ટકી રહે છે.

ગાંધીજીએ હિંદની સ્વતંત્રતા સાથે પોતાનું તાદાત્મ્ય સાધ્યું એ ઇતિહાસનો એક અકસ્માત છે તેમનો અંતિમ ઉદ્દેશ તો દુનિયાની મુક્તિ — યુદ્ધ અને હિંસામાંથી મુક્તિ, લોલુપતા અને આક્રમણવૃત્તિમાંથી મુક્તિ, રાષ્ટ્રોનો નાશ કરનાર રાગદ્વેષો અને પૂર્વગ્રહમાંથી મુક્તિ — હતો. ધંધે વકીલ હોવા છતાં તેમણે કાયદાનો ભંગ કરનાર બનવામાં ગૌરવ માન્યું, જન્મે સવર્ણ હિંદુ હોવા છતાં તેમણે અસ્પૃશ્યોના ધ્યેયને અપનાવ્યું; ન્યાતે વાણિયા હોવા છતાં ક્ષત્રિયની બહાદુરીથી તેમણે યુદ્ધ કર્યું તથા એક બ્રાહ્મણને છાજે એ રીતે ઉપદેશ કર્યો એ કંઈક પરસ્પર વિરોધી જેવું લાગે છે. તેમનું આખું જીવન સત્યની શોધ માટેની જ એક અતૂટ પરંપરા છે. નિરંતર પલટાતા જતા જગત તરફથી પોતાનું લક્ષ ખેંચી લઈને દુનિયાને કેવળ અંતિમ સત્યનું જ ચિંતન કરવાનો ઉપદેશ કરનારા મહાન હિંદુ

ફિલસૂફોની લાંબી શ્રેણીમાં તેઓ છેલ્લા હતા. પોતાના જીવનકાળ દરમ્યાન જ તેમણે મૃત્યુ પર વિજય મેળવ્યો હતો અને જીવન તથા મરણ વચ્ચેના ભેદની સૂક્ષ્મ રેખાને ભૂંસી નાખી હતી. વિશ્વઉપદેશક, વિશ્વનાગરિક તથા માનવજાતના આધ્યાત્મિક પુનરુદ્ધારના પેગંબર તરીકે ગાંધીજી માનવજાતના ઉદ્ધારકોની પંક્તિમાં બેસે છે. જેમાં બુદ્ધ, ઈશુ ખ્રિસ્ત, જરથુસ્ત્ર, મહંમદ અને ગાંધી જન્મ્યા ન હોય એવી દુનિયાની કલ્પના કરો ! આ મહાત્માઓ ન થયા હોત તો આપણી સંસ્કૃતિ કેવી હોત ? માનવજાતના આ મહાન ધર્મોપદેશકોની સહકારિતાની અને માનવતાની અસર વિના આપણી સંસ્કૃતિ તેની પ્રાથમિક અવસ્થામાં પાછી પહોંચી ગઈ હોત. આવા ઉદ્ધારકોની જ્યોત બુઝાઈ ગઈ હોત તો દુનિયા અંધકારમય અને ભયજનક બની ગઈ હોત. ભૂતકાળની અગલ ટૂંકમાં સામ્રાજ્યોની ભસ્મ હવામાં ઊડી ગઈ છે, પરંતુ મહાન માર્ગદર્શકો અને ઉપદેશકોની જ્યોત અનંતકાળ સુધી પ્રકાશતી રહે છે. તેમણે કશા પણ બદલાની આશા રાખ્યા વિના સત્યને અને ન્યાયને ચાહ્યા છે અને ગમે તેવા પરિણામથી પણ ડર્યા વિના અન્યાયનો દ્વેષ કર્યો છે.

આપણે જો ગાંધીજીએ ઉપદેશેલા માર્ગે ચાલીએ તો નવા યુગના પગરણ પૌરાણિક સત્યયુગની ક્રમે ક્રમે સિદ્ધિ આપણે માણી રહ્યા છીએ. ગાંધીજીના જન્મમહોત્સવને પ્રસંગે ભારતની પ્રજાને સંદેશો આપતા રાષ્ટ્રપતિએ કહ્યું હતું: 'બાપુએ આપણા જીવનમાં પ્રગટાવેલી જ્યોત જાગતી રાખવાનું આપણું પરમ કર્તવ્ય છે. તેમની મહાન સેવા, તેમનો પણ ત્યાગ તથા તેમની આખરી શહીદીને બળે આપણે પરદેશી ધૂંસરીમાંથી આઝાદ થઈ શક્યા છીએ એટલું જ નહીં પણ તેને નહિ સ્વાતંત્ર્ય માટેની આપણી લડત દરમ્યાન આપણે જેનું સ્વપ્ન સેવતા હતા તેવો સમાજ સ્થાપવાની દિશામાં લઈ જનારો માર્ગ પણ આપણે માટે મોકળો થયો છે. આપણા જીવનના અમૂલ્ય પોષણ સમાન સત્ય, સેવા અને પ્રેમ પર આધાર રાખીને આપણે આપણા દેશમાં સામાજિક ન્યાય અને માનવીની સમાનતાની સ્થાપના કરવાના ગૌરવપૂર્ણ લક્ષ્ય તરફ તથા દુનિયામાં સુમેહશાન્તિ સ્થાપવાની દિશામાં આગેકૂચ કરવી જોઈએ. મારા દેશવાસીઓ બાપુએ ચીંધેલા માર્ગને મક્કમપણે વળગી રહે

એવી મારી તેમને અંતરની અપીલ છે, કારણ કે, એક માત્ર એમાં જ તેમનો ઉદ્ધાર, તેમની શાન્તિ અને તેમના સુખ રહેલાં છે.'

ગાંધીજી શાને માટે ખડા છે તથા જગતની સંસ્કૃતિમાં તેમણે શો ફાળો આપ્યો છે એનો આપણે વિચાર કરી ગયા. હવે અમે તેમની ફિલસૂફીનાં અગત્યનાં લક્ષણો ટૂંકમાં જણાવીશું. એ અમે આગળ જણાવી ગયા છીએ તેમ, આધ્યાત્મિક એકતાના સિદ્ધાંતમાંથી ઉદ્ભવે છે.

ગાંધીજીની માન્યતા પ્રમાણે મનુષ્યજીવનનું અંતિમ ધ્યેય આત્મસાક્ષાત્કાર, એટલે કે, ઈશ્વરનું, પરમ સત્યનું દર્શન, મોક્ષપ્રાપ્તિ છે. ગાંધીજીની ફિલસૂફીના મૂળભૂત લક્ષણો, મનુષ્યજીવનના ધ્યેય વિષેની તેમની ચર્ચા તથા એ લક્ષ્યે પહોંચવા માટેનું તેમનું માર્ગદર્શન છે ઈશ્વરસાક્ષાત્કાર જો મનુષ્યજીવનનું અંતિમ ધ્યેય હોય તો, ગાંધીજી ઈશ્વરનો શો અર્થ કરે છે એ આપણે સ્પષ્ટપણે સમજી લેવું જોઈએ કોઈ પણ માણસ ઈશ્વરની વ્યાખ્યા શી કરે છે એની ગાંધીજીને ચિંતા નથી, કારણ કે, તેઓ જાણે છે કે, 'પરમેશ્વરની વ્યાખ્યાઓ અગણિત છે, કેમ કે, તેની વિભૂતિઓ પણ અગણિત છે'[1] તેઓ ઈશ્વરને સત્યરૂપ લેખે છે ઈશ્વર સત્ય છે એમ કહેવાને બદલે તેઓ સત્ય ઈશ્વર છે એમ કહેવાનું વધુ પસંદ કરે છે, કારણ કે, ઈશ્વરના અસ્તિત્વનો ઇન્કાર કરનાર નાસ્તિક પણ સત્યની શક્તિનો ઇન્કાર કરી શકતો નથી તેઓ એવું માને છે કે, ઈશ્વર અથવા સત્ય કેવળ અંતરયામી જ નહીં પણ ઇન્દ્રિયાતીત પણ છે, ઈશ્વર વિશ્વનો પ્રાણ છે એટલું જ નહીં પણ તેના કર્તા, ભર્તા અને ન્યાયાધીશ તરીકે તેનાથી પર પણ છે આમ, ગાંધીજીની માન્યતા પ્રમાણે, ઈશ્વર, વિશ્વનો કર્તા, શાસક અને સ્વામી છે અને તેની ઇચ્છા વિના એક તરણું સરખું પણ હાલી શકતું નથી

ગાંધીજી માને છે કે, ઈશ્વર અને મનુષ્ય વચ્ચે વિરોધભાવ નથી. તેઓ કહે છે, 'હું ઈશ્વરની આત્યંતિક એકતામાં અને તેથી કરીને માનવજાતની એકતામાં માનું છું' તેઓ વધુમાં કહે છે કે, 'હું અદ્વૈતમાં માનું છું, હું માનવ માત્રની એકતામાં અને તેથી કરીને જીવમાત્રની એકતામાં માનું છું' ઈશ્વર અને માનવીની મૂળભૂત એકતા વર્ણવતાં ગાંધીજી <u>तत्त्वमसि સૂત્રને</u> અનુસરે છે 'હું અને મારો પિતા એક જ છીએ' એમ

૧. आत्मकथा, प्रस्तावना, પા. ૬

કહેતી વખતે ઈશુએ એ જ સત્ય ઉચ્ચાર્યું હતું આત્માની આ એકતા ગાંધીજીને એમ માનવાને પ્રેરે છે કે, એક માણસ પણ આધ્યાત્મિકતા પ્રાપ્ત કરે તો તેની સાથે આખી દુનિયાને લાભ થાય છે અને એક માણસનું પતન થાય તો એટલા પ્રમાણમા આખી દુનિયા પડે છે

ઈશ્વર બુદ્ધિથી પર છે અથવા બુદ્ધિગમ્ય નથી એ ખરૂ પણ ગાધીજી માને છે કે, 'બુદ્ધિથી અમુક પ્રમાણમા ઈશ્વરનુ અસ્તિત્વ સ્થાપિત કરી શકાય છે ' એટના માટે તેઓ કહે છે કે, ' વિશ્વમા વ્યવસ્થા છે, જડચેતન દરેક વસ્તુ અટળ નિયમને વશ વર્તે છે એ આધળો નિયમ નથી કેમ કે, કોઈ પણ આધળો નિયમ જીવતા પ્રાણીઓનુ નિયમન ન કરી શકે અને સર જગદીશચન્દ્ર બોઝની શોધોને પ્રતાપે જડ વસ્તુમા પણ જીવન છે એમ હવે પુરવાર કરી શકાય છે એટને જીવમાત્ર જેને વશ વર્તે છે તે ઈશ્વર નિયમ અને નિયમ કરનાર એક જ છે '

ઈશ્વરસાક્ષાત્કાર જીવનનુ અતિમ લક્ષ્ય હોય તો સ્વાભાવિક રીતે જ, બીજો સવાલ એ ઊઠે છે કે, 'ઈશ્વર અથવા સત્યનો સાક્ષાત્કાર કરવો કેવી રીતે?' ગાધીજીનો જવાબ એ છે કે, આત્મસાક્ષાત્કાર માટે અહિંસા એકમાત્ર સાધન છે આધ્યાત્મિક એકતા વિભિન્ન કરનારા સાધનોથી ન સિદ્ધ થઈ શકે ગાધીજી ભારપૂર્વક કહે છે કે, સાધનો સાધ્યને અનુરૂપ હોવા જોઈએ અને માનવીઓની તાત્કાલિક સેવા એ પ્રયાસનું અનિવાર્ય અગ બની જાય છે, કારણ કે ઈશ્વરની સૃષ્ટિમા તેને નિહાળવો તથા તેની સાથે એકરૂપ થવુ એ ઈશ્વરપ્રાપ્તિનો એકમાત્ર રસ્તો છે એટલા માટે આત્મસાક્ષાત્કાર 'ભૂતમાત્રનું કલ્યાણ' સાધવામા રહેલો છે

હશે, કારણ કે, રાજ્ય બળજબરી પર આધાર રાખે છે અને અહિંસાનો ઇન્કાર સૂચવે છે.

રાજ્યસત્તાનું દબાણ કરનારું સ્વરૂપ વ્યક્તિના કાર્યનું નૈતિક મૂલ્ય લઈ લે છે, કેમ કે, 'ઐચ્છિક ન હોય એવું કોઈ પણ કાર્ય નૈતિક કહી શકાય નહીં . . . જ્યાં સુધી આપણે યંત્રોની જેમ કાર્ય કરીએ ત્યાં સુધી નૈતિકતાનો સવાલ ઉદ્ભવતો જ નથી. કોઈ પણ કાર્યને આપણે નૈતિક કહેવું હોય તો તે વિચારપૂર્વક અને કર્તવ્ય તરીકે કરવામાં આવેલું હોવું જોઈએ.' 'રાજ્ય અર્કરૂપે અને સંગઠિત સ્વરૂપે હિંસા વ્યક્ત કરે છે. વ્યક્તિને આત્મા હોય છે, પરંતુ રાજ્ય જડ યંત્ર હોવાથી હિંસામાંથી એને પાછું વાળી શકાય નહીં. એની હસ્તી જ હિંસાને આભારી છે.' એટલે અહિંસક રાજ્ય એ વદતોવ્યાઘાત જેવું છે. લોકશાહી રાજ્યમાં પણ રાજ્યની સત્તામાં વધારો થાય એ વિષે ગાંધીજી ચિંતા દર્શાવે છે, કારણ કે, શોષણ ઓછામાં ઓછું કરી દઈને ઉપર ઉપરથી જોતાં તે હિતકર્તા દેખાય પરંતુ વ્યક્તિત્વનો નાશ કરીને માનવજાતને ભારેમાં ભારે નુકસાન કરે છે, કેમ કે, વ્યક્તિત્વ સઘળી પ્રગતિના મૂળમાં રહેલી વસ્તુ છે.

ગાંધીજી તાત્ત્વિક અરાજકતાવાદી છે. તેમની માન્યતા પ્રમાણે, આદર્શ સમાજવ્યવસ્થા રાજ્યરહિત લોકશાહી છે, સંસ્કારી અને જ્ઞાનવાન અરાજકતાનું રાજ્ય છે, જ્યાં સમાજજીવન એટલુ બધું પૂર્ણ બની ગયું હોય કે તે સ્વયંશાસિત બની જાય. 'એવા રાજ્યમાં પ્રત્યેક વ્યક્તિ પોતાનો શાસક છે. તે પોતાનું શાસન એવી રીતે કરે, જેથી કરીને તે પોતાના પાડોશીને કદી પણ વિઘ્નરૂપ ન થાય. એટલા માટે આદર્શ રાજ્યમાં રાજકીય સત્તા

મારી વ્યાખ્યા ને કલ્પના પ્રમાણેની અહિંસા જરાયે પ્રવર્તતી નહોતી એ હું જાણું છુ પણ એની અહિંસાનો અંકુર એમા અવશ્ય હતો [1] આવા સમાજમા વ્યક્તિ આધ્યાત્મિક સયમને વિષે સતત જાગ્રત રહેશે અને સાદુ અને ત્યાગપરાયણ સેવા અને આપભોગનું જીવન જીવશે આવા વિકેન્દ્રિત સમાજમા સમાનતા જીવનના સર્વ ક્ષેત્રોમા વ્યાપી રહેશે શ્રી જી એન ધવણ સાચુ જ કહે છે કે 'કેન્દ્રીકરણ એટલે મૂઠીભર લોકોના હાથમા સત્તા કેન્દ્રિત થાય અને તેઓ એ સત્તાનો દુરુપયોગ કરે એવો સભવ રહે એ હકીકતમાથી જ, વિકેન્દ્રીકરણની જરૂર ઉદ્ભવે છે કેન્દ્રીકરણ જીવનની સકીર્ણતામા વધારો કરે છે અને એ વસ્તુ સઘળા સર્જક નૈતિક પ્રયાસને વિઘ્નરૂપ થાય છે એ આપસૂઝ પરિસ્થિતિને પહોચી વળવા માટેની બુદ્ધિશક્તિ ધૈર્ય તથા સર્જકતાને પણ દાબી દે છે અને આત્મશાસનની તેમ જ અન્યાયનો વિરોધ કરવાની તકો ઓછી કરે છે [2]

ગાધીજી વર્ણના નિયમમા માને છે તેમની કલ્પના પ્રમાણે એ નિયમ ગુણકર્મ અનુસાર અમુક લોકોને માટે અમુક નિશ્ચિત કાર્યક્ષેત્રો ઠરાવે છે અને એ રીતે બધી અયોગ્ય હરીફાઈ ટાળે છે તઓ એમ પણ માને છે કે દરેક વર્ણના લોકોએ પોતાના નિર્વાહને અર્થે શારીરિક શ્રમ કરવો જોઈએ

નિર્વાહ માટેના એ શારીરિક પરિશ્રમના આદર્શમાથી અપરિગ્રહ ઉદ્ભવે છે પ્રેમ અને વધારેપડતી ધનસપત્તિ કદી પણ એક સાથે રહી શકે જ નહીં સિદ્ધાતની દૃષ્ટિથી જોતા પૂર્ણ પ્રેમ હોય ત્યા સપૂર્ણ અપરિગ્રહ હોવો જ જોઈએ આ રીતે વર્ણનો નિયમ તથા રોટીશ્રમ અને અપરિગ્રહ ના આદર્શો સપૂર્ણ આર્થિક અને સામાજિક સમાનતા સ્થાપે છે

અપરિગ્રહ અને રોટીશ્રમના આદર્શો હાથઉદ્યોગોના પાયા પર રચાયેલી કૃષિપ્રધાન ગામડાની સસ્કૃતિ પણ સૂચિત કરે છે એટલે નવી સમાજવ્યવસ્થામા શોષણ નહીં હોય જમીનદારી પ્રથા નહીં હોય અને મૂડીવાદ પણ નહીં હોય સમાજનો પ્રત્યેક સભ્ય પૂરેપૂરો સ્વતત્ર હશે અને કોઈ પણ માણસ બીજાનો પગારદાર મજૂર નહીં હોય

1 हरिजन १३-१ ४०

2 *धी पोलिटिकल फिलॉसॉफी ऑफ महात्मा गांधी* पा २६७

અહિંસક સમાજ કેન્દ્રિત મોટા પાયા પરના ઉત્પાદનની સાથે તથા નફાના આશય સાથે સુસંગત નથી ગાંધીજી 'સાદાં ઓજારો અને સાધનોની તથા વ્યક્તિનો શ્રમ હળવો કરે અને ઝૂંપડાંઓમાં વસનારા કરોડો લોકોનો બોજો ઘટાડે' એવાં યંત્રોની વિરુદ્ધ નથી વળી, એ યંત્રો ગ્રામવાસીઓ બનાવી શકે તથા તેમને વાપરવા પાલવી શકે એવાં હોવાં જોઈએ સ્વયંપૂર્ણ ગામોના બનેલા એવા સમાજમાં આંતરરાષ્ટ્રીય અથવા આંતરપ્રાન્તીય વેપારને માટે ઝાઝો અવકાશ નહીં રહે કેન્દ્રિત સ્વરૂપનું ઉત્પાદન નહીં હોય એટલે માલની અવરજવર માટેનાં ગંજાવર સાધનોની પણ જરૂર નહીં રહે મતભેદોનું નિવારણ ચર્ચા, સમજાવટ, લવાદી અને કેટલીક વાર જાતે યાતનાઓ વહોરી લેવા દ્વારા કરવામાં આવતું હશે એટલે, અદાલતોની કે વકીલોની જરૂર નહીં રહે સંયમ, શારીરિકશ્રમ અને ચિંતાના અભાવને કારણે ઘણાખરા રોગો નાબૂદ થયા હશે એટલે, દવાઓ, અને દાક્તરીનાં ઓજારોનું ઢગનાબંધ ઉત્પાદન નહીં થાય ગાંધીજીને નિસર્ગોપચાર અને યૌગિક પદ્ધતિ પર ભારે વિશ્વાસ છે

આખો સમાજ એક વિશાળ કુટુંબ જેવો હશે અને વ્યક્તિ તથા સમાજ વચ્ચે અન્યોન્યાશ્રયનો સંબંધ વર્તતો હશે 'વ્યક્તિની સ્વતંત્રતા હું મૂલ્યવાન ગણું છું પરંતુ માણસ તત્ત્વત સામાજિક પ્રાણી છે એ તમારે ભૂલવું ન જોઈએ સામાજિક પ્રગતિની જરૂરિયાતોની સાથે પોતાના વ્યક્તિવાદનો સુમેળ સાધવાનું શીખીને જ તે તેની આજની સ્થિતિએ પહોંચ્યો છે અનિયંત્રિત વ્યક્તિવાદ તો જંગલોના પશુઓનો કાયદો છે વ્યક્તિની સ્વતંત્રતા અને સમાજનું નિયમન એ બે વચ્ચે સમતુલા સ્થાપતાં આપણે શીખ્યાં છીએ આખા સમાજના હિત ખાતર સમાજના નિયમનને સ્વેચ્છાએ વશ વર્તવું એ વસ્તુ વ્યક્તિને તેમ જ તે જેનો અંગભૂત છે તે સમાજને બનેને સમૃદ્ધ કરે છે'[1] આવી રાજ્યરહિત અહિંસક લોકશાહીએ વ્યક્તિના વધુમાં વધુ વિકાસ માટે તકો પૂરી પાડવી જોઈએ વ્યક્તિ તેની તક સૌનું વધુમાં વધુ હિત આગળ ધપાવવામાં વાપરશે, અને સમાજ વ્યક્તિને વધુમાં વધુ તક આપશે

રાજ્યરહિત અહિંસક સમાજના ઉપરના ચિત્ર ઉપરથી એવું અનુમાન તારવવું ન જોઈએ કે ગાંધીજી ઇસ્પિતાલો, અદાલતો, રેલવેઓ, મિલો

1 હરિજન, ૨૭-૫-'૩૯

અને કારખાનાઓ વગેરેનો નાશ કરવા તાકે છે માનવીની અપૂર્ણતાઓને કારણે એવી સમાજવ્યવસ્થા કરવાનું શક્ય ન હોવાથી, ગાંધીજી ધારે છે કે, દેશ જો સત્યાગ્રહને વળગી રહે તો તેને વચનો માર્ગ, આદર્શની દિશાનુ પહેલું પગથિયુ મળી રહેશે વ્યવહારમા આપણે, રાજ્યરહિત લોકશાહીના લક્ષ્યની દિશામા આગળ વધતુ પ્રધાનપણે અહિંસક રાજ્ય સિદ્ધ કરી શકીએ આ રીતે, ‘ . સાચુ સ્વરાજ મૂઠીભર લોકોના હાથમા સત્તા આવે તેથી નહીં પણ સત્તાનો દુરુપયોગ કરવામા આવે ત્યારે તેનો સામનો કરવાની તાકાત સૌને લાધે ત્યારે આવશે ’ એટલા માટે ગાંધીજી માને છે કે ‘સાચુ સ્વરાજ, સત્યાગ્રહ પ્રજાનું માર્ગદર્શક બળ બને ત્યારે જ શક્ય બને છે બીજુ કોઈ પણ રાજ્ય, પરાયુ રાજ્ય છે ’ ગાંધીજી શુદ્ધ નૈતિક સત્તાના પાયા પર રચાયેલી પ્રજાની સર્વોપરી સત્તામાં માને છે દુનિયાની નવી વ્યવસ્થા નિર્માણ થતા પહેલા આતરરાષ્ટ્રીય અન્યાય અને આક્રમણના બનાવો બને એ સભવિત છે અહિંસક રાજ્યની સામે આક્રમણ થવાનો સભવ નથી, પણ આક્રમણ થાય જ તો અહિંસક રીતે તેનો સામનો કરવામા આવશે હિંદનું અહિંસક રાજ્ય, ‘તેના પાડોશીઓ સાથે ખૂબ જ મૈત્રીભર્યા સબધો રાખશે, પછી એ પાડોશીઓ મહાન સત્તાઓ હોય કે નાના રાષ્ટ્રો હોય, અને પરદેશી ભૂમિનો લોભ રાખશે નહીં ’

વધુ હિત સાધવા માટેનું એક સાધન હશે. રાજ્ય વિકેન્દ્રિત, લોકશાહી, સત્યાગ્રહી ગ્રામ પંચાયતોનું સમવાયતંત્ર હશે. આ ગ્રામપંચાયતો 'સ્વેચ્છાપૂર્વકની સાદાઈ, ગરીબાઈ અને ધીમાશ'ના પાયા પર, એટલે કે, જીવનની વિચારપૂર્વક કરેલી ધીમી ગતિ પર રચાયેલી હશે. એમાં સત્તા અને ધનસંપત્તિની ખોજ માટેની વેગીલી પ્રવૃત્તિ કરતાં વિશેષે કરીને જીવનની એકરાગભરી અને તાલબદ્ધ પ્રવૃત્તિ દ્વારા સ્વ અભિવ્યક્તિ પર વધારે ભાર મૂકવામાં આવશે.'[1]

આવી સમાજવ્યવસ્થા સિદ્ધ કરવાના પહેલા પગલા તરીકે ગાંધીજી પોતાનો રચનાત્મક કાર્યક્રમ રજૂ કરે છે, અને કહે છે કે એ ઉપર્યુક્ત ધ્યેય સિદ્ધ કરવા માટેનુ એકમાત્ર અહિંસક સાધન છે. એ રચનાત્મક કાર્યક્રમની જુદી જુદી બાબતોનો અમલ કરવા માટે તેમણે અનેક સંસ્થાઓ સ્થાપી એ બધી સંસ્થાઓ તેમની સલાહસૂચના અને માર્ગદર્શન નીચે કામ કરતી હતી. ગાંધી સેવા સંઘની નિષ્ણાતોની સંસ્થા જીવનનાં સઘળાં ક્ષેત્રોમાં અહિંસાની શકયતાઓ ખોળવા માટેની અને ખાસ કરીને, રચનાત્મક કાર્યનો અહિંસા સાથે શો સબધ છે તથા એવા કાર્યની વ્યક્તિ ઉપર તેમ જ સમાજ ઉપર શી અસર થાય છે 'તેના અવલોકન, અભ્યાસ અને સશોધન માટેની સંસ્થા છે.' અખિલ હિંદ ચરખા સંઘ, હરિજન સેવક સંઘ, અખિલ હિદ ગ્રામઉદ્યોગ સંઘ, ગોસેવા સંઘ અને હિંદુસ્તાની તાલીમી સંઘ વગેરે રચનાત્મક કાર્ય કરનારી બીજી સસ્થાઓ છે. એ પૈકી હિંદુસ્તાની તાલીમી સંઘની સંસ્થા સૌથી મહત્ત્વની છે કારણ કે બીજા બધા ફિલસૂફોના પેઠે ગાંધીજી પણ કેળવણીને પોતાની કલ્પના પ્રમાણેની સમાજવ્યવસ્થા નિર્માણ કરવાના સૌથી વધારે શક્તિશાળી સાધન તરીકે લેખતા હતા એથી કરીને, કેળવણી તાત્ત્વિક માન્યતાની સક્રિય બાજુ, જીવનનો આદર્શ સિદ્ધ કરવા માટેનું વહેવારુ સાધન છે

આચાર્ય કૃપાલાની કહે છે

'પાયાની કેળવણી તેની વૈયક્તિક તથા સામાજિક જીવનની ફિલસૂફી દ્વારા કાં તો ટકી રહેશે અથવા નાબૂદ થશે . . . ગાંધીજી કેળવણીને પોતાની કલ્પના પ્રમાણેની સમાજવ્યવસ્થા નિર્માણ કરવા માટેના સાધન તરીકે લેખતા હતા. તમે સામાજિક કાયક્રમ સિવાય કેળવણી સ્વીકારી લઈ શકો છો, કારણ કે, તેમણે ઉપયોગમા લીધેલાં બીજાં બધા સાધનોની પેઠે એ સ્વત સારી વસ્તુ છે, પરત તમે જો તેને તેની સામાજિક ફિલસૂફીથી અળગી પાડશો તો તે લાંબા

1. ધી પોલિટિકલ ફિલૉસૉફી ઑફ મહાત્મા ગાંધી, પા. ૩૨૩

વખત સુધી ફાલશેફૂલશે નહીં, કારણ કે, તે તેના મૂળિયાથી અળગી થઈ ગઈ હશે ¹

બાળકના તથા માણસના શરીર, મન તથા આત્માના સઘળા ઉત્તમ અંશો બહાર લાવવા એવો ગાંધીજી કેળવણીનો અર્થ કરે છે તેમના અભિપ્રાય પ્રમાણે અક્ષરજ્ઞાન કેળવણીનુ ધ્યેય નથી, એ તેનો આરંભ પણ નથી તેઓ દૃઢતાપૂર્વક માને છે કે, શાળામા કેવળ સાહિત્યની કેળવણી પામીને શિષ્ટ બનેલા માણસ કરતા એક ચારિત્ર્યવાન ભનો ભોળો ભરવાડ વિશ્વનો વધારે સારો નાગરિક છે તેમની કેળવણીની ફિલસૂફીમા *વિદ્યાર્થીનુ વ્યક્તિત્વ પ્રાથમિક મહત્ત્વની વસ્તુ છે, ઓજારો કે ભણાવવાના વિષયો નહીં*

જેમા મોટા ભાગના છોકરાઓ તેમના માબાપોને, તેઓ જન્મ્યા હોય તે ધધાઓને કશા કામના રહેતા નથી એવી વર્તમાન કેળવણીની પદ્ધતિને ગાધીજી વખોડી કાઢે છે નવી સમાજવ્યવસ્થામા શારીરિક શ્રમ પર વધારે ભાર મૂકવામા આવશે તથા માનવીની પ્રવૃત્તિનો મહત્ત્વનો ભાગ *શરીરશ્રમ દ્વારા ઉદરપોષણ મેળવવાનો હશે એટલે, ગાધીજી* તેને કેળવણીનુ કેન્દ્ર બનાવવા તાકે છે તેઓ માને છે કે, હાથઉદ્યોગ યત્રવત્ નહીં પણ શાસ્ત્રીય પદ્ધતિથી શીખવવામા આવે તો તેનાથી બાળકના ચિત્ત તથા આત્માનો વિકાસ સાધી શકાય છોકરા તથા છોકરીના સમગ્ર

પરિસ્થિતિઓ દ્વારા આપવી જોઈએ બાળક પોતાનુ જ્ઞાન સક્રિયપણે પ્રાપ્ત કરે છે અને પોતાની સામાજિક પરિસ્થિતિ સમજવા માટે તથા તેનુ નિયમન કરવા માટે તેનો ઉપયોગ કરતુ હોવાથી તેને નાગરિકત્વના હકો તથા ફરજોનુ ભાન થશે

ગાધીજીની માન્યતા પ્રમાણે કેળવણીનો આરભ ગર્ભાધાનથી થાય છે અને મરણ વખતે તે પૂરી થાય છે એટલા માટ, કાર્યક્રમ બનાવવામા આ હકીકત બરાબર લક્ષમા રાખવી જોઈએ અને માણસના સમગ્ર જીવનને આવરી લે એવો તે હોવો જોઈએ પરતુ કેટલીક મૂળભૂત મુશ્કેલીઓને કારણે સમગ્ર નયી તાલીમ રાષ્ટ્રવ્યાપી પાયા પર દાખલ કરી શકાય એમ નથી એ દાખલ કરવાના પહેલા પગથિયા તરીકે ગાધીજીએ સાતથી ચૌદ વરસ સુધીના બાળકોને માટે એક કેળવણીની યોજના તૈયાર કરી, જે વર્ધા યોજના અથવા પાયાની કેળવણી તરીકે ઓળખાય છે ગાધીજીની માન્યતા પ્રમાણે પાયાની કેળવણીનો પહેલો સિદ્ધાત એ છે કે, ઓછામા ઓછી અમુક કક્ષા જેટલી કેળવણી તો સ્ત્રી પુરુષ સહિત બધા જ નાગરિકોને મળવી જોઈએ શરૂઆતમા તે ફરજિયાત ભલે ન હોય પણ સગવડ પ્રમાણે તે ફરજિયાત કરતા જવુ જોઈએ કેળવણીની એ યોજનામા બાળકની માતૃભાષા શિક્ષણનુ માધ્યમ બનવી જોઈએ એટલુ જ નહીં પણ ભાષાઓમા તેને પ્રથમ સ્થાન મળવુ જોઈએ બીજો મહત્ત્વનો સિદ્ધાત એ છે કે, તે કોઈ ને કોઈ હાથઉદ્યોગ આસપાસ ગૂથી લેવી જોઈએ બૌદ્ધિક તાલીમ, પસદ કરવામા આવેલા ઉદ્યોગના માધ્યમ દ્વારા આપવી જોઈએ પાયાની કેળવણીમા હાલ જેને આપણે પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી કહીએ છીએ તેનો સમાવેશ થવો જોઈએ અને તે અગ્રેજી

વિકાસ વગેરે તેમનાં સઘળાં તાત્કાલિક અને ગૌણ ધ્યેયોનો આ અંતિમ ધ્યેયમાં સમાવેશ થઈ જાય છે તથા એ બધાંને તે આવરી લે છે.

કેળવણીમાં ગાંધીજીનું ધ્યેય વૈયક્તિક છે કે સામાજિક? તેઓ કેળવણીના વૈયક્તિક અને સામાજિક ધ્યેય વચ્ચે સમતુલા સાધે છે, તેઓ સમાજસેવાના અને વ્યક્તિના વિકાસના આદર્શોનો સમન્વય કરે છે. તેમની માન્યતા પ્રમાણે વ્યક્તિનો વિકાસ અને સમાજની પ્રગતિ અન્યોન્યાશ્રયી છે. કારણ કે, સામાજિક વાતાવરણમાં જ વ્યક્તિત્વનો વિકાસ થાય છે. એમાં સર્વસામાન્ય હિતો તથા સર્વસામાન્ય પ્રવૃત્તિઓમાંથી તે પોષણ મેળવે છે. ગાંધીજીએ ઉપદેશ અને આચરણ દ્વારા બતાવી આપ્યું છે કે, આત્મસાક્ષાત્કાર અને સમાજસેવા વચ્ચે કશો વિરોધ નથી.

ગાંધીજીનો કેળવણીનો સિદ્ધાંત તેમણે ફિનિક્સ આશ્રમ, ટૉલ્સ્ટૉય આશ્રમ, સાબરમતી આશ્રમ તથા સેવાગ્રામમાં કરેલા પ્રયોગોનું ફળ છે. તેમનો સિદ્ધાંત મનોગત કરતાં વિશેષે કરીને વસ્તુગત છે, તાર્કિક અથવા ચિંતનાત્મક કરતાં વિશેષે કરીને પ્રયોગાત્મક છે. એમાં શાસ્ત્રીય દૃષ્ટિ અને ઉદ્દેશનું પ્રાધાન્ય છે. ગાંધીજીની જીવનની ફિલસૂફી તથા કેળવણીની ફિલસૂફી પર રાયચંદભાઈ, ટૉલ્સ્ટૉય તથા રસ્કિન એ ત્રણ મહાપુરુષોનાં લખાણો તથા ઉપદેશોની અસર પડી છે. તેમને લાગવા માંડ્યું કે, કેળવણીને વાસ્તવિક અને અસરકારક બનાવવી હોય તો કામથી તેને અળગી પાડી શકાય નહીં. કેળવણી વિષેના તેમના નવા વિચારો તેમણે ફિનિક્સ આશ્રમમાં અજમાવી જોયા અને બાળકોને શરીરશ્રમની સાથે સાથે જ્ઞાન આપ્યું. કેળવણી વિષેના તેમના વિચારો પહેલવહેલા તેમણે ૧૯૦૮ ની સાલમાં हिंद स्वराज નામના પોતાના પુસ્તકમાં દર્શાવ્યા. ૧૯૧૧ ની સાલમાં તેમણે ટૉલ્સ્ટૉય આશ્રમ શરૂ કર્યો. એ આશ્રમ એક મોટો પરિવાર જ હતો અને તેના વડા તરીકે તેમણે તેનાં તરુણોની કેળવણીની જવાબદારી ઉપાડી લીધી. તેમણે હૃદયની કેળવણીને અથવા ચારિત્ર્યના ઘડતરને પ્રથમ સ્થાન આપ્યું. બાળકોના કામમાં ખાડા ખોદવા, ઝાડ કાપવાં, બોજો ઊંચકી જવો, રસોઈ કરવી, ઝાડુ કાઢવું, ચંપલો બનાવવાં અને સુથારીનો સમાવેશ થતો હતો. ગાંધીજીનો મુખ્ય ઉદ્દેશ છોકરાઓ તથા છોકરીઓનો સર્વાંગી વિકાસ સાધવાનો હતો. હિંદ આવ્યા પછી, ૧૯૧૫ ની સાલમાં તેમણે સાબરમતી ખાતે સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી. પાયાની કેળવણીનાં બીજ

અહીં વણાયાં હતાં. ૧૯૩૨ ની સાલમાં યરવડાની જેલમાં તેમને અટકાયતમાં રાખવામાં આવ્યા હતા તે દરમ્યાન તેમના વિચારો એકત્ર કરીને લેખનબદ્ધ કરવામાં આવ્યા. ૧૯૩૪ની સાલમાં રાજકારણમાં સક્રિય ભાગ લેવામાંથી તેઓ નિવૃત્ત થયા તે પછી રચનાત્મક પ્રવૃત્તિઓ દ્વારા વ્યક્ત થતી અહિંસા પર તેઓ વધારે ભાર મૂકવા લાગ્યા. ૧૯૩૭ની સાલમાં તેમની કેળવણીની ફિલસૂફીના તત્ત્વના પાયા પર તેમણે વર્ધા યોજના નિર્માણ કરી. તેઓ એવા નિર્ણય પર આવ્યા કે, સમગ્ર કેળવણી કોઈ ને કોઈ હાથઉદ્યોગ દ્વારા આપવી જોઈએ.

૧૯૩૮ની સાલમાં રાષ્ટ્રીય કોંગ્રેસે પાયાની રાષ્ટ્રીય કેળવણીની યોજનાનો સ્વીકાર કર્યો. તેણે એનો અમલ કરવા માટે અખિલ હિંદ કેળવણી બોર્ડની સ્થાપનાને પણ મંજૂરી આપી. એબટ તથા વુડે તૈયાર કરેલા ધંધાદારી કેળવણી વિષેના હેવાલમા મજકૂર યોજનાને અણધાર્યો ટેકો મળી ગયો મધ્યસ્થ સલાહકાર બોર્ડે નીમેલી ખેર સમિતિએ એ યોજનાના મધ્યવર્તી સિદ્ધાંતોનો સ્વીકાર કર્યો ૧૯૩૯ની સાલના એપ્રિલ મહિનામા સેવાગ્રામ ખાતે સ્થાપવામા આવેલા હિંદુસ્તાની તાલીમી સંઘે પાયાની કેળવણીના ક્ષેત્રમા મોટા પાયા પર સશોધન કરવાનુ કાર્ય હાથ ધર્યું તથા પાયાની કેળવણીના પ્રયોગો કરનારી સરકારી તેમ જ બિનસરકારી સસ્થાઓ સાથે સહકાર કર્યો અને મુબઈ, બિહાર, ઓરિસા, ઉત્તર પ્રદેશ તથા મધ્ય-પ્રદેશની સરકારોએ તાલીમી કેન્દ્રો તથા પાયાની શાળાઓ શરૂ કર્યા.

ગાધીજીની કેળવણીની ફિલસૂફીનો કાળજીપૂર્વક અભ્યાસ કરવાથી માલૂમ પડશે કે, એ પ્રકૃતિવાદ, ધ્યેયવાદ અને વ્યવહારવાદ વગેરે તાત્ત્વિક વલણોથી તરબોળ છે તેમા એ અલગ અલગ રીતે અને સ્વતંત્રપણે રહેલા નથી પણ એકમેકમા ભળી જઈને સર્વાંગસંપૂર્ણ સ્વરૂપ ધારણ કરે છે ધ્યેયવાદ પાયાની વસ્તુ છે અને પ્રકૃતિવાદ તથા વ્યવહારવાદ પૂરકરૂપે છે.

થઈ પડશે. આર્થિક દૃષ્ટિથી જોતાં, કેળવણીને કમાણી કરનારી બનાવીને તથા બાળકોમાં સ્વાશ્રય અને સ્વતંત્રતાના ગુણો ખીલવીને તે કેળવણીની પ્રક્રિયાને વધારે વાસ્તવિક બનાવે છે. તે જીવનના ઉચ્ચતર મૂલ્યો સાથે સંપૂર્ણપણે સુસંગત રહીને બાળકોની ભૌતિક જરૂરિયાતો સંતોષશે અને આત્મસાક્ષાત્કારના અંતિમ ધ્યેયની દિશાની સમાજની આગેકૂચને માટે માર્ગ મોકળો કરી આપશે.

આ વસ્તુ, નવી સમાજવ્યવસ્થામાં તથા તેની કેળવણીની પદ્ધતિમાં ધર્મનું શું સ્થાન હોવું જોઈએ એ વાત પર લાવી મૂકે છે. ગાંધીજીને મન અમુક માન્યતાઓ ધરાવવી અથવા અમુક ક્રિયાવિધિઓ કરવી એ નહીં પણ સત્ય, પ્રેમ અને ન્યાયના નિરપેક્ષ મૂલ્યોને વિષે અચળ શ્રદ્ધા હોવી તથા આ ધરતી પર તેમને સિદ્ધ કરવા માટેનો નિરંતર પ્રયાસ એ ધર્મ છે. તેઓ માને છે કે સાચો ધર્મ તથા સાચી નીતિમત્તા અવિભાજ્ય છે. હિંદમાં ધાર્મિક શિક્ષણ આપવામાં રહેલી મુશ્કેલીઓનો ગાંધીજીને પૂરેપૂરો ખ્યાલ છે. પરંતુ સાથે સાથે તેઓ એવી માન્યતા ધરાવે છે કે, ધાર્મિક કેળવણી પ્રત્યેની ઉપેક્ષા સમાજની નૈતિક તાકાતને શિથિલ કરી મૂકશે. ગાંધીજી કહે છે કે, ધાર્મિક શિક્ષણનો મજબૂત પાયો ધર્મના સર્વસ્પર્શી તત્ત્વોનું શિક્ષણ તથા હૃદયને અને જીવનને શુદ્ધ કરનારા સત્ય અને અહિંસાના મૂળભૂત સદ્‌ગુણોની તાલીમ છે. વર્ધા યોજનામાં તેમણે ડહાપણપૂર્વક સાંપ્રદાયિક દૃષ્ટિને સ્થાન આપ્યું નથી. ગાંધીજીની માન્યતા પ્રમાણે ધાર્મિક શિક્ષણનું સૌથી સરસ અને સૌથી વધુ અસર

જોઈએ કેળવણીની હરેક કક્ષામા શિક્ષણનું માધ્યમ પ્રદેશભાષા હોવી જોઈએ

સ્ત્રીઓ તથા તેમની કેળવણી વિષેના ગાધીજીના વિચારો ખાસ લક્ષ આપવા લાયક છે હિદની સ્ત્રીઓને તેમણે યુગપુરાણી ગુલામીમાથી મુક્ત કરી તથા સમાજમા તેમને તેમના ઉચિત સ્થાન પર ફરીથી સ્થાપિત કરી તેમણે તેમને રસોડાની ચાર દીવાલોની બહાર કાઢી, તેમણે તેમને સ્વમાન શીખવ્યુ તથા બહાદુર અને હિંમતવાળી બનાવી, તેમણે મિલકત માટેના તેમના દાવાનો સ્વીકાર કર્યો, પુરુષોની સમાન કક્ષાએ લાવી મૂકી તથા તેમના મુક્ત વિકાસને રૂંધનારી, રૂઢિઓ અને પ્રથાઓનો તેમનો બોજો દૂર કર્યો પાયાની કેળવણીની યોજનામા છોકરાઓ અને છોકરીઓ વચ્ચે કશો ભેદ કરવામા આવ્યો નથી સહશિક્ષણ વિષેના તેમના વિચારો તાજગીભર્યા છે હિદમા સહશિક્ષણ સફળ થાય કે કેમ એ વિષે તેમને ખાતરી નથી વિશાળ પાયા પરના પ્રયોગોમાથી મળતા નિર્ણાયક પુરાવાઓને અભાવે ગાધીજી સહશિક્ષણના સવાલનો ખુલ્લા મનથી વિચાર કરે છે જોકે, તાત્પૂરતો તેમણે એવો નિર્ણય કર્યો છે કે, આઠ વરસની ઉંમર સુધી સહશિક્ષણ હોવુ જોઈએ, બની શકે ત્યા સુધી સોળ વરસની ઉંમર સુધી છોકરાઓ તથા છોકરીઓને સાથે શિક્ષણ આપવુ જોઈએ અને સોળ વરસે પહોંચ્યા પછી તરુણ છોકરા તથા છોકરીઓએ પોતે જ નિર્ણય કરી લેવો જોઈએ કે, તેમણે સાથે અભ્યાસ કરવો છે કે જુદી જુદી સસ્થાઓમાં અભ્યાસ કરવો છે

સમાજશિક્ષણના ક્ષેત્રમા ગાધીજીએ આપેલો ફાળો દુનિયાના અગ્રગણ્ય સામાજિક કેળવણીકારોની પક્તિમા તેમને કાયમી સ્થાન આપે છે હજારો લોકો તેમને માનવજાતના પેગબર તરીકે લેખે છે તેમનુ જીવન નિ સ્વાર્થ સેવાનુ એક જ્વલત ઉદાહરણ હતુ તેમણે અગણિત સ્ત્રી પુરુષોને અજ્ઞાન તથા વહેમના ખાડામાથી બહાર કાઢ્યા ગાધીજીએ તેમના લખાણો, ભાષણો અને અગત ઉદાહરણ દ્વારા જે સિદ્ધ કર્યું તેનો જોટો ઇતિહાસમા શોધ્યો જડે એમ નથી દેશના દૂરમા દૂરના ખૂણા સુધી તેઓ જ્ઞાનની મશાલ લઈ ગયા, પોતાના ચાળીસ કરોડ દેશવાસીઓને તેમની જુગજૂની નિદ્રામાથી તેમણે જગાડ્યા, તેમની ફરજો તથા તેમના

હકોનું તેમને ભાન કરાવ્યું તથા તેમને સામાજિક, રાજકીય અને ધાર્મિક બંધનોમાંથી મુક્ત કર્યા પ્રૌઢ કેળવણીકારોની એક મોટી સેના એક હજાર વરસ દરમ્યાન ન કરી શકે તે તેઓ થોડા જ વખતમાં સિદ્ધ કરી શક્યા તેમના પ્રાર્થનાપ્રવચનો, તેમની અપૂર્વ નૈતિક ભવ્યતા માટે તથા રોજેરોજની વહેવારુ બાબતોને મહાન નૈતિક સિદ્ધાંતો લાગુ પાડવામાં તેમની માનસશાસ્ત્રની ઊંડી સમજ માટે ઈશુના ગિરિ પ્રવચનની જેમ ઇતિહાસમાં ટકી રહેશે ગાંધીજીએ કેળવણીના ક્ષેત્રમાં જે કંઈ કર્યું છે તે તેમના આખા જીવનની અનેકવિધ સિદ્ધિઓ કરતાં ઘણું વધારે છે તેમનામાં રૂસોની કેળવણી માટેની ધગશનો, પેસ્ટોલોઝીની વહેવારુ પ્રતિભાનો, ફ્રોબેલના ગહન ધ્યેયવાદનો સંગમ થયો હતો અને વિશેષે કરીને તેમનામાં કેળવણીની જે સૂઝ અને કેળવણીનું ઊંડું દર્શન હતું તે તો મહાત્મામાં જ સંભવી શકે

નયી તાલીમ કેવળ નવી સમાજવ્યવસ્થા નિર્માણ કરવાને જ નહીં પણ શ્રી આર્યનાયકમ્ કહે છે તેમ, ‘જેની પાસે દુનિયાની સંપત્તિ અને સત્તા નથી, જે તે માગે પણ નહીં અને જેની આગળ તે પોતાનું માથું પણ નમાવે નહીં એવી, જે દબદબો તથા પ્રભુત્વને બદલે ત્યાગ અને સેવામાં આનંદ માણે છે એવી, જે આરોગ્ય તથા સુખને માટે ઓછામાં ઓછું જે કંઈ જરૂરી હોય તેનાથી સંતોષ માને અને પોતાના નાદાગમાં

જોઈએ અથવા તેની પોતાની જ બુદ્ધિએ યોજેલાં સહારનાં આયુધો દ્વારા તેણે પોતાનો વિનાશ વહોરવો રહ્યો તેણે હાઇડ્રોજન બૉમ અને નયી તાલીમ વચ્ચે પસંદગી કરવાની છે આવો કોયડો માનવજાત સામે પહેલાં કદી પણ ખડો થયો નહોતો. કા તો આધ્યાત્મિક પુનરુદ્ધાર થાય અથવા તો માનવજાતનો નાશ થાય વર્તમાન કેળવણીની પદ્ધતિ તથા સમાજવ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ ગઈ છે અને કેળવણીની બધી જ સસ્થાઓ સાથે મળીને કામ કરવામા નિષ્ફળ નીવડી છે. નયી તાલીમ એ બધીને કેળવણીની સાગોપાગ પદ્ધતિમા સુયોજિત કરવા તાકે છે.

આપણા જીવનકાળ દરમ્યાન થયેલા બે વિશ્વયુદ્ધોએ માનવજાતના અતરાત્માને તથા તેના ભૌતિક અને સામાજિક જીવનને ભારે આચકો આપ્યો છે અને પુરાણી સસ્થાઓ, રૂઢિઓ, માન્યતાઓ તથા પરપરાઓને છિન્નભિન્ન કરી નાખી છે આ પરિસ્થિતિ માનવકુળની પ્રજાઓ તથા જાતિઓને બુદ્ધિપૂર્વકના અને વધારે ન્યાયપૂર્ણ ધોરણે તેમના જીવન અને તેમની સંસ્કૃતિને નવેસરથી ઘડવાનો મહાન પડકાર અને મહાન તક પૂરી પાડે છે નયી તાલીમ આ પડકાર ઝીલી લઈ શકે છે અને મનુષ્યને તેના મહાન વારસાને લાયક બનાવે એ રીતે વસ્તુઓને નવેસરથી ઘડી શકે છે

બને છે, અને બને તેમના આંતરિક વિરોધોનુ શમન કરવાને તથા તેમનુ નિવારણ કરવાને પ્રેરાય છે અને જીવનની ઉચ્ચતર સમતુલા પ્રાપ્ત કરે છે.

લોકશાહી સમાજ, સમાનતા અને સ્વતનતા ભોગવતી વ્યક્તિઓનો આધ્યાત્મિક સમૂહ અથવા જમાત છે એથી કરીને, એવા સમાજમા કેળવણીની પદ્ધતિએ આ મહત્ત્વના લક્ષણોને બહાર લાવવાને તાકવુ જોઈએ પ્લેટોએ દર્શાવી આપ્યુ છે કે, સમાજ પોતે જ એક શાળા છે તેની જાગ્રત અને અજાગ્રત અસરો તેના સભ્યોના મન તથા ચારિત્ર્ય વડે છે આ દૃષ્ટિથી જોતા શિક્ષક અને વિદ્યાર્થીનો એક ઘટક બને છે અને સમાજ આપોઆપ કેળવાતી જીવત વસ્તુ છે કેળવણીની પ્રક્રિયાની બે બાજુઓ છે — સામાજિક વારસાની સાચવણી તથા તેની ખિલવણી. યૌવન પોતાની સાથે વૃત્તિઓની કુદરતે બક્ષેલી ભેટ લાવે છે, પરતુ વલણોને તેમ જ વિચાર અને કાર્યની પ્રણાલીને નક્કર સ્વરૂપ આપનાર ઉત્તરોત્તર વધતા જતા અનુભવના દબાણમાંથી પસાર થયેલુ ન હોવાને કારણે, સમાજીકરણની અપૂર્ણ પ્રક્રિયામા તે ગમે તેવો આકાર આપી શકાય એવુ અને અસ્થિર હોય છે એટલે બધા જ સમાજો — પ્રાથમિક અવસ્થાના તેમ જ સુધરેલા — સમાજે માન્ય કરેલા ઘાટ પ્રમાણે યુવકોનુ ઘડતર કરવા માટે તથા ઉપયોગી લેખવામા આવતી ટેવોનો તેમને મહાવરો પાડવા માટે ખાસ વ્યવસ્થા કરે છે હિંદમા કેળવણીના સવાલનો વિચાર લોકશાહીના સદર્ભમા કરવો જોઈએ આપણા આગેવાનોએ પ્રજાને સ્વાધીન અને બિનસાપ્રદાયિક લોકશાહીના લક્ષ્યે પહોચાડે એવા માર્ગોએ તેને ચડાવવાનું પસદ કર્યું છે એ પસદગી ડહાપણભરી છે, કેમ કે, આપણે હમણા જ જોયુ કે જીવત અને પ્રાણવાન સમાજ, આપોઆપ એ જ ધ્યેયની દિશામા આગળ વધે.

કરનારા ધંધામાં સક્રિય ભાગ લઈને માત્ર શારીરિક અને માનસિક કૌશલ્ય જ નહીં પણ નિર્ણયશક્તિ, જવાબદારી અને પરસ્પર મદદ કરવાનું શીખે તે મુક્ત અથવા સ્વાધીન વ્યક્તિ છે સામાજિક સહકાર દ્વારા તેને નાગરિકતાની અને નૈતિક તાલીમ મળે છે અને સાહિત્ય, કળા તથા વિજ્ઞાન દ્વારા સત્ય, સૌંદર્ય અને સદાચાર અથવા ભલાઈ માટેની તેની ઝંખના સતોષવા માટે તેના મનને પ્રેરણા મળે છે નયી તાલીમ એ બધા ઉદ્દેશો પાર પાડવા માટે યોજવામા આવેલી હોવાથી આપણી તરુણ લોકશાહીના જીવત વિકાસને ગભીર પ્રકારની હાનિ પહોંચાડયા વિના તેના અમલને વિલબમા નાખી શકાય નહીં

લોકશાહીનો અર્ક કેળવાયેલી અને જાગ્રત પ્રજા છે, કારણ કે શાસન તેણે જ કરવાનુ છે, કેવળ શાસનને વશ વર્તવાનુ નથી લોકશાહી માટે પ્રબળ અને યથોચિત લોકલાગણી વ્યક્ત કરનારો તેમ જ બુદ્ધિયુક્ત અને સરકારી લોકમત જરૂરી છે, કારણ કે, પાછળની બે બાબતો વિના, 'પ્રજાને અર્થે ચાલતી અને પ્રજા દ્વારા ચાલતી સરકાર' લગભગ ટોળાશાહી થઈને જ ઊભી રહે છે હિંદમા, દુનિયાના સૌથી મોટા મતદાર વર્ગને કેળવવાનો આ સવાલ, ખાસ કરીને તાકીદનો છે આઝાદીએ — અને આપણે આરભેલા પ્રજાસત્તાક રાજ્યબંધારણે — આપણને આપણા પોતાના શાસન માટે જવાબદાર બનાવ્યા છે પ્રૌઢ વયનો મતાધિકાર, લોકશાહી પ્રક્રિયાનો સ્તભ છે, પરતુ દરેક મતદારને તેના મતાધિકારનુ રહસ્ય સમજવા જેટલી આપણે કેળવણી આપીએ અને અજ્ઞાનને કારણે રાજકીય ચાલબાજીનો ભોગ બનીને તે પ્રમાણે નાચનારુ કેવળ પૂતળુ તેને ન રહેવા દઈએ તે સિવાય એ સ્તભ પાયા વગરનો રહેશે આપણી પ્રજાની પ્રતિભા ઉચ્ચ કેળવણીના આરસના ખડોની મૂઠીભર ખૂબસૂરત પેદાશોના કરતા વિશેષ કરીને ખેડૂતોના અને ઉદ્યોગોના મજૂરોના બનેના જનસમુદાયમા રહેલી છે એ સવાલનો ઉકેલ પ્રથમ પાયાની કેળવણીથી આરભ કરીને અને પાછળથી સમગ્ર નયી તાલીમ દાખલ કરવામા રહેલો છે અને વધુમા વધુ પ્રયાસ તથા રોકાણ એ મોરચા પર કેન્દ્રિત કરવુ જોઈએ એ રાજ્યના પ્રયાસ દ્વારા જ સાધી શકાય નયી તાલીમને વાસ્તવિક સ્વરૂપ આપવાની વિશાળ દૃષ્ટિ અને ધગશ જૂના રાજ્ય પાસે ન હોઈ શકે એટલા માટે આપણને યોગ્ય માણસો સત્તાસ્થાને બિરાજ્યા હોય એવુ નવુ રાજ્ય જોઈએ છે આપણી

સાધનસામગ્રી બહુ જ મર્યાદિત છે, લગભગ નહીંવત્ છે. પરંતુ, નયી તાલીમનું કામ નાણાં પર આધાર રાખતું નથી અને તે સ્વાવલંબી હોવું જોઈએ એવા ગાંધીજીના પડકારને આપણા કામ દ્વારા આપણે વાજબી ઠરાવી આપવો જોઈએ. આપણે નયી તાલીમને પરિણામે જેની પાસે સહકારપૂર્ણ પ્રયાસની સાચી સંપત્તિ હોય એવા સુખી, આરોગ્યપ્રદ, શાન્ત અને સમૃદ્ધ ગામનું ગાંધીજીનું સ્વપ્ન પણ પૂર્ણ કરવું જોઈએ.

નયી તાલીમના કાર્યક્રમના અમલનો માર્ગ મુશ્કેલીઓ કે નડતરો વિનાનો નહીં હોય. પરંતુ, કેળવણી રાષ્ટ્રધડતરે માટેની સૌથી મહત્ત્વની પ્રવૃત્તિ છે, અને રાષ્ટ્રના આયોજનના કાર્યક્રમમાં તેને સૌથી પ્રથમ સ્થાન આપવામાં આવે એ લક્ષમાં રાખવું જોઈએ. નાણાંનો સવાલ ચિંતા અને સંતાપ પેદા કરે એમ બને પરંતુ એને કારણે કેળવણીની પુનર્રચનાની યોજનાને થંભાવવી કે છોડી દેવી જોઈએ નહીં. યુનાઈટેડ સ્ટેટ્સ ચાળીસ વરસના ગાળા દરમ્યાન ફિલિપાઈન્સમાં સાક્ષરતાના ટકા ૨ થી વધારીને ૫૫ સુધી લઈ જઈ શક્યું, રશિયાનું સોવિયેટ રાજ્ય પછાત અને છૂટીછવાઈ વસ્તી-વાળા વિસ્તૃત પ્રદેશમાં નિરક્ષરતા ૭૮ ટકાથી ઘટાડીને ૮ ટકા સુધી લાવી શક્યું, તુર્કી અને ચીન આ કપરો સવાલ ટૂંક સમયમાં હાથ ધરી શક્યું તો હિંદ પોતાના બાલિકોને ઠીક ઠીક ઓછા સમયમાં શા માટે કેળવણી ન આપી શકે? 'કરવાનો ખરચ ભારે છે એની ના પાડી શકાય એમ નથી, પરંતુ યુદ્ધનો અનુભવ સૂચવે છે કે, જરૂરિયાત અતિશય તાકીદની છે એમ એક વાર ઠરી ગયા પછી, તેને પહોંચી વળવા માટે જોઈતાં નાણાં મળી રહે છે,' આમ કહીને કેળવણીના કેન્દ્રીય સલાહકાર બોર્ડે, એ વાત પર મેખ મારી છે.

કેળવણી તથા સાક્ષરતાની પ્રવૃત્તિ આગળ ધપાવવામાં સૌથી મોટી મુશ્કેલી નાણાંની તંગી કરતાં, વિશેષે કરીને, યોગ્ય તાલીમ પામેલા શિક્ષકોની અછતની છે. શિક્ષકોના પગારનું ક્ષુદ્ર ધોરણ તથા તેમને આપવામાં આવતો નીચો દરજ્જો એ પરિસ્થિતિ માટે ઘણે અંશે જવાબદાર છે. શક્તિશાળી તરુણ સ્ત્રી તથા પુરુષોને એ ઉમદા વ્યવસાયમાં જોડાવા માટે લગભગ કશું જ પ્રોત્સાહન મળતું નથી અને છેવટે એ ધંધામાં જોડાનારાઓ પૈકી ઘણાખરા માણસો ખોટું માનસિક વલણ લઈને એમાં દાખલ થાય છે, કારણ કે, તેઓ પસંદગીથી દોરવાઈને નહીં પણ

જ્યા સત્યના ગાભીર્યમાથી શબ્દો બહાર આવે છે

જ્યા અવિરત પ્રયત્ન પૂર્ણતા તરફ પોતાના હાથ લબાવે છે

જ્યા વિચારશક્તિનુ નિર્મળ ઝરણ નિર્જીવ ટેવની શુષ્ક રણરેતીમા લુ થયેલ નથી

જ્યા તારા વડે મન નિરતર વિસ્તરતા વિચારમા અને કર્મમા આગ દોરાય છે—

એ ગોશ્વના સ્વર્ગમા એ મારા પિતા! મારા દેશને જાગ્રત થવા દે